"શ્રીબોધ"ની ભેટ : ઈ. સ. ૧૯૨૬

# અભાગિની

- અથવા -

## સુશીલાની સંસારતૃષ્ણા.


અનુવાદક :
ભીમાશંકર શર્મા ગ્રન્થકાર
ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે,
અમદાવાદ.



પ્રકાશક :
જીવનલાલ અમરશી મહેતા
મંત્રી: 'શ્રીબોધ અને બાળક' માસિક,
અમદાવાદ.




મૂલ્ય રૂ. ૧-૮-૦

"સ્ત્રીબોધ"ની ભેટ : ઇ. સ. ૧૯૨૬

# અભાગિની

- અથવા -

## સુશીલાની સંસારતૃષ્ણા.

અનુવાદક :
ભીમાશંકર શર્મા ગ્રન્થકાર
ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે,
અમદાવાદ.

પ્રકાશક :
જીવનલાલ અમરશી મહેતા
મંત્રી: 'સ્ત્રીબોધ અને બાળક' માસિક,
અમદાવાદ.

•

મૂલ્ય રૂ. ૧–૮–૦

આવૃત્તિ ૧ લી. [ ઈ. સ. ૧૯૨૬ ] પ્રત ૧૬૦૦.



મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન: **વસંત મુદ્રણાલય**
ઘીકાંટા, સિવિલ હૉસ્પીટલ સામે,
**અમદાવાદ**

# ગ્રન્થાર્પણ

પરમ સૌજન્યશાલી શ્રીમાન્ શેઠ,

**શ્રી પૂનમચંદ પીતામ્બર શેલત**

હાથલ (સિરોહી રાજ્ય) નિવાસી

હાલ નિવાસ: **મુંબઈ.**

માન્યવર મહાશય,

આપ મારા જ્ઞાતિબંધુ છો; મારા પ્રત્યે સ્નેહભાવ ધરાવો છો; સાહિત્યસેવાની મારી અભિરુચિને આપ પ્રોત્સાહન આપો છો; જે જ્ઞાતિસેવા તરફ મારી હાર્દિક પ્રેરણા છે, તેમાં આપ પણ રસપૂર્વક અને આગેવાની ભર્યો ભાગ લો છો; મારી સાથેના સ્નેહભાવને અદ્યાપિ નિભાવી રહ્યા છો: એ સર્વ કારણોને લક્ષમાં લઈને આપનું શુભ નામ, આપની અનુમતિથી, મારી આ લઘુ સાહિત્ય કૃતિ સાથે જોડી દેવાનું હું ઇષ્ટ સમજું છું, અને આપણો આ સ્નેહસંબંધ અવિચળ રહે એમ ઇચ્છું છું.

સદૈવ સ્નેહાકાંક્ષી,
**ભીમાશંકર શર્મા ગ્રન્થકાર.**

# ભીમાશંકર શર્મા કૃત પુસ્તકો

૧ **"માનવ વિચાર અને તેની શક્તિઓ"**
સ્વ. મહાત્મા જેમ્સ એલનના બે ગ્રન્થનો એકત્ર અનુવાદ. કિંમત ૦-૮-૦.

૨ **"ઉષારાણી"**
અર્ધ ઐતિહાસિક નવલકથા.

૩ **"પરિષદ્ ત્રિવેણી"**
ત્રણ કાલ્પનિક પરિષદોનો રસમય વૃતાન્ત.

૪ **"વર્તમાન વિદ્યાર્થી-જીવન"**
મનન કરવા યોગ્ય વિચારોથી ભરપૂર નિબંધ.

૫ **"દાંભિક દેશભક્ત**
કિંવા
**શ્વેત વસ્ત્રોમાં છુપાયલો શયતાન!"**
ચાલૂ સમયની રસમય સામાજિક નવલકથા

૬ **"પતિ પત્નીના પત્રો"**
વિષય નામ પરથી સમજી શકાય છે.

# પ્રસ્તાવના

આર્ય ધર્મશાસ્ત્રોમાં નારીના જીવનનો ઉલ્લાસ તેનો પતિ ગણવામાં આવેલો છે. સંસારમાં 'ભાગ્ય' કિંવા પ્રારબ્ધ નામની જે એક અદ્રશ્ય સત્તા જોવામાં આવે છે તે પુરુષના સંબંધમાં ભલે ગમે તે હોય, પરંતુ સ્ત્રીને માટે તો તેનો સ્વામી જ તેનું ભાગ્ય છે; અને એટલા માટે જ જે નારી પતિરૂપ ભાગ્યવાળી હોય છે તેને સંસારમાં માત્ર ભાગ્યવતી જ નહિ કિન્તુ 'સાભાગ્યવતી' તરીકે ઓળખવામાં આવે છે. એથી વિપરીત સ્વામીરૂપ સૌભાગ્ય કિંવા સદ્ભાગ્યથી વંચિત વનિતાને 'વિધવા' ના નામથી સંબોધવામાં આવે છે; એટલે કે પતિરૂપ પ્રારબ્ધ કિંવા સ્વામીરૂપ સદ્ભાગ્યને ગુમાવી બેઠેલી સ્ત્રી સંસારમાં 'અભાગિની અબળા' તરીકે ઓળખાય છે.

પતિના જીવનકાળમાં ને તેના પરલોકવાસ પછી આર્ય નારીઓને એકપતિવ્રત કિંવા સતીત્વ–પાલનની ધર્મશાસ્ત્રોમાં આજ્ઞા કરવામાં આવેલી છે. પતિવ્રત કિંવા સતીત્વ વિશેની આર્યોની વ્યાખ્યા આ પ્રકારની છે:—

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥

**म. स्मृ. अ. ५, श्लोक १६५**

"પરપુરુષનું સ્મરણ ન કરવું તેનું નામ મનઃસંયમ, પોતાના પતિના ગુણો કરતાં બીજાના ગુણોનાં વધારે વખાણુ ન કરવાં તેનુ નામ વાક્સંયમ, અને પરપુરુષનો સ્પર્શ ન કરવો તેનું નામ શરીરસંયમ કહેવાય છે. આ ત્રણેય પ્રકારના સંયમવાળી જે સ્ત્રી મન, વાણી અને શરીરથી પતિની જ સેવા કર્યા કરે છે, તે સ્ત્રી પતિલોકમાં જાય છે અને સત્પુરુષો તેને સાધ્વી કિંવા પતિવ્રતા સ્ત્રી કહે છે."

પતિરૂપ સૌભાગ્યથી રહિત થયા પછી એટલે કે વિધવા થયા પછી સતી સ્ત્રીએ પોતાનુ પાતિવ્રત અખંડ રાખવા સારૂ કેટલાક વિધિનિષેધોનું પરિપાલન કરવું અત્યાવશ્યક છે. સ્મૃતિકાર મનુ વિધવા સ્ત્રીએ પાળવા યોગ્ય નિયમોના સારરૂપ, એક મુખ્ય નિયમનો આ પ્રમાણે ઉલ્લેખ કરે છે:—

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥

**म. स्मृ. अ. ५. श्लोक १५७**

"ઘરમાં ખાવા પીવાના ઉત્તમ પદાર્થો હોય તો પણ વિધવા સ્ત્રીએ સત્વગુણી ફળ ફૂલનો અલ્પ આહાર કરીને શરીરને ક્ષીણ કરવું તથા પતિના મરી ગયા પછી વ્યભિચારબુદ્ધિથી પરપુરુષનું નામ સુદ્ધાં લેવુ નહિ. અર્થાત્ પોતાનાં માતાપિતા તથા કુટુંબીઓ શિવાય

બીજા સંબંધ વગરના પુરુષોની સાથે કારણ વગર વ્યર્થ વાણીવિલાસ કિંવા વાર્તાલાપ કરવો નહિ."

આ ઉપરથી કુલશીલવતી આર્ય વિધવા સ્ત્રીએ પોતાનું જીવન કેવી રીતે વ્યતીત કરવુ જોઇએ એ સહજ સમજી શકાય તેમ છે. વૈધવ્ય જીવનના એક જ મુખ્ય નિયમની અવગણના કરવાથી આર્ય અબળાના હૃદયમાં 'સંસારતૃષ્ણા' કિંવા વિષયવિકારનો ઉદ્ભવ થાય છે; તેના પરિણામે તે એવી અધોગતિને પ્રાપ્ત થાય છે કે જેમાંથી તેનો પુનરુદ્ધાર થવો અસંભવિત થઈ પડે છે. વિધવા નારીના હૃદયમાં વિષયવિકાર એ સુધાથી પરિપૂર્ણ પાત્રમાં હલાહલ (વિષ)ના મિશ્રણ સમાન છે. જેવી રીતે અમૃતમાં વિષનું મિશ્રણ થયા પછી તેનું પૃથક્કરણ કરવા બેસવું તેના કરતાં પ્રથમથી સાવચેતી રાખીને મિશ્રણ થવા જ ન દેવુ એ વધારે બુદ્ધિમત્તા છે; તેવી જ રીતે એક પવિત્ર ચરિત્રા વિધવાના નિષ્કંક જીવનપ્રવાહમાં વિષયરૂપ વિષનું પ્રાણહારક મિશ્રણ થવા ન દેવું એ સદૈવ કલ્યાણકારક છે. એવું મિશ્રણ થવા ન પામે એટલા સારૂ ધર્મશાસ્ત્રોમાં વૈધવ્યના કઠોર નિયમો દર્શાવવામાં આવેલા છે. એ નિયમોના પાલનથી કવચ ધારણ કરેલા પુરુષના શરીરની પેઠે વિધવા સ્ત્રી પોતાના શીલ કિંવા સતીત્વને નિષ્કલંક રાખી શકે છે. એથી વિપરીત જે વિધવા એ નિયમોનું ઉલ્લંઘન કરે છે તે પવિત્ર હોવા છતાં અને પાપના દુઃખમય માર્ગ તરફ જવાની પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ વિનાશના પંથે પ્રગતિ કરે છે. એજ સિદ્ધાન્તનું રહસ્ય કથા પ્રસંગમાં ગૂંથીને પ્રસ્તુત નવલકથામાં સમજાવવામાં આવેલું છે.

વિધવાઓને તેમના વૈધવ્ય ધર્મના શિક્ષણથી વંચિત રાખવામાં આજકાલનાં માબાપો કેટલી સીમા પર્યન્ત જવાબદાર છે તથા તેમ

કરવાથી તેમને પાછળથી પશ્ચાત્તાપ કરવાનો દુઃખદાયક પ્રસંગ આવે છે, એ વાત આ નવલકથાની નાયિકા અભાગિની સુશીલાનાં માતા-પિતાના ચરિત્ર પરથી સમજાવવાનો પ્રયાસ કરવામાં આવેલો છે. આજકાલના શિક્ષિતોમાં મદિરાપાનનું વ્યસન કેવું ઘર કરી રહ્યું છે તથા તેનુ પરિણામ પોતાને માટે તેમજ પોતાના પરિવારને માટે કેવું વિનાશક આવે છે, એ વાત સુશીલાના પિતા દીનેશચન્દ્રના દ્રષ્ટાન્તથી સમજાવવામાં આવેલી છે. એજ પ્રમાણે અત્યારનાં તીર્થ સ્થળોની દુર્દશા તથા તીર્થગુરુઓ–પંડયાઓ–ની અધોગતિનું પણ કથા પ્રસંગમ વર્ણન કરવામાં આવેલું છે. પરતુ પવિત્ર સ્થળોની દુર્દશાનું દુઃખ-દાયક તથા રોમાંચક વર્ણન પણ મૂળ લેખકે મર્યાદિત ભાષામાં કરેલુ છે. એટલે કે આજકાલની કેટલીક નવલકથાઓમાં સમાજમાં પ્રચલિત દુર્વ્યસનો કિંવા બદીઓ વિશે જે આકર્ષક શૈલીથી ઉલ્લેખ કરવામાં આવે છે, તે આ શૈલીનું નવલકથામાં અનુસરણ કરવામાં આવેલું છે. ધર્મપ્રિય લેખકનું ધર્મભીરુ હૃદય બદીઓ તરફ સંકેત માત્ર કરીને સ્તંભી ગયેલું દ્રષ્ટિગોચર થાય છે.

પ્રસ્તુત નવલકથા 'ભારતવર્ષ' નામક માસિક પત્રના સંપાદક તથા સુપ્રસિદ્ધ ગ્રન્થકાર શ્રીયુત્ જલધર સેનકૃત '**अभागी**' નામક એક બંગાળી નવલકથાનો શોધિત વર્ધિત ગુર્જર અનુવાદ છે. 'શોધિત વર્ધિત' નો અર્થ અહીં કેવળ એટલોજ લેવાનો છે કે મૂળ લેખકની સૂત્રાત્મક શૈલીને ગુજરાતી નવલકથાઓની ચાલુ શૈલીના રૂપમાં પરિ-વર્તિત કરવામાં આવેલી છે. પ્રકરણોનાં વિષયસૂચક શીર્ષકો (મથાળાં) મૂળ પુસ્તકમાં ન હતાં તે અનુવાદમાં આપવામાં આવેલાં છે; અને પુસ્તકનુ બીજું અન્વર્થક નામ 'સુશીલાની સંસારતૃષ્ણા' ઉમેરવામાં આવેલું છે. આશા છે કે નવલકથારસિક વાચકોને આ સર્વ વસ્તુઓ

ગમશે. પ્રસ્તુત અનુવાદ ઈસ્વી સન્ ૧૯૨૨ માં જ્યારે હું મુંબઇમાં રહેતો હતો, ત્યારે સમાપ્ત કર્યો હતો; અને આજે મુંબઇમાં બેસીને જ આ પ્રસ્તાવના લખી રહ્યો છું. પુસ્તકનાં પ્રૂફ રા. જીવનલાલ મહેતાએ વાંચેલાં છે તે માટે તથા આ પુસ્તક 'સ્ત્રીબોધ' માસિકપત્રના ગ્રાહકોને ભેટ આપવા સારૂ પ્રકટ કરવાં માટે હું તેમનો આભાર માનું છું. કેટલેક સ્થળે દ્રષ્ટિદોષના કારણથી ભૂલો રહી ગયેલી છે તે માટે સુજ્ઞ વાચકો ક્ષમા કરશે એવી આશા છે.

બંગાળી ભાષા પરથી કરેલા અનુવાદોમાં આ મારો બીજો પ્રયાસ છે. લેખનશૈલીમાં કેટલેક સ્થળે અલ્પસ્વલ્પ સંશોધન કરવાની ઇચ્છા હતી, પરંતુ ઉપર જણાવ્યું તેમ પુસ્તકનાં પ્રૂફો મારી પાસે આવેલાં ન હોવાથી તેમ કરી શકાયું નથી. ઈશ્વરેચ્છા હશે તો બીજી આવૃત્તિ વખતે રહી ગયેલા દોષાનું અવશ્ય સંશોધન કરવામાં આવશે.

અંતે પરમ કૃપાળુ પરમાત્માનો અંતઃકરણ પૂર્વક આભાર માની પ્રસ્તાવનાની અહીંજ પરિસમાપ્તિ કરૂં છું. ૐ શાંતિ.

પોષ વદિ ૧૧ રવિ<br>
વિક્રમાર્ક ૧૯૮૨<br>
તા. ૧૦–૧–૨૬<br>
મુંબઈ.

ભવદીય કૃપાકાંક્ષી,<br>
**ભીમાશંકર શર્મા.**



# સંક્ષિપ્ત મહાભારત

મૂળ સંસ્કૃતના આધારે લખનાર:—રતિપતિરામ ઉ૦ પંડયા.

[ નવાં દસ ચિત્રો—કીમત રૂ. સાડાચાર. પોસ્ટેજ જુદું.]

ઘણાક ધર્મજીજ્ઞાસુ જનો "મહાભારત" માટે પચાસ રૂપીયા સુધી ખર્ચી નાખવા તૈયાર થાય છે, તેમને મૂળ સંસ્કૃતનાજ આધારે સરળ ભાષામાં કથા-વાર્તા રૂપે લખાયેલું આ **"મહાભારત" માત્ર સાડાચાર રૂપીઆમાં** મળે એ એક આશીર્વાદ રૂપ થઇ પડશે. **જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના ૧૯૨૫–૨૬ એ બે વર્ષના ગ્રાહકોને રૂ. સવાબેમાં માળાનાં બીજાં પુસ્તકો સાથે મળે છે.**

કદ—રોયલ આઠ પેજી સાઇઝનાં વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે લગભગ ૪૦૦ પાનાં, ઝાડા એન્ટીક કાગળ, પુઠું મજબુત સળંગ છીંટનુ ને સોનેરી નામોનું સુશોભિત.

કોઇ પણ ગુજરાતી કોષ ખરીદતાં પહેલાં આ કોષ નજરે જોઇ જવા ખાસ ભલામણ છે—

# ગુજરાતી શબ્દાર્થચિંતામણિ

ટ્રેનીંગ કૉલેજ, હાઇસ્કૂલ, વિનયમંદિરના શિક્ષકો, વિદ્યાર્થીઓ. લાયબ્રેરીઓ તેમજ ગુ૦ ભાષાના અભ્યાસીઓને હાલતાં ચાલતાં ઉપયોગી થઇ પડે તેવો **નવોજ આ શબ્દકોષ બહાર પડયો છે.**

શબ્દો—૪૨૦૦૦થી વધારે. **અર્થો**—ચોક્કસ અને પુરેપુરા. **સાઇઝ**—ક્રાઉન ૧૬ પેજી ટાઇપ—ઝીણા–સ્મોલ પૈકા; **પાનાં ૧૬૦૦ પુંઠું** પાકું **સોનેરી નામનું.** આટલું છતાં **કીમત રૂ. ૫–૮–૦** એ ભાગ જુટા બાંધેલાના રૂ. **છ.** ( પોસ્ટેજ ખર્ચ જુદું.)

# અનુક્રમણિકા

# કથામંજરી.

## ( ભાગ પહેલો. )

**( સોનેરી નામનું પુંઠું. કિમત રૂ. બે. )**

આ ભાગમાં કોઇ સંગ્રહમાં ન આવેલી એવી વિદ્વાન લેખકોની ખાસ ચુંટી કાઢેલી નીચેની **સોળ** વાતો છે. આ પુસ્તક મેટ્રીકમાં ટેક્સ્ટ બુક તરીકે એક સાલ મંજુર થયું હતુ.

**૧ વેષધારી.** ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ. **૨ તારાનું અભિજ્ઞાન.** ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. ) **૩ એક રાત્રી.** ( ડો. રવીન્દ્રનાથ ટાગોર ), **૪ અપરિચીતા.** [ રા. રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ ]. **૫ મણી.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ) **૬ વીસમી સદીની શકુંતલા.** [ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ] **૭ દોલત.** ( સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ), **૮ સુમનનો સંતાપ.** ( રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલ. એલ. બી. ) **૯ લગ્ન.** ( સૌ. શારદા મહેતા: બી. એ. ) **૧૦ ગરબાવાળી. ૧૧ પૈસો કે પ્રેમ.** ? [ રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ. ] **૧૨ વિચિત્ર સ્વયંવર. ૧૩ રેણુકા.** [ રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ]. **૧૪ સ્નેહ પહેલાં સાન. ૧૫ પ્રિયબાલા.** ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) **૧૬ લલીત-માધુરી.** [ રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. ]

---

# કથામંજરી.
## ( ભાગ બીજો. )

**સોનેરી સુંદર બંધાઈ. કિંમત રૂ. ત્રણ.**

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો—કથાઓ છે.

૧ **નિર્મળા** ( લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહ-કથા. ) ૨ **ગુલછરીન. બાગમાં ગુલાબ.** ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા ) ૩ **બે મૃગનાયક** ( જીવનલાલ અમરશી મહેતા. આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. ) ૪ **સુખી રાજકુમાર** ( રા. રા. સવાઇ-લાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાતવાળી કથા. ) ૫ **એક સ્વપ્ન** ( રા, રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલ એલ. બી. ) ૬ **મદનનો મનોરથ,** ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ એલ. બી. ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય) ૭ **નિર્ભયતાની મૂર્તિ** (લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી). ૮ **માછીની છોકરી.** (રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. ) ૯ **ચતુર્મુખ**–ચાર મુખનું કૌતક [ લે. રા. બ. રમણ ભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ] ૧૦ **બુક્ષાદારબંધ** ( લે. રા. બ. રમણભાઇ મહિ-પતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ) ૧૧ **વિચિત્ર વીલ.** ( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા. ) ૧૨ **હીરા માણેકની મોટી ખાણ.** ( લે. રા. રા. મણિશંકર રત્નજી ભટ. ) ૧૩ **દુઃખમાંથી સુખ** [ સ્વ. રાજકવિ કલાપી ] ૧૪ **માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ.**

---

# હાસ્યકથામંજરી.

## ( ભાગ પહેલો. કીમત રૂ. બે )

રા. બ. રમણભાઇ મહીપતરામે લખેલો ઉપોદ્ઘાત, રા. રા. મોતીભાઈ નરસિંહભાઇ અમીને લખેલી " પટેલપોથી " ની પ્રસ્તાવના તથા રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો " હાસ્યરસ " વિશેનો નિબંધ, અને હાસ્યરસથી ભરેલી "**પટેલપોથી**" ઉપરાંત જુદા જુદા વિદ્વાનોએ લખેલા સામાજીક તથા સાહિત્યવિષયક કટાક્ષમય ૨૭ લેખો. વાતો, સ્કેચ વગેરેનો આ અત્યંત રમુજી છતાં મહત્વનો સંગ્રહ છે. પૃષ્ઠ ૨૫૦ ઉપરાંત સોનેરી નામનું સુંદર પુઠું.

---

## હાસ્ય કથામંજરી.

### ( ભાગ બીજો. )

લેખક:—રા. રા. **ધનસુખલાલ કે. મહેતા.** હાસ્યજનક ૭ ચિત્રો. પૃષ્ઠ ૨૫૦ પાકું સોનેરી પુઠું. **કીમત રૂ. બે.**

આમા તેમની " અસાધારણ અનુભવ "ની અત્યંત હાસ્યરસપ્રધાન લાંબી વાર્તા તથા તેવીજ બીજી વીસ વાતો છે. બે ઘડી દીલને આરામ અને આનંદ મેળવવા માટે **હાસ્યકથામંજરીનો પહેલો** ભાગ તથા આ **બીજો** ભાગ જરૂર સંગ્રહમાં રાખવા યોગ્ય છે.

---

# બાળકો માટેનાં પુસ્તકો-

## સદ્બોધ વાર્તાવલિ, ભા. ૧-૨.

લેખક સ્વ. નારાયણ હેમચંદ્ર. દરેક ભાગની કીંમત પાંચ આના. કલ્પિત નહિ પણ સાચા બનાવોની બાળકોને ધડો લેવા જેવી નાની નાની વાતોના સંગ્રહરૂપે આમાં નીચે પ્રમાણે વિષયોનાં પ્રકરણો છે: (૧) જીવનનું પરિવર્તન. (૨) કર્તવ્યપરાયણતા. (૩) દયા. (૪) સત્યનિષ્ઠા. (૫) ન્યાય. (૬) વિશ્વાસ.

## ચાર વર્ષનું બાળક.

(ઇ. સ. ૧૯૨૩ના સ્ત્રીબોધના 'બાળક' વિભાગનું પાકું બાંધેલું પુસ્તક)

**ખાસ બાળકો** માટેજ લખાયેલા ઉપદેશક લેખો, કવિતાઓ, નાની નાની વાતો, સંવાદો, જીવનચરિત્રો, સિંહાસન બત્રીસીની આઠ વાર્તાઓ, રામાયણની બાર વાતો વગેરે અનેક જાતના લેખોથી ભરપુર લગભગ ૩૦૦ પૃષ્ઠ અને કેટલાંક ચિત્રો સાથે. પાકું પુંઠું **કી. રૂ. બે.**

## પાંચમા વર્ષનું બાળક.

"સ્ત્રીબોધ"ના બાળક વિભાગના ઇ. સ. ૧૯૨૪ ની સાલના ખાસ બાળકો માટેજ લખાયેલા નાના નાના લેખો, કાવ્યો, સંવાદો, ચરિત્રો, સિંહાસન બત્રીશીની વાતો, રામાયણની વાતો, બાળકો રસપૂર્વક વાંચે તેવી બોધ લેવા લાયક ટુંકી ટુંકી વાતો વગેરેનો લગભગ ૩૦૦ પાનાંનો સંગ્રહ. પુંઠું પાકું. **કીમત રૂ. દોઢ.**

## છઠ્ઠા વર્ષનું બાળક.

સ્ત્રીબોધના "બાળક" વિભાગનું ઇ. સન ૧૯૨૫ ની સાલનું ઉપર પ્રમાણેનુંજ પાકું બાંધેલું પુસ્તક. **કીમત. રૂ. દોઢ.**

# અભાગિની

## અથવા

# સુશીલાની સંસારતૃષ્ણા.



## પ્રકરણ ૧ લું.

### મિત્રયુગલ.

દીનેશ અને સતીશ બન્ને બાળમિત્રો હતા. હુગલા જિલ્લાના કુસુમપુર ગામમાં તેમનાં ઘર હતાં. દીનેશ કાયસ્થજાતિનો હતો અને સતીશ બ્રાહ્મણ કુલમાં જન્મ્યો હતો. તેઓ માત્ર બાળમિત્રો જ નહિ કિન્તુ સહાધ્યાયીઓ પણ હતા. પ્રવેશિકા પર્યન્તનો વિદ્યાભ્યાસ તેમણે કુસુમપુરના વિદ્યાલયમાંજ કર્યો હતો. બન્ને એક જ વર્ગમાં એકજ બાંકડા પર એક બીજાની પાસે બેસતા હતા. વાર્ષિક પરીક્ષામાં કોઈવાર દીનેશ પહેલો તો સતીશ બીજો; અને કોઇ વાર સતીશ પહેલો તો દીનેશ બીજો આવતો હતો. પ્રવેશિકા પરીક્ષામાં બન્ને દ્વિતીય શ્રેણીમાંજ ઉત્તીર્ણ થયા હતા. ત્યારપછી આગળ અભ્યાસ કરવા માટે કલકત્તા આવ્યા હતા. કલકત્તામાં તે એક જ હૉસ્ટેલમાં રહ્યા હતા પણ એકજ કૉલેજમાં દાખલ થયા ન હોતા. દીનેશ 'જનરલ એસેમ્બ્લી કૉલેજ' માં દાખલ થયો હતો અને સતીશ 'પ્રેસિડેન્સી કૉલેજ' માં અભ્યાસ કરવા લાગ્યો હતો. એક.

એ. ની પરીક્ષામા નાપાસ થવાથી દીનેશે મૈમનસિંગ જિલ્લામાં આવેલા એક ગામની નાની નિશાળમાં મુખ્ય શિક્ષકની નોકરી સ્વીકારી લીધી હતી. સતીશ બી. એ. નો અભ્યાસ કરી રહ્યો હતો. નાતાલ વગેરેની રજાઓમા બન્ને એક બીજાની મુલાકાતે જઇ આવતા હતા. પરંતુ જ્યારથી સતીશ બી એ. અને તે પછી એલ. એલ. બી. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈને શાહજહાંપુરમાં વકીલાતનો ધંધો કરવા માટે ચાલ્યો ગયો હતો, ત્યારથી તેને દીનેશના સમાચાર મળતા બંધ થઈ ગયા હતા. સતીશ ગરમીની રજાના દિવસોમાં કુસુમપુર ગયો હતો. ત્યા તેના સાંભળવામાં આવ્યુ હતું કે દીનેશ કલકત્તાના કોઇ અંગ્રેજ વ્યાપારીને ત્યા ઉચા ઓદ્ધાની નોકરી કરી રહ્યો હતો. તેની વડિલોપાર્જિત મિલ્કત તેના ભાઇઓએ વહેચી લીધી હતી, કારણ કે, તે હવે વતનમાં આવતોજ ન હોતો. એજ વખતે દીનેશના લગ્ન થવાના સમાચાર પણ સતીશને મળ્યા હતા. દીનેશને ત્યાં એક કન્યા અવતરવાનું પણ સતીશે ત્યાં જ સાંભળ્યું હતું. આ પછી લાંબા વખત સુધી એક બીજાને મળવાનો તેમજ એક બીજાના સમાચાર સાંભળવાનો અવસર આવ્યો ન હોતો. સતીશ બાબૂ પણ પોતાના ઘરનો મોહ છોડીને એક પ્રકારના સાહેબ બની ગયા હતા!

૨

## મિલન અને નિમંત્રણ.

સતીશની પહેલી પુત્રી નિહાર બાલાનો વિવાહ કલકત્તામાં જ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. વર પક્ષના લોકોએ શાહજહાંપુર સુધી જવાની ના પાડવાથી સતીશને ફરજિયાત પોતાના પરિવાર સાથે કલકત્તા આવવું પડયું હતુ. કલકત્તામાં તેમના જેટલા

ભાઇબંધો તથા ઇષ્ટ મિત્રો હતા તેઓ બધા વિવાહની તૈયારીઓ કરી રહ્યા હતા. સતીશ આજકાલના બંગાલી સાહેબોની પેઠે રહેતા હોવાથી કલકત્તામાં તેમના કુટુમ્બીઓ તથા નજદીકનાં સગાં સિવાય બીજા વધારે બન્ધુ બાન્ધવો હતા નહિ. વિવાહની ચાર પાંચ દિવસ પહેલાં સતીશ જે લોકોને લગ્નની કંકોત્રીઓ મોકલવાની હતી તેમનાં નામની એક યાદી પોતાના બે ત્રણ કુટુમ્બી જનો સાથે તૈયાર કરી રહ્યો હતો. એ વખતે તેને પોતાના બાલસ્નેહી દીનેશચન્દ્રનું અચાનક સ્મરણ થઇ આવ્યું, અને તેણે પોતાના ભત્રીજા સુબોધને સંબોધીને કહ્યુ કે: " કાં સુબોધ ! મે સાંભળ્યુ છે કે આપણા ગામના દીનેશ પણ અહીંજ કોઇ ઠેકાણે નોકરી કરે છે. એમનું ઘર કયાં છે તેની તને ખબર છે ? એમને ત્યાં આપણે લગ્નપત્રિકા મોકલાવવી પડશે. "

" તેઓ 'જોન મરે એન્ડ કું.' મા નોકરી કરે છે એમ સાંભળ્યું છે. પણ તેમનું ઘર કયાં છે એની ખબર નથી. " પ્રબોધચન્દ્રે જવાબ આપ્યો.

" આ શું ! એક તો દીનેશ આપણા ગામના અને બીજું મોટા ઓહ્દા પર નોકરી કરનાર તો પણ તમે તેમનું ઘર નથી જાણતા!" સતીશબાબૂએ કાંઇક આશ્ચર્ય દર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

" એ પણ કયાં ઘેર આવે જાય છે અને ઘરના લોકોની ખબર કાઢે છે ! એથી અમે લોકોએ પણ એમને ત્યાં જવા આવવાનો સંબંધ રાખ્યો નથી. " પ્રબોધે પાંચેક મિનિટ સૂધી વિચાર કરીને પ્રત્યુત્તર દીધો.

" તે 'જોન મરે એન્ડ કું.' માં નોકરી કરે છે, એ તો તું

જાણે છે ને ? " સતીશચન્દ્રે પૂછ્યું.

" સાંભળ્યું છે; બરાબર કહી શકતો નથી. " પ્રબોધે કહ્યું.

"ઠીક, કાલે એકવાર એ કંપનીની ઑફિસમાં જઇને ખબર કાઢી આવશું; કારણ કે, તે મારા બાળપણના મિત્ર છે. અમે સાથેજ નિશાળમાં ભણ્યા છીએ; કલકત્તામાં પણ સાથે જ રહ્યા છીએ. વળી તે અત્યારે કલકત્તામાંજ છે અને આપણું આમંત્રણ ન જાય, એ તો ઠીક ન કહેવાય. "

બીજે દિવસે સાંજે પાંચ વાગ્યા પહેલાંજ સતીશ 'જોન મરે' ની ઑફિસમાં પહોંચી ગયા હતા. એક બાબૂની સાથે બારણામાંજ મુલાકાત થતાં તેમણે દીનેશચન્દ્ર રૉયના વિષયમાં પૂછ્યું હતું. તે બાબૂએ તેમને કહ્યું: " આપ મારી સાથે આવો, હું અમારા વડા ખજાનચી સાહેબની પાસે આપને લઇ જાઉં છું. " આ પરથી સતીશને જણાયું કે તે (દીનેશ) જોન મરે કંપનીનો મોટો ખજાનચી હતો. સતીશે અંદર જઇને જોયુ તો ખજાનચી મહાશય લાકડાના એક મોટા પાંજરાના આકારવાળા ગોળ મેજ પાસે ગોળ ફરતી કુર્શીપર બેઠા બેઠા પૈસાની આપ લે કરી રોજમેળમાં જમે ઉધાર નાખી રહ્યા હતા. ઘણા વખત પછી એક બીજાની મુલાકાત થયેલી હોવાથી દીનેશ પોતાના મિત્ર સતીશને ઓળખી શક્યો નહિ, પણ સતીશે દીનેશને તરત જ ઓળખી લીધો હતો. આમાં દીનેશનો કાંઇપણ દોષ કાઢી શકાય તેમ ન હતું, કારણ કે, શતીશની લાંબી દાઢી તથા કેશપૂર્ણ મસ્તક જોઇને તેને ઓળખવાનું કામ વધારે કઠિન થઇ ગયું હતું. દીનેશને અપરિચિત દૃષ્ટિથી પોતાના તરફ જોતો જોઇને સતીશે જાણી લીધુ કે તે તેને ઓળખી શક્યે નહોતો.

એટલે તેણે કહ્યું કે: " કેમ દીનેશ, શું તમે મને નથી ઓળખતા? હું સતીશ છું ! "

સતીશના મુખમાંથી એ શબ્દો નીકળતાંની સાથે જ દીનેશ આનંદને લીધે ગોછળી પડયો, અને ' અહા સતીશ! ' એવો ઉદ્ગાર કાઢીને પોતાની બેઠકમાંથી બહાર આવી પોતાના ઘણા કાળથી વિખૂટા પડેલા બાળમિત્રને ગળે વળગી પડયો. થોડી વાર પછી જ્યારે આવેશ ઓછો થયો ત્યારે તેણે સતીશનો હાથ પોતાના હાથમા લઇને કહેવા માંડયું કે: " આનંદમાં તો છોને ભાઈ! કહો, ઘરના શા સમાચાર છે ? અહી કયારે આવ્યા ? કયાં ઊતર્યા છો? આટલા દિવસ પછી કલકત્તા યાદ આવ્યુ ? "

" ભાઇ, હું વકીલ છું, એક પછી એક સવાલ પૂછો તો તમને જવાબ દઇ શકું. આટલા બધા સવાલો એકજ સાથે પૂછવાની કાયદામાં ના પાડવામાં આવેલી છે. " સતીશે હાસ્યયુક્ત સ્વરથી વાણીવિનોદ કર્યો.

" હશે, બીજી બધી બાબતો રહેવા દો. તમે ઊતર્યા કયાં છો એજ પહેલાં કહો. " દીનેશે હસીને કહ્યું.

" હું મારી એક કન્યાનાં લગ્ન કરવા માટે મારા પરિવાર સાથે અહીં આવ્યો છું અને શ્યામ બાજારમાં એક ભાડાનું ઘર રાખીને ત્યાં રહ્યો છું. " સતીશે જવાબ દીધો.

" કન્યાનાં લગ્ન કરવા માટે ? તમારે કન્યા કયારે થઇ હતી ? તેનાં લગ્ન કયારે થવાનાં છે ? કોની સાથે થવાનાં છે ? શુ કાંઇ આપવા કરવાનું છે ? " દીનેશે વળી પાછું કાયદાથી વિરુદ્ધ વર્તન કરી દેખાડયું.

" આ જૂઓ. ફરી તમે કાયદાનો ભંગ કર્યો ! આ બધી વાતો આપણે પછી કરીશું. હાલ તરત તો તમારા રહેવાના ઘરનું મને ઠેકાણું આપો એટલે ઘેર આવીને લગ્નપત્રિકા આપી નોતરૂં દઇ જાઉં. " સતીશે કહ્યું.

" મારી સાથે આ બધા શિષ્ટાચારની શી આવશ્યકતા છે ? લગ્ન કયારે છે, આટલું જ જણાવી દો, એટલે હું જ બધાને લઇને તમારે ત્યાં આવી પહોંચીશ. તમારૂં શ્યામ બાજારનું ઠેકાણું મને આપતા જાઓ એટલે આજે જ ઑફીસમાંથી ઘેર જતી વખતે તમારે ત્યાં થતો જઇશ. " દીનેશે ખુલાસો કર્યો.

" પણ તમે તમારૂં ઠેકાણું તો આપી દો. કોઇવાર અચાનક કામ પડી જાય, તો તે વેળાયે મારે કયાં જવું ? " સતીશે પ્રથમ દીનેશનું ઠેકાણું જાણી લેવાના હેતુથી કહ્યું.

" હું સર્પેન્ટાઇન્ લેનમાં રહુ છું. બૌબાજાર સ્ટ્રીટમાં થઇ સર્પેન્ટાઇન્ લેનમાં થોડે દૂર સુધી ગયા પછી પહેલું જ જે મકાન આવે છે તે મારૂં ઘર છે. " દીનેશે કહ્યું.

" લ્યો; આ મારૂં ઠેકાણું. " એમ કહીને સતીશે પોતાની ડાયરીમાંથી કાગળનો એક કકડો કાઢીને દીનેશના હાથમાં આપ્યો અને ત્યાર પછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

દીનેશ ઑફિસમાંથી ઘેર જતી વેળાયે તે દિવસે સતીશને ત્યાં ગયો નહિ. સતીશે વિચાર કર્યો: ' કદાચ કામ કાજને લીધે દીનેશ આજ આવી નહિ શકયો હોય. આવતી કાલે શનિવાર હોવાથી તેમની ઑફિસ બે વાગે બંધ થશે તે વખતે આવશે. '

પરંતુ સતીશની એ આશા પણ વ્યર્થ થઇ હતી; કારણ કે શનિવારે પણ દીનેશ તેને મળવા માટે આવ્યો નહોતો.

*　　*　　*　　*

બીજે દિવસે રવિવાર હોવાથી સતીશ સર્પેન્ટાઇન્ લેનમાં દીનેશનું ઘર પૂછતો પૂછતો જઇ પહોંચ્યો. ઘરના નોકરને પૂછવાથી જણાયું કે તે ઘેર ન હોતો.

" એ કયારે આવશે એ વિશે કાંઇ કહી ગયા છે ?" સતીશે દીનેશના ઘરના નોકરને પૂછયુ.

" એમનું કાંઇ ચોક્કસ નથી. હમણાં આવે–થોડીવાર પછી પણ આવે–અથવા આજે ન પણ આવે. " નોકરે જવાબ દીધો.

" શું તે કલકત્તામાં નથી ? કયાંય બહાર ગયા છે ?" સતીશે આશ્ચર્યચકિત્ થઇને પૂછયું.

" કલકત્તામાં જ છે, જવાના કયાં હતા ? " નોકરે વિરક્ત ભાવથી ઉત્તર દીધો. થોડીવાર રહીને તેણે કહ્યું: " શનિ તથા રવિવારને દિવસે તેઓ ઘેર રહેતા નથી. "

નોકરને મોઢેથી એ ખુલાસો સાંભળીને સતીશે પોતાની નિમંત્રણ પત્રિકા તથા તે સાથે એક ચિઠ્ઠી તેને આપી દીધાં. ત્યાર પછી તે તરતજ પોતાને ઘેર આવ્યો. ઘરમાં જતા જ તેના ભત્રીજા સુબોધે પૂછયું: " તમે આટલી વાર સુધી કયાં હતા ?"

" દીનેશને મળવા માટે ગયો હતો, પણ મુલાકાત થઇ નહિ. " સતીશે જવાબ દીધો.

" શું તે રોજ રોજ તમને મળ્યા જ કરે ?—અને તેમાં વળી શનિ રવિવારે ? છટ્ ! એટલી બધી ફુરસદ એમને કયાંથી હોઇ શકે વારૂ ? " સુબોધે રહસ્યપૂર્ણ શબ્દો ઉચ્ચાર્યા.

"કેમ ?" સતીશે આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર કાઢયો.

"એ બધુ સાંભળીને તમારે શું કરવું છે? જે માણસ મદિરાનું જેટલું સેવન કરતો જાય છે, તે તેટલોજ ચારિત્રહીન થતો જાય છે. બસો રૂપિયા મહીનાનો પગાર મળે છે અને એટલા જ ઉપરથી ખાવાના મળે છે, તોપણ તેમનો ખર્ચ પૂરો થતો નથી. ઘરમાં ફક્ત તેમની એક વિધવા કન્યા તથા સ્ત્રી છે." સુબોધે દીનેશના ચારિત્રનું રહસ્ય ઉઘાડું પાડી દીધુ.

દીનેશની આટલી દુર્દશાની કથા સાંભળીને સતીશને અતિશય દુઃખ થયુ. તેણે અત્યંત દુઃખપૂર્ણ સ્વરથી કહ્યું. "એક પુત્રી અને તે પણ વિધવા. આ દુઃખથી તો તેણે મરી જવુ જોઇએ. પણ તેને બદલે તેનું આવુ અધમ આચરણ? અમે બન્ને નિશાળમાં તેમજ કૉલેજમાં ભણતા હતા ત્યારે તો દીનેશ બહુ સારો છોકરો કહેવાતો હતો. મને લાગે છે કે કલકત્તામાં આવ્યા પછી કુસંગતિને લીધે તથા વધારે આવક થવાને લીધે તેની આ દશા થયેલી હોવી જોઇએ."

સતીશે એ વિશે વધારે કાંઇ પણ કહ્યું નહિ. તેની કન્યાના લગ્નના દિવસોમાં પણ દીનેશ બાબૂનાં દર્શન થયાં નહિ. તેથી સતીશ પણ તેને ફરી વાર મળવા ગયો નહિ. લગ્નનું કામ ઉકેલાઇ ગયા પછી તે પોતાના પરિવાર સહિત શાહજહાંપુર ચાલ્યો ગયો. પરંતુ પોતાના મિત્રની શોચનીય દશાનો વિચાર તેના મનમાંથી ક્ષણ માત્રને માટે પણ દૂર થયો નહિ.

૩

## દીનેશની દુર્દશા.

ઉપરોક્ત ઘટનાને ત્રણ માસનો કાળ વીત્યા પછી એક દિવસ સન્ધ્યા સમયે સતીશ પોતાના શાહજહાંપુરમાંના ઘરના દિવાનખાના-

માં બેઠો હતો. એજ વેળાયે એક મલિન વેષધારી મનુષ્યે અંદર પ્રવેશ કર્યો અને કેટલીક વાર સુધી સતીશના મુખમંડળ તરફ અનિમેષ દૃષ્ટિથી જોયા પછી હિન્દી ભાષામાં "શું ચટ્ટોપાધ્યાય વકીલનું આ જ મકાન છે?" એમ પૂછ્યુ. આવનાર મનુષ્યના બોલવા પરથી જ સતીશે જાણી લીધું કે તે ઉત્તર હિન્દવાસી નહિ પણ બંગાળવાસી છે; અને તેથી તેણે જવાબ આપતી વખતે બંગાલી ભાષામાં કહ્યું કે: "જી, હા; સતીશચન્દ્રનુ ઘર આંજ છે. તમારે કોનું કામ છે?"

આવનારે કાંઇ પણ ઉત્તર આપ્યા વિના સતીશની સામે કેટલીક વાર જોયા કર્યું, અને ત્યાર પછી તે ઘરની અંદરના ભાગમાં જઇને બેસી ગયો. સતીશ પણ આશ્ચર્યચકિત થઇને પાછળ પાછળ અંદર ગયો અને એકવાર પૂછેલો પ્રશ્ન ફરીથી પૂછયો કે: "મહાશય આપને કોનું કામ છે?"

"સતીશ! તમે મને ન ઓળખ્યો? હું દીનેશ છું!" આવનારે ભય વિહ્વલતાથી આસપાસ જોઇને પોતાની ઓળખાણ કરાવી.

"દીનેશ તમે!" સતીશે પહેલાંના કરતાં અધિક આશ્ચર્ય દર્શક સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા. ત્યાર પછી તો એકદમ કુર્શિ પરથી ઊભો થઇને પોતાના મિત્રને ગળે વળગી પડ્યો.

"સતીશ ભાઇ, દયા કરી ધીમેથી બોલો." દીનેશે ભયસૂચક દૃષ્ટિથી ચારે તરફ જોઇને અતિશય આર્જવતાથી કહ્યું.

સતીશ બિચારો કાંઇ પણ સમજી શકયો નહિ. તે દીનેશનો હાથ પકડીને તેને પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયો અને એક કુર્શિ પર બેસાડીને કહેવા લાગ્યો કે: "બીજી બધી વાતો પછી

કરીશું. હમણાં તમે મને એટલું કહો કે કયાંથી આવ્યા છો અને ક્યારે આવ્યા છો ? ખાવાપીવાનુ કાંઇ પણ કર્યું છે કે નહિ ?"

"કાલે ગાડીમાં થોડુંક ખાધું હતું. આજે પાસે પૈસા ન હોવાથી હજી સૂધી કાંઇ પણ ખાધું નથી." દીનેશે કહ્યું.

"તમે શાન્તિથી બેસો. હું પહેલાં અંદર જઇને તમારા માટે રસોઇ કરવાનું કહી આવું છું. પ્રથમ ખાઇ લ્યો એટલે પછી નિરાંતે આપણે વાર્તાલાપ કરીશું." સતીશે દીનેશને માટે ભોજન તૈયાર કરાવવાની વ્યગ્રતા દર્શાવીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"એમાંનું કાંઇ પણ કરવાની આવશ્યકતા નથી." દીનેશે સતીશનો હાથ પકડી તેને અંદર જતો અટકાવીને અત્યંત વ્યગ્રતાથી કહેવા માંડયુઃ "ભાઇ! પ્રથમ મારી કર્મકથા સાંભળી લ્યો. મેં ઑફિસના પાંચ હજાર રૂપિયા ઉચાપત કર્યા છે. સાહેબે મારા પર દાવો માંડયો છે, અને હું આ તરફ નાસી આવ્યો છું. મારા ઉપર વૉરન્ટ નીકળ્યું છે; મને ઘરમાં રાખવાથી તમો પોતે દુઃખમાં આવી પડશો. હું અહીં રહેવા માટે આવ્યો નથી. મને થોડાક રૂપિયા આપો એટલે પશ્ચિમ દિશામાં વળી કોઇ દૂરના શહેરમાં પહોંચી જાઉં. આજેજ રાતની ગાડીમાં હું અહીંથી જઇ શકું તેવી સગવડ કરી આપો ભાઇ!"

"કામ તો બહુજ ખરાબ કર્યું છે, દીનેશ! પણ શું આમ નાસી જવાથી આ અંગ્રેજી રાજ્યમાં કોઇ બચી શકે છે? તમારાથી જે અપરાધ થયો છે તેની શિક્ષામાં નથી મળવાની ફાંસી કે નથી થવાની દેશનિકાલની સજા. માત્ર અમુક વર્ષની મુદ્દત નાખી સાધારણ કેદની શિક્ષા થશે કે જેમાંથી કોઇપણ વખતે પ્રયત્ન કરવાથી

મુક્ત થઇ શકાશે. હું તમને રૂપિયા આપુ છું તે લઇ તમે સીધા કલકત્તા જાઓ. ત્યાં જઇ અદાલત (કૉર્ટ)માં ઉભા રહેજો. હું મારા મિત્ર રમેશદેવના નામની એક ચીઠ્ઠી લખી આપું છું તે તમારાવતી અદાલતમાં ઉભા રહેશે; અને તેના બદલામાં તમને એક પાઇ પણ આપવી પડશે નહિ." સતીશે પોતાના મિત્રના ઉદ્ધારનો સાચો માર્ગ બતાવ્યો.

"પણ જે અપરાધ કર્યો છે તેની કાંઇ શિક્ષા થયા વિના રહેવાની છે? અને જો હું જેલ મહેલમાં રહેવા ચાલ્યો ગયો તો બાઇડી છોકરાને ખાવાનુ કોણ આપશે? ઘરમાં તો મદિરાના પ્રતાપે કરીને કાઇપણ રહ્યું નથી. હાય! મારી વ્હાલી બચ્ચીનો પણ મને વિચાર ન આવ્યો!" દીનેશે પોતાના દુઃખનું સાચું કારણ દર્શાવીને પોતાની થયેલી દુર્દશા પર શોક પ્રગટ કર્યો.

"પરંતુ તમારા પલાયન કરી જવાથી તમારાં બાળબચ્ચાં શી રીતે સુખી થવાનું તમે ધારો છો?" સતીશે પૂછયું." સુખ તો કયાંથી મળવાનું હતુ! એ તો એમ કે કઠણ હૈયુ કરી આપણે દુનિયામાંથી મોઢું કાળું કરીને જતા રહ્યા એટલે દેખવાનું ને દાઝવાનું ટળ્યું! કહે છે ને કે 'આપ મૂએ પીછે ડૂબ ગઇ દુનિયાઁ!' દેખવું નહિ અને દાઝવુ નહિ." દીનેશે ખુલાસો કર્યો.

"એ બધાં ફાંફાં છે દીનેશ! મારૂં કહ્યુ માની તમે કલકત્તા જાઓ. એ વકીલ તમારી શિક્ષા પણ ઓછી કરાવશે. એક કે બે વર્ષથી વધારે કેદ તમને મળશે નહિ. જેલમાંથી છૂટયા પછી હજાર પ્રયત્ન કરી શકાશે. પણ તમે જે કરવા ધારો છો તેથી તો તમે મૃત્યુને જ બોલાવી રહ્યા છો. કદાચ પકડાશો નહિ તોપણ દરેક ઠેકાણે

તમારે છુપાઇને ફરવું પડશે. એથી તો તમારે મરવું જ સારૂં છે.” સતીશે દીનેશના વિચારો બદલવાનો પ્રયત્ન કર્યો.

“ત્યારે છેવટે તમે કયો માર્ગ બતાવો છો?” દીનેશે કાંઇક વિચાર કરીને પૂછ્યું.

“મે તો તમને જે કહેવાનું હતુ તે પહેલાં જ કહી દીધુ છે. કલકત્તા જાઓ; ઇશ્વરમાં અડગ ભરોંસો રાખી જે શિક્ષા થાય તે ખુશીથી સહન કરો. જ્યાં સુધી તમે જેલમાં રહેશો, ત્યા સુધી તમારી સ્ત્રી તથા કન્યાનુ પાલન પોષણુ આ સેવક કરશે. તેમની પાસે એક પાઇ પણુ નથી, એ હું સારી પેઠે જાણુ છું. તમે જે કાંઇ કમાતા હતા તે બધુ દારૂના દુર્વ્યસનમાં ખર્ચી નાખતા હતા, એ પણ હું સારી પેઠે જાણું છુ. હવે તમે કોઇ પણુ જાતની દલીલ ન કરતાં મારૂં કહેવું માની કલકત્તા જાઓ. બસ, હવે કાંઇ પણુ બોલશો નહિ. હવે તો તમે જમી લ્યો. પછી બધું થઇ રહેશે. પરમાત્મા કરશે તો સૌ સારાં વાનાં થશે.” સતીશે સલાહ આપવા સાથે દીનેશને તેની સ્ત્રી તથા કન્યાના ભરણુ પોષણુની ચિંતાના ભારથી મુક્ત કર્યો.

થોડીવાર પછી સતીશ ઘરમા ભોજનની વ્યવસ્થા કરાવીને પાછો બહાર આવ્યો. દીનેશ તેજ ખુર્સી પર બેસીને પોતાને કપાળે હાથ મૂકી ઉંડા વિચારમાં લીન થઇ ગયો હતો. સતીશે થોડીવાર સુધી તેની ચર્યા જોયા પછી પૂછ્યુઃ “દીનેશ! શું નિશ્ચય કર્યો? પલાયન કે પ્રયત્ન?”

“ઘણો વિચાર કર્યા પછી તમારી સલાહ પ્રમાણે વર્ત્તવામાં જ મને કલ્યાણનો માર્ગ દેખાઇ રહ્યો છે. કલકત્તા જઇશ; પણુ જો જો ભાઇ, મારી સ્ત્રી તથા પુત્રીને ઘેર ઘેર ભિક્ષા ન માગવી પડે.”

દીનેશે સતીશની સલાહનો સ્વીકાર કરીને પોતાની સ્ત્રી તથા કન્યાની સંભાળ રાખવાની તેને છેલ્લીવાર ભલામણુ કરી.

"પરમાત્મા મને મારૂ કર્ત્તવ્ય કરવાની સદ્‌બુદ્ધિ આપો !" એમ કહીને સતીશ પ્રેમપૂર્વક દીનેશનો હાથ પકડીને જમવા પણુ લઇ ગયો. જમતી વખતે કોઇ પણુ પ્રકારનો વિશેષ વાર્ત્તાલાપ થયો નહિ. એજ રાત્રે સતીશે દીનેશને કેટલાક રૂપિયા તથા પોલિસ કૉર્ટના એક વકીલના નામની ચિઠ્ઠી આપીને કલકત્તા રવાના કરી દીધો. દીનેશે પણુ કલકત્તામાં જઇને પોતાની જાતને પોલિસને સ્વાધીન કરી દીધી. કૉર્ટમાં કેટલાક દિવસ સુધી મુકર્દમો ચાલ્યો અને અંતે ન્યાયાધીશે તેને બે વર્ષની કેદ તથા બસો રૂપિયા દંડની શિક્ષા સંભળાવી દીધી. પરંતુ તે દંડ ભરવાને અશક્ત હોવાથી છ માસની કેદ વધારાની ભોગવવી પડી. એકંદરે તેને અઢી વર્ષની કારાગૃહ-વાસની શિક્ષા ભોગવવી પડી.

૪

## મિત્રધર્મ.

સતીશચન્દ્ર, પોતાના મિત્ર દીનેશચન્દ્રને વચન આપ્યા મુજબ, દીનેશની સ્ત્રી તથા વિધવા કન્યાના ભરણુપોષણુ માટે દર મહીને ચાળીસ રૂપિયા મોકલવા લાગ્યો. દીનેશની સ્ત્રીએ પોતાનું આગલું રહેવાનું મકાન ખાલી કરીને કમ્બુલિયા ટોલાના એક મકાનમાં મહીને ચૌદ રૂપિયા ભાડાની બે ઓરડીઓ લઇ રાખી હતી. દીનેશના કેદમાં જવા પછી સતીશચન્દ્રે તેની સ્ત્રી કન્યાને કુસુમપુર જઇ પોતાનાં સગાંવહાલાં સાથે રહેવાની સલાહ આપી હતી; કારણુ કે, કલકત્તામાં રહેવાથી એક તો ખર્ચ વધારે થવાનો સંભવ હતો અને

બીજું કોઇ પણ પુરુષ સંબંધીની દેખરેખ વગર જુવાન પુત્રીને-તેમાં પણ વિધવા પુત્રીને લઇને રહેવું ભયકર હતું. પરંતુ સતીશચન્દ્રને આ પ્રમાણે લખ્યું હતું: " કુસુમપુરમાં અમારૂં ઘરબાર કાંઇ છે નહિ. સગાંસબંધીઓ જોડે પણ કજીયો ટંટો ચાલે છે. ગામડામા રહેવું મારા માટે શહેરના કરતાં પણ વધારે જોખમ ભરેલું છે. વધારે ખર્ચના વિષયમાં લખવાનું કે આપ અમોને દર મહીને રૂ. ૪૦) મોકલો છો પણ તેટલા રૂપિયાની અમારે જરૂર નહિ પડે; કારણ કે, અમોએ રહેવાનું જૂનું ઘર ખાલી કરી હાલ કબ્બુલીયા ટોલામાં એક નવું ઘર-બે ઓરડીઓ ચૌદ રૂપિયા ભાડાની લઇ રાખી છે. બાકી રહ્યો ખાવા ખર્ચ. સુશીલા વિધવા છે તેનો તો કાંઇ ખર્ચજ નથી. હું સધવા હોવા છતાં પણ નસીબ જોગે સ્વામી સુખથી વંચિત છું. સ્વામીના મંગલ માટેજ મેં સધવાનો વેશ ધારણ કરી રાખેલો છે. જ્યાંસુધી મારા પતિદેવ કેદખાનામાં છે ત્યાંસુધી હું પણ સુશીલાની પેઠે એકજવાર ભોજન કરીશ. એટલે અમારો ખોરાકી ખર્ચ પણ સાધારણ જ આવશે. આપ જો માસિક રૂ. ૨૫ અથવા ૩૦ મોકલશો, તો તેટલામાં પણ અમારૂં કામ થઇ જશે. વળી અમો બન્ને મા દીકરી કાંઇપણ ઘરમાં બેઠાં બેઠા થાય તેવો ધંધો કરીશું. તેમાંથી થોડી ઘણી જે કાંઇ આવક થશે, તે પણ અમોને મદદકર્ત્તા થઇ પડશે. હું આપનો આ ઉપકાર તથા અનુગ્રહ જીંદગી સુધી ભૂલીશ નહિ. ભગવાન અવશ્ય આપનું કલ્યાણ કરશે."

દીનેશની સ્ત્રીના ઉપલા જવાબથી સતીશને સંતોષ થયો નહોતો. તેણે પોતાના વિચારોને એકવાર ફરીથી તપાસીને દીનેશની સ્ત્રીને નીચે મુજબ પત્ર લખ્યો હતો:—

" સમ્માનનીયા ! તમારો કાગળ મળ્યો. તમો લખો છો કે 'કુસુમપુરમાં અમારૂં ઘરબાર નથી,' પરંતુ થોડાદિવસ પહેલાં જ્યારે હું કન્યાના લગ્નપ્રસંગે દેશમાં ગયો હતો ત્યારે જોઇ આવ્યો છું કે તમારા ઘરનો કોઇ ભાગ કોઇપણ સગા સંબંધીએ લીધો નથી. એ સ્થાન ઉજ્જડ જંગલ જેવું લાગે છે. તેમાં રહેવા માટે બે ઓરડીઓ બનાવી ચારે તરફ વાડ ભરી દેવામાં આવે, તો તમે માદીકરી સુખેથી રહી શકો છો. એ વ્યવસ્થા માટે વધારે ખર્ચની આવશ્યક્તા નથી અને જે ખર્ચ થશે તે હું આપીશ. હું ઘેર મારા ભાઇને લખી દઈશ. તે તમારૂ ઘર સુધરાવી દેશે; માત્ર એટલુજ નહિ, પણ તે પોતે કલકત્તા આવી તમોને ઘેર તેડી જશે અને ત્યાં તમારી સંભાળ રાખવાનો ભાર પણ તે પોતાને માથે જ લઈ લેશે.

બીજી બાબત દેશમાં કોઇની સાથે તમારી સારાસારી નથી તે છે. તે વિષે લખવાનુ કે જ્યારે દીનેશ પોતાનો ધંધો કરતા હતા, ત્યારે પણ કોઈની સાથે તેમનો સદ્ભાવ નહોતો. આટલું છતાં પણ જ્યારે તમો આવી અસહાય સ્થિતિમાં ત્યાં જશો, ત્યારે ગામનું કોઇપણ માણસ તમારી સાથે ખરાબ વર્તણુક ચલાવશે નહિ એ વિષે હું તમને ખાત્રી આપુ છુ. મારા ભાઇ જ્યારે તમારી સહાયતા કરશે ત્યારે કોઇપણ વ્યક્તિ તમારા તરફ ખરાબ ભાવથી જોઇ શકશે નહિ. કલકત્તામાં તમો ૨૫—૩૦ રૂપિયાથી ચલાવવાની ઈચ્છા રાખો છો એટલાજ રૂપિયાથી ગામડામાં તમો માદીકરી આનન્દથી રહેવા ઉપરાન્ત પાંચ સાત રૂપિયા બચાવી શકશો.

પરંતુ મુખ્ય વાત તો એ છે કે કલકત્તા જેવા વિશાળ નગરમાં, જ્યાં એક પણ પોતાનું મનુષ્ય નથી ત્યાં એકલાં અટુલાં પોતાની જુવાન વિધવા કન્યાને લઇને રહેવું તમોને કોઇ રીતે ઘટતું

નથી. વિપદ્, આપદ્, રોગ, વ્યાધિ વગેરે બાબતોનો પણ વિચાર તો કરવો જોઇએને? ધારો કે કલકત્તામાં તમો માદીકરી પર અચાનક આફત આવી અથવા માંદા પડી ગયાં તો તમારી. સંભાળ લેનાર કોણ છે? આવી નિરાશ્રિત અને રક્ષકહીન સ્થિતિમાં કલકત્તામાં રહેવું ઉચિત છે? તમારો બહુજ પાસેનો સ્વજન હોવાથી બહુજ સંકોચની સાથે એક વાત વળી કહી દઉં છું. મને દોષ દેશો નહિ. જુવાનજોધ વિધવા કન્યાને લઇને આવી સ્થિતિમાં તમો કલકત્તામાં રહેવાનું સાહસ કેવી રીતે કરી શકો છો? એ વાત ખરી છે કે ગામડાઓમાં પણ દરેક પ્રકારનાં પ્રલોભનો હોય છે, કિન્તુ શહેરમાં પ્રલોભનોનો જેટલો ભય છે તેટલો ગામડામાં નથી. મારો અભિપ્રાય તો એવો છે કે જો તમો તમારી બુદ્ધિમતી કન્યાને લઇને ગામની વસ્તી વચ્ચે રહેશો, તો ભવિષ્યમાં તમારૂં અમંગલ થવાની આશંકા રહેશે નહિ. આ વાતનો બહુ ગંભીરતાથી વિચાર કરી જોશો, અને જે નિશ્ચય પર આવો તે મને વળતી ટપાલે પત્રદ્વારા જણાવશો જેથી હું તે પ્રમાણે વ્યવસ્થા કરી શકું.

મારા લખવાનો ઉલટો અર્થ લઇ એમ ન સમજશો કે જો તમો મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તશો નહિ અને કલકત્તામાંજ રહેશો, તો હું મદદ આપવી બંધ કરીશ. મને તો જે ઠીક લાગ્યું અને તમારા માટે મંગલકારક જણાયું તે મારૂં કર્ત્તવ્ય સમજીને તમોને લખ્યું છે. આશા છે કે મારા લખવા પ્રમાણે વર્ત્તશો નહિ તો પણ મારા લખાણથી ખોટું તો નહિજ લગાડો. બ્હેન સુશીલાને અમો સર્વના વતી બોલાવશો તથા સ્નેહ સ્મરણ કહેશો. પત્રોત્તર જેમ બને તેમ જલ્દી લખજો. જે પગલું ભરો તે બહુ જ વિચારીને ભરજો અને

પાછળથી પશ્ચાત્તાપનો વખત ન આવે તેમ કરજો; કારણ કે, અત્યારે તમોને વિધાતા દરેક રીતે પ્રતિકૂલ છે. એજ.

લિ. શુભેચ્છક
**સતીશ "**

દીનેશની સ્ત્રીએ આવો ખુલાસાવાળો કાગળ વાંચીને પણ પોતાના વિચારો બદલાવ્યા નહિ. દીનેશ જેલમાંથી છૂટીને આવે ત્યાં સૂધી તેણે કલકત્તામાં જ રહેવાનો વિચાર કર્યો–વિચાર જ નહિ પણ નિશ્ચય કર્યો. સતીશે એ વિશે વધારે કાંઇ પણ ન લખતાં દર મહીને રૂ. ૩૦) મોકલવાનું ચાલૂ રાખ્યુ.

( ૫ )

ઘોષ પરિવારનો પરિચય.

કમ્બુલિયા ટોલામાં હરિશ્ચન્દ્ર ઘોષ નામના એક સદ્‌ગૃહસ્થ રહે છે. જાહેર રસ્તા પર જ તેમનુ ઘર એમણે બંધાવેલું નથી. રાલી બ્રધર્સની દુકાને માલ વેચવા સારૂ બેસવા માટે દરમહીને રૂપિયા અઠ્ઠાવીસ તેમને પગાર મળે છે. તેમાંથી તેમને પાન ખાવાના પૈસા તો મળતા નથી તો પછી આવા ભયંકર સમયમાં પોતાના પરિવારનો નિર્વાહ ચલાવવા ઉપરાન્ત કલકત્તા જેવા મોટા શહેરમાં ઘર કેવી રીતે બંધાવી શકાય વારૂ? એ ઘર બાબૂ હરિશ્ચન્દ્ર ઘોષના સ્વર્ગવાસી પિતાનું બંધાવેલું છે. તેમના પિતાશ્રીએ પોતાની લાગવગનો ઉપયોગ કરીને તેમને રાલી બ્રધર્સને ત્યાં માસિક રૂ. ૧૫ ના પગારથી નોકરી રખાવી દીધા હતા. શ્યામ બાજારની 'વિદ્યાસાગર પાઠશાળા' માં પાંચમી ચોપડી સૂધી ભણેલા પુત્રને માટે પંદર રૂપિયા પગાર પિતાએ પૂરતો ગણ્યો હતો. એ પછી આઠ વર્ષે જ્યારે

તેમનો પગાર વધીને અઠ્ઠાવીસ રૂપિયા થયો હતો, તે વેળાએ તેમના પિતાનો સ્વર્ગવાસ થયો હતો. બાબૂ હરિશ્ચન્દ્રે વારસામાં એ એક ઘર તથા કેટલાંક પાલનપોષણ કરવાને અયોગ્ય માણસો એ બે વસ્તુઓ મેળવી હતી. તેમની માતા તેમના પિતાના સ્વર્ગવાસ પહેલાં જ મરણ પામી હતી. ઘરમાં તેમની સ્ત્રી, એક પુત્ર, એક સાળો અને એક બાળબચ્ચાં વગરની વિધવા સાળી–તે બાબૂજીણી સ્ત્રીની મોટી બ્હેન–એમ બધાં મળી ચાર માણસો અને પાંચમા પોતે ગણતાં ૭ માણસો હતા. આ જાણીને કદાચિત્ કોઇ એમ કહેશે કે સાળો તથા સાળી પોષણ કરવાને અયોગ્ય ખરાં, પણ સ્ત્રી તથા પુત્રને કુપોષ્ય કેવી રીતે કહી શકાય? આ પ્રશ્નનો જવાબ અત્યારે આપવાથી બહુ વિસ્તાર થવાનો સંભવ છે. હરિશ્ચન્દ્ર મહાશયને મહીનો ત્રીસ દિવસનો ને કોઇ કોઇ વાર એકત્રીસ દિવસનો ભરવો પડતો ને પગાર કેવળ અઠ્ઠાવીસ જ રૂ. મળતો હતો. તેમાંથી પાંચ માણસોના બે વખતના દાળ ભાત કાઢી શકાય. પણ સાળીને બે વખત ચાહા જોઇએ તે ક્યાંથી કાઢી શકાય વારૂ? સાળા તથા પુત્રને બે ચાર પૈસાની રોજ મિઠાઇ ખાવા જોઇએ તે કયા ભંડારમાંથી લાવવી? એ ઉપરાન્ત વળી બાબૂજીને પોતાને કયારેક આ જોઇએ અને કયારેક પેલું જોઇએ તે કયાંથી લાવવું? પોતે અનેક જાતની કુશલતા વાપરીને બે ચાર આના ખીસામાં નાખી આવે છે! છતાં પણ બે ચાર આનાથી તે કાંઈ કુટુંબના ખર્ચ ચલાવી શકાય ભલા? પોતે પોતાનો ખર્ચ કેવી રીતે પૂરો કરે છે તેનો પૂરેપૂરો હિસાબ પોતે પણ આપી શકતા નથી. અમો આપી શકીએ તેમ છીએ, પરતુ શિષ્ટાચારને લઇને અમો તેમ કરી શકતા નથી.

શાસ્ત્રમાં લખ્યું છે, કે '**नराणां मातुलक्रमः**' એટલે કે પુત્રમાં

ઘણું કરીને પોતાના મોસાળ પક્ષના ગુણદોષો ઊતરી આવે છે. હરિશ્ચન્દ્ર બાબૂના ચિરંજીવી શ્રી સુરેન્દ્રનાથે પોતાની અઢાર વર્ષની અવસ્થામાંજ પોતાના મામા શ્રી **તીન**કોડીના બધા ગુણો શીખી લીધા હતા ! પિતાની માફક એણે પણ પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરી પોતાની સોળ વર્ષની વયમાં જ વિદ્યાલયનો ત્યાગ કર્યો હતો. બુદ્ધિમાન્ તથા જ્ઞાનવાન્ પિતા '**प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रयदाचरेत्**' એ મહાકાવ્યનુ માન રાખવા માટે પોતાના પુત્રને કાંઇ પણ ન કહેતાં તેની સાથે મિત્રભાવે જ વર્તતા હતા.

હરિશ્ચન્દ્રનો સાળો **તીન**કોડી પોતાના ગામની નિશાળમાં ત્રણ ચોપડીઓ ભણ્યો હતો. ત્યાર પછી તેણે પોતાની વિધવા મોટી બહેનને તથા નાની બહેનને લઇને પોતાના બનેવી તથા તેના પિતાએ ઉપાર્જિત કરેલા દ્રવ્યનો આનન્દથી વ્યય કરવાનો જન્મસિદ્ધ હક્ક મેળવી લીધો હતો. બનેવીના અન્નથી ઉદરપોષણ અને વિધવા બહેનના ધનથી બાબૂપણું કરવાનો શુભ અવસર તેને મળેલો હોવાથી તે મહેલ્લાના દશ માણસોમાં એક માણસ થઇને રહેતો હતો. તેની બહેન પાસે કેટલાક રોકડા રૂપિયા હતા, એ વાત તે સારી પેઠે જાણતો હતો. હરિશ્ચન્દ્રનો પુત્ર પોતાના મામાશ્રીના આ ઉચ્ચ આદર્શનું અનુકરણ કરવા માટે સ્વાભાવિક રીતેજ તૈયાર થઇ ગયો હતો.

હરિશ્ચન્દ્ર મહાશયના પરિવારનો પરિચય કરાવવાનું કાર્ય અહીજ સમાપ્ત કરવું જોઇએ. બે ચાર બાબતોનો ઉલ્લેખ ન કરવાથી પાત્ર પરિચય નામે પ્રકરણ અધુરૂં રહી જવાનો સંભવ છે, તેથી ઇચ્છા ન હોવા છતાં પણ એક વાત કહી દેવાની અમોને ફર્જ પડે છે. હરિશ્ચન્દ્રની પત્નીની ઓળખાણ આપવાની આવશ્યક્તા છે. એ વિશે વધારે કાંઇ પણ ન લખતાં કેવળ એકજ વાત લખી

દેવાથી એ શ્રીમતીનો પૂરેપૂરો પરિચય મળી જશે. હરિશ્ચન્દ્રના સર્વ ઈષ્ટમિત્રોએ તેમની ગૃહદેવીનું શુભ નામ ' રણચંડી ' પાડેલું હતું. શ્રીમતીના કઠોર ભાષણથી બધા પાડોશિયો બીતા હતા. જે દિવસે હરિશ્ચન્દ્ર મહાશય ઓફિસમાંથી આવતી વખતે રંગ ( ભાંગ ) ચઢાવીને આવતા હતા, તે દિવસની રાત્રે પાડોશીઓ શાંતિથી નિદ્રા લઇ શકતા નહતા. આખી રાત બાબૂજી તથા તેમનાં ધર્મપત્ની ધમાલ મચાવી દેતાં હતાં. એક બીજી વાત પણ છે. હરિશ્ચન્દ્રના ઘરના નીચેના ભાગની બે ઓરડીઓ રસ્તાપર પડતી હતી. એ જ બે ઓરડીઓમાં થઇને ઘરમાં જવાનો રસ્તો હતો. હરિશ્ચન્દ્રના પિતાશ્રીએ એમાંની એક ઓરડી એક દારૂવાળાને ભાડે આપી હતી. તેમાં તે દારૂ વેચતો હતો ! બીજી ઓરડી હરિશ્ચન્દ્રે બેસવા ઊઠવા માટે રાખી હતી. હજી પણ તેનો ઉપયોગ બેસવા ઊઠવા માટે જ થતો હતો; પણ હરિશ્ચન્દ્ર તેમાં બેસી શકતા નહતા. તેમના સાળાએ મહેલ્લાના સર્વ યુવકોને ત્યાં બોલાવી એક 'સંગીત સભા' સ્થાપન કરી હતી. રણચંડીના કંઠસ્વર તથા 'સંગીત સભા'ના ઉત્સાદ ગવૈયાઓના ગીતધ્વનિથી કંટાળીને આસપાસના લોકો પોલિસ કમીશ્નર પાસે ફરિયાદ કરવા જવાનો વિચાર કરતા હતા. હરિશ્ચન્દ્રના એજ ઘરમાં દીનેશની સ્ત્રી તથા તેની યુવતી વિધવા કન્યાએ દર મહીને ચૌદ રૂપિયા ભાડાની અંદરના ભાગની બે ઓરડીઓ પોતાના અધિકારમાં લઇ લીધી હતી.

૬

**પત્રવ્યવહાર.**

કલકત્તા જેવા મોટા શહેરમાં જ્યાં જોઇએ તેટલાં ઘરો મળી શકે છે, ત્યાં દીનેશચન્દ્રની સ્ત્રીએ કમ્બુલિયો ટોલા જેવા લતામાં

અને હરિશ્ચન્દ્ર બાબૂ જેવાના ઘરમાં જગ્યા શા માટે લીધી હશે એ સમજી શકાતું નથી. તો પણ એટલું અમારા જાણવામાં આવ્યું છે કે દિનેશને હરિશ્ચન્દ્ર ઘોષની સાથે થોડો ઘણો પરિચય હતો. હરિશ્ચન્દ્ર કોઈ કોઇ વખત દીનેશને ઘેર આવતા જતા હતા. એજ ઓળખાણને લીધે હરિશ્ચન્દ્ર મહાશયે દીનેશની સ્ત્રીને રહેવા માટે ઓરડીઓ ભાડે આપીને તેને તથા તેની વિધવા પુત્રીને પોતાના મકાનમાં રાખી હોય, એમ બનવા જોગ છે. દીનેશની સ્ત્રીએ આ નવા ઘરમાં રહેવા આવ્યા પછી સતીશચન્દ્રને જે કાગળ લખ્યો હતો, તે પરથી સતીશને એમ લાગ્યું હતું કે તે કોઇ સદ્ગૃહસ્થના ઘરમાં રહે છે. એથી સતીશને કાંઇક શાંતિ થઇ હતી. પરંતુ તેના હૃદયમાં એ વાત હમેશાં ખટકતી હતી કે દીનેશની સ્ત્રીએ કલકત્તા જેવા વિશાળ નગરમાં રહેવાનું પસંદ કર્યું છે તે ઠીક કર્યું નથી. કોણ જાણે શા કારણથી તેના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઊઠતી હતી. બે ત્રણ માસ વીત્યા પછી વળી તેણે દીનેશની સ્ત્રીને એક સવિસ્તર પત્ર લખ્યો. તેમાં તેણે એકવાર ફરીથી કલકત્તામાં એકલાં ન રહેવા વિશે લંબાણથી લખ્યુ. પણ તેનું કાંઇ પણ પરિણામ આવ્યું નહિ. દીનેશની સ્ત્રીએ પહેલંની પેઠે જ તેને તેમની ચિન્તા ન કરવાનું લખ્યું હતું. પણ તેથી સતીશના ચિત્તનું સમાધાન થયું નહોતું. એ બન્ને પત્રોની નકલ અમો વાચકોને આ કથાભાગ સમજવાનું સરલ થાય તે માટે નીચે આપીએ છીએ. પ્રથમ સતીશચન્દ્રના પત્રની નકલ આપીએ છીએ.

શાહજહાંપુર,
ભાદ્રપદ સુદિ સપ્તમી.

"પૂજ્ય ભાભી તથા ચિરંજીવિની સુશીલા,

જત શાહજહાંપુરથી લિ. સતીશના જયગોપાલ વાંચશો. વિશેષ

લખવાનું કે હાલમાં તમારા તરફથી પત્ર અથવા કશા સમાચાર મળ્યા નથી. મારા છેલ્લા પત્રનો આશય તમે કાંઇક જૂદોજ સમજી લીધો છે, એમ મારે દુઃખ સાથે કહેવું પડે છે. તથાપિ મારી એવી ઇચ્છા છે જ કે તમો માતા–પુત્રીને માટે કલકત્તામાં રહેવું ઉચીત નથી. તમો સારા સદ્‌ગૃહસ્થના ઘરમાં રહો છો એ જાણ્યું. પરંતુ જ્યાં આપણું આત્મીય કોઇ ન હોય ત્યાં માંદાં સાજાં હો ત્યારે તમારી કોણ સંભાળ રાખનાર છે વારૂ ? તમો બન્નેનું ભરણપોષણ કરવાનો ભાર મેં મારા માથે લીધો હતો, ત્યારે જ મારા મિત્ર દીનેશ નિશ્ચિન્ત થઇને કેદખાનામાં ગયા છે. શાહજહાંપુરથી અમુક રૂપિયા તમારા ખર્ચ માટે દર માસે મોકલી દેવામાં મારૂં કર્ત્તવ્ય આવી રહેતું નથી; કારણ કે, ન કરે નારાયણ અને કાંઇ માઠો બનાવ બને તો મારે દીનેશને શો જવાબ દેવો ? કલકત્તામાં તમે કેમ છો, કેવી અવસ્થામાં છો, તમોને સગવડ છે કે અગવડ છે, એ બધું જાણવાનું સાધન મારી પાસે તમારા પત્ર સિવાય બીજું શું છે વારૂ ? ધારો કે કોઇવાર તમારામાંથી કોઇની અથવા બન્નેની તબિયત ખરાબ થઇ અને તત્કાળ ડૉકટરની જરૂર પડી તો તે વખતે તમોને કોણ સહાયતા કરશે ? મને ખબર પડે તેટલા વખતમાં રોગ વધી જાય તો કેટલું નુકશાન થાય ? અને એ બધી બાબતો ઉપરાન્ત કોણ જાણે શા કારણથી મને એમ લાગ્યા કરે છે કે તમોને ત્યાં રહેવા દેવાથી હું મારા કર્ત્તવ્યનુ યથાર્થ રીતે પાલન કરી શકીશ નહિ. તેથી મારી તમોને વિનંતિ છે કે તમો શાહજહાંપુરમાં આવી જાઓ. અહીં મારા પરિવારમાં તમો માતાપુત્રી બહુ આદરપૂર્વક રહી શકશો, એની હું ખાત્રી આપુ છું. છતાં ધારો કે મારી સાથે રહેવાનું તમોને અનુકૂળ ન જણાય તો મારા ઘરની પાસે બીજું ઘર ભાડે

લઇ દઇશ, ત્યાં તમો મા દીકરી ખુશીથી રહી શકશો. મુખ્ય વાત એ છે કે જ્યાં સુધી દીનેશ કેદમાંથી છૂટીને બહાર ન આવે ત્યાંસુધી અમો તમોને અમારી દૃષ્ટિ સન્મુખ રાખવા ઇચ્છીએ છીએ. આ વિષયમાં તમારે વધારે વિચાર કરવાની આવશ્યકતા નથી; કારણ કે, પુરુષ દૃષ્ટિથી કરવાનો વિચાર તમારાથી થઇ શકશે નહિ. તમારી 'હા' મળતાં તમોને અહીં બોલાવવાની બધી વ્યવસ્થા હું કરીશ. તમારા પત્રોત્તરની આતુરતાથી વાટ જોઉં છું. એજ. "

એના ઉત્તરમાં દીનેશની સ્ત્રીએ જે કાગળ લખ્યો હતો, તે નીચે મુજબ હતો:—

કલકત્તા,
ભાદરવા વદિ ૨

"પરમ માન્યવર શ્રી સતીશચન્દ્રજી,
મુ. શાહજહાંપુર.

આપની કૃપાપત્રિકા મળી. આપની લાગણીઓ માટે અનેક ધન્યવાદ. પરમાત્મા આપનું કલ્યાણ કરે. વિશેષમાં અમારા વિષયમાં આપ આટલી બધી ચિન્તા કરશો નહિ; કારણ કે, અહીં અમો મા દીકરી જે ઘરમાં રહીએ છીએ તે ઘરના માલિક હરિશબાબૂ અમારી અતિશય કાળજી રાખે છે. સુશીલાના પિતા જ્યાંસુધી કારાગૃહમાં છે ત્યાંસુધી અમો અહીં જ રહેવા ઇચ્છીએ છીએ. આપની શુભ લાગણીઓ તથા અમારા માટેની ચિન્તા હું મારી જીંદગી સુધી ભૂલી શકું તેમ નથી. શાહજહાંપુર આવીને આપને વિશેષ પરિશ્રમ આપવાની મારી ઇચ્છા થતી નથી. એજ.

લિ. આપની બહેનસ્વરૂપ
**દીનેશની ધર્મદારાના યથોચિત.** "

ઉપરનો કાગળ વાંચીને સતીશને અતિશય દુઃખ થયું; પરંતુ એ વિષે તે લાચાર હતો. દર મહીને ખર્ચ પહેલાંની પેઠે તે મોકલવા લાગ્યો. એના વિચારો તો હજી એવાને એવા હતા. શું ત્યારે સતીશની ધારણા સાચી પડશે? એનો જવાબ આગલાં પ્રકરણો આપશે.

## ૭

### આકર્ષણ.

પહેલાં તો હરિશ્ચન્દ્ર બાબૂના ઘરમાં એક બે દિવસના અંતરે ગાવું બજાવવું થતું હતું, પણ હવે તો ત્યાં દરરોજ મજલિસો થવા લાગી હતી. પાચ છ યુવકો એ મજલિસોમાં ભાગ લેવા માટે પ્રતિદિન સાયંકાલે ત્યાં હાજરી આપવા લાગ્યા હતા. ઘણું ખરૂં દરેક જાતનાં વાજીંત્રો ત્યાં એકઠાં કરવામાં આવ્યાં હતાં. જ્યારે એ બધાં વાદ્યયંત્રો એક સાથે વગાડવામાં આવે છે, ત્યારે જાણે કે સરકારી ચિડિયાખાનાનાં પશુપક્ષિયો એક સાથેજ બોલતાં હોયની એમ જ લાગે છે. પરંતુ કાંઇ વાજીંત્રો વગાડીને જ તે નવજવાનો જંપી બેસતા નથી; સાથે સાથે સંગીતકલાની પણ તેઓ મીટ્ટી પલીત કર્યા વિના બેસતા નથી! એ વખતના સંગીતને સાંભળતાંની સાથે જ એક વિચારશીલ સજ્જનના મનમાં જે વિચારો ઉદ્‌ભવે છે તે એજ છે કે: 'આ તે સંગીતપ્રેમી નવયુવકોનું સગીત છે કે વારાંગનાઓનું અધમ અને વિકારોત્પાદક નિર્લજ્જ સંગીત?' એ મજલિસમાં એક યોગેશ નામનો યુવક છે. તે 'હેમનકલ્યાણ' નામનો રાગ બહુજ અનુરાગથી ગાય છે. પરંતુ તેના ગાયનમાં હેમનકલ્યાણ છે, એ વિશેનો નિર્ણય કરવાનું કાર્ય તો તાનસેન જેવા સંગીતવિશારદના

માટે કઠિન થઈ પડવાનો સંભવ હતો. ખરૂં કહીએ તો તેને કોઇ રાગરાગણીનું કિંવા તાલસ્વરનું જ્ઞાન હતું જ નહિ. તે છતાં તેની સંગીત કુશલતાની પ્રશંસા થતી હતી તેનું કારણ એજ હતું કે એ મજલિસમાં ભાગ લેનારાઓમાંનો કોઇપણ તરુણ સંગીતનો ખરો જાણકાર હતો નહિ. અરે, એ ટોળીનો મુખ્ય નાયક **તીન**કોડી કે જેને સંગીતકલાનો કક્કો પણ આવડતો નથી, તે ત્યાં તાનસેનનો બીજો અવતાર મનાય છે !!

એ ગાયનપાર્ટી રાત્રિના દશ અગિયાર વાગ્યા સુધી ચાલતી હતી. ૧૦ ચિલમ તંબાકૂનો ધૂમાડો કરવામાં આવતો; ૫–૭ ડબ્બી સિગારેટની ફૂંકી નાખવામાં આવતી; ૯–૧૦ પાનનાં પડીકાંનો પ્રલય-કાળ થતો હતો; અને સન્ધ્યા સમય થયા પછી ૮–૧૦ પ્યાલા ચાહ પેટમાં પધરાવવામાં આવતી હતી. શરૂઆતમાં ચાહના ગરમા-ગરમ પ્યાલા પાસેના એક ચાહવાળા પાસેથી મંગાવવામાં આવતા હતા; પરંતુ હમણાં તે ઘરમાં જ તૈયાર કરી લેવામાં આવે છે. **તીન**કોડીની મોટી બ્હેન તેમને ચાહ બનાવી આપે છે. થોડાક વખતથી **દીનેશ**ની કન્યા **સુશીલા**એ એ કામ કરવા લાગી છે. એક દિવસ ચાહનો ટોપ ઉતારતી વખતે **તીન**કોડીની બહેનનો હાથ બળી ગયો, તે જોઇને પાસેજ બેઠેલી **સુશીલા**એ તેને કહ્યું કે: "મોટી માસી! તમે આ બધી તકલીફ શા માટે ઉઠાવો છો ? હું જ એ લોકોને ચાહ બનાવી દઇશ. હું અમસ્તી બેઠી બેઠી શું કરૂં છું તે ? હવે પછી તમારૂં આ કામ હું રોજ કરીશ." એના જવાબમાં **તીન**કોડીની મોટી બહેને કહ્યું કે: "નહિ, બહેન, તારે આ બધું નહિ કરવું જોઇએ. તું હજી બાળક છે. તારે તો આ લોકોની નજરે પણ ન પડવું જોઇએ. શું તું આ લોકોની પાસે આવ જા કરી

શકશે ? નહિ. તારે આ બધી પંચાતમાં પડવાની કાંઇ પણ જરૂર નથી. હું જ ચાહ બનાવીશ." પરંતુ સુશીલાએ પોતાની હઠ કાયમ રાખીને તે કાર્ય પોતાના હાથમાં જ લીધું હતું. અને તેથી આજકાલ મજલિસના મહેમાનોને ચાહ તૈયાર કરી આપવાનું કાર્ય સુશીલા જ કરે છે.

જે ઓરડામાં એ યુવકો બેસે છે તેની પાસેના જ ઓરડામાં બેસીને સુશીલા તેમના માટે ચાહ તૈયાર કરે છે. બેસવાના ઓરડા-માંથી પાસેના ઓરડામાં જવા માટે વચમાં એક બારણું છે. આગળ તે બારણું અંદરની બાજૂથી બંધ રાખવામાં આવતું હતું. પણ જ્યારથી તેમાં ચાહ બનાવવાનું શરૂ કરવામાં આવ્યું છે, ત્યાર-થી તે ઉઘાડું રહે છે. દરવાજા પર માત્ર એક નામનો પર્દો લટકતો રહે છે કે જેમાંથી અંદર બેઠેલું માણુસ મજલિસવાળા ઓરડામાં શું શું થઇ રહ્યું છે, તેનું બરાબર દર્શન કરી શકે છે. એજ જાળી-વાળા અને ઝીણા પર્દાની પાસે બેસીને સુશીલા તે તરૂણ સંગીત–પ્રેમીઓના સારૂ ચાહ બનાવે છે.

શરૂઆતમાં તીનકોડી અથવા સુરેન્દ્ર અંદર આવીને ચાહના પ્યાલા લઈ જતા હતા. તેમના મિત્રો ગરમાગરમ ચાહનું પાન કરતા–દૂધ અને સાકર પેટમાં પધરાવતા હતા; અને તેના બદલામાં પોતાના મુખમાંથી ઝેર વરસાવતા હતા. તેમનું એ અશ્લીલ સંગીત અને ન સાંભળી શકાય તેવી વિકારોને વધારનારી હાસ્યરસની વાતો રૂપી હલાહલનું પાસેના જ ઓરડામાં બેઠેલી અઢાર વર્ષની યુવતી વિધવા યથેચ્છ પાન કરી રહી હતી. એ ઠઠ્ઠામશ્કરીની વાતો સાંભળીને તેના મનમાં શા શા ભાવો ઉદ્‌ભવતા હશે, તે કેવળ પરમાત્માજ જાણતો હતો. કારણ કે, તેની અવસ્થા અઢાર વર્ષની હોવા છતાં

પણ તે પોતાના મનના ભાવોને તે પોતેજ સમજી શકતી નહોતી ! તેની માતા પોતાના મનમાં એમ વિચાર કરતી હતી કે: “અંધારિયા ઓરડામાં એકલી એકાન્તમાં ખરાબ વિચાર કરતી અને મુંઝાતી બેસી રહે, તેના કરતાં અહીં બેસવાથી તેનું મન શાંત તથા સ્વસ્થ રહેશે.’

પરંતુ તીનકોડીની મોટી બહેન,-સુશીલાની માસી, જ્યારે નીચે આવીને તેને તે પર્દા પાસે બેઠેલી જોતી ત્યારે તેને કહેતી હતી કે: “જા તું, અહીં શા માટે બેઠી છે ? દરેક જાતના અને દરેક સ્વભાવના જુવાનો અહી ભેળા થઇને ઠઠ્ઠામશ્કરી કરી વખત વીતાડે છે. તારે એ બધુ ન સાંભળવું જોઇએ. જા, ઘરમાં જા.”

એ વખતે સુશીલા અંદરના ઘરમાં જતી રહેતી હતી અને તેની માસી ઉપર જતી હતી. જ્યારે આ તરફ તે સુંદર શરીરવાળો, સુંદર વેષધારી અને સુંદર કંઠવાળો યુવક યોગેશ નીચે લખેલા આશયનું આહ્વાનસૂચક સંગીત ગાવા લાગતો હતો:—

“આવો, આવો સૈયાં, મુજને ના સતાવોરે;
વારી વારી જાઉં તુજપર, મારા હૈયામાં સમાઓરે.”

એ ગીત સાંભળતાની સાથેજ સુશીલા પાછી તેજ ઠેકાણે આવીને બેસી જતી અને અતૃપ્ત હૃદયે તેજ વિષનું પાન કરતી હતી. કોઇ કોઇ વખતે દરવાજા પરના પર્દાને ઉંચકીને તે સુંદર આકૃતિવાળા યુવકોના સુંદર વસ્ત્રોથી સુશોભિત શરીરોને પણ જોઇ લેતી હતી.

આ પ્રમાણે કાળ ત્વરિત ગતિથી પોતાનું અસ્તિત્વ વર્તમાન કાળમાંથી ભૂતકાળમાં લઈ જતો હતો. સંગીતની મજલિસનું કાર્ય

જોશબંધ આગળ ચાલી રહ્યું હતું; અને એક યુવતી વિધવા-સંસાર-નાં છળકપટોથી સર્વથા અજાણ અબળા પ્રલોભનમાં પડીને સુનીતિ અને સદાચારના ભવનમાંથી એકેક પગથિયું નીચે ઉતરી રહી હતી !

૮

## બે વિધવાઓ.

અમો પહેલાં જ લખી ચૂકયા છીએ કે તીનકોડીની મોટી બહેન પાસે કેટલાક રૂપિયા હતા. તે વિધવા, સંતાનવિનાની હતી. તેના સાસરામાં માત્ર તેનો એક દીયર તથા એક તેના દીયરની છોકરી એ બેજ માણસો હતાં. જો તેની ઇચ્છા હોત તો તે પોતાના સાસરામાં આશ્રય અવશ્ય મેળવી શકત; માત્ર એટલું જ નહિ, પણ તેનો સ્વભાવ લોકોને પ્રિય થાય તેવો હતો, તથા તેનું આચરણ ધર્મયુક્ત હોવાને લીધે તે ત્યાં બહુ સન્માન સાથે રહી શકી હોત. પરંતુ એમ થયું હોત તો તેનો માબાપ વગરનો એકાકી ભાઇ તીન-કોડી આશ્રય તથા આધાર વગરનો થઈ જાત. એટલા માટે જ તે પોતાના સહોદરની રક્ષિકા થઇને વિધવા થયા પછી પોતાના પિયેરમાં આવીને રહી હતી. તીનકોડીના પિતાની પાસે જે ધન હતું તેથી બન્ને જીવોનું ભરણપોષણ થતું હતું. ગામડાની નિશાળનો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી તે તીનકોડીને આગળ અભ્યાસ કરા-વવા માટે કલકત્તામાં આવી રહી હતી. દેશમાંની જમીનની જે આવક થતી હતી તેથી કલકત્તાનો ખર્ચ પૂરો થઇ શકતો નહોતો, અને તેથી જ તેની બહેનના એકઠા કરેલા રૂપિયામાંથી થોડા થોડા દર મહિને લેવા પડતા હતા. તીનકોડી વિદ્યાભ્યાસ કરવામાં કેટલો આગળ વધ્યો હતો તેનો ઉલ્લેખ અમો પહેલાં કરી ગયા છીએ, પરંતુ

ઊડાઉપણામાં તો તે અવશ્ય બહુ જ આગળ વધી ગયો હતો. એ માટે તેની મોટી બહેન કાંઇ પણ કરી શકતી નહોતી; કારણ કે, એક જ ભાઇ અને તે પણ વળી માબાપ વગરનો એટલે તેની ઇચ્છા પૂરી ન કરે તો કોની કરે ? જો તે કોઇવાર તીનકોડીને કહેતી હતી કે:—"ભાઇ, મારી પાસે બહુ થોડા રૂપિયા છે. તું જો આ પ્રમાણે જ ખર્ચ કર્યે જઇશ, તો થોડા દિવસમાં જ મારી પાસે ઝેર ખાવાને એક રાતી પાઇ પણ નહિ રહે. જ્યારે પૈસા ખલાસ થઇ જશે ત્યારે તને તે પેદા કરતાં બહુ કષ્ટ પડશે અને મારૂં શું થશે, એ હું કહી શકતી નથી." તો તે રીસાઇને આખો દિવસ ખાધા પીધા વગર ઘરમાં બેસી રહેતો હતો. તેની મોટી બહેન તેને એ સ્થિતિમાં જોઇ શકતી નહોતી. તેથી બે ચાર રૂપિયા તેના હાથમાં આપીને તેને તરત જ મનાવી લેતી હતી. પરંતુ આમ કરવાથી તેના ભાઇનુ હિત નહિ પણ અહિત થાય છે, એ વાત તે સમજતી નહોતી. જે વખતે તીનકોડી વિદ્યાભ્યાસને તિલાંજલિ આપીને પોતાના કામધંધા વગરના મિત્રોની મજલિસમાં દાખલ થયો, તે વખતે તેની બહેનને બહુ દુઃખ થયું હતું. છતાં પણ તે તેને તેમ કરતાં અટકાવી શકી નહોતી. એક દિવસ તે બિચારીએ પોતાના ભાઇને શિખામણના બે ચાર શબ્દો કહ્યા હશે તે પરથી ભાઇસાહેબે તેને કહ્યું કે:—"મોટી બહેન ! જો તમો મને આવાં મેણાંટૂણાં સંભળાવશો તો હુ અફીણ ખાઇને મરી જઇશ !" એ દિવસથી તે બિચારીના મનમાં એવી તો બીક પેસી ગઇ કે હવે તે તેને એક અક્ષર પણ વધારે ઓછો કહેતી નથી. તે જેમ કરે છે તેમ તેને કરવા દે છે; અને તે જેમ કરવાનુ તેને કહે છે, તેમ તે કરે છે. હવે તો વાત એટલે સૂધી વધી ગઇ છે કે તેના મિત્રોની ગાયનપાર્ટીનો ખર્ચ

પણ તેને જ આપવો પડે છે! હરિશ્ચન્દ્ર બાબૂની સ્ત્રી એટલા માટે જ પોતાની બહેનને પાંચ દશ વાતો સંભળાવી દેતી હતી. પરંતુ તે તેની વાતોપર જરાપણ ધ્યાન દેતી નહોતી. ત્યારે નાની બહેન કહેતી હતી કેઃ—" બહેન, નાનાંઓની વાતોપર મોટેરાં ધ્યાન આપે તો તેમની મોટાઇને ઝાંખપ લાગી જાય છે કે શું?"

એના જવાબમાં મોટી બહેન કહેતી હતી કેઃ " એમ શા સારૂ બોલે છે બહેન? કાંઇ પાંચ સાત ભાઇ નથી. ભગવાને આપેલો અને જીવતો રાખેલો આ એકજ ભાઇ છે. જીવતો રહેશે તો માબાપનું નામ કાયમ રહેશે."

સુશીલા તીનકોડીની મોટી બહેનને મોટી માસી કહીને બોલાવતી હતી. તે પણ સુશીલાપર બહુ પ્રીતિ રાખતી હતી. સુશીલાની સ્થિતિને તે સારી પેઠે જાણતી હતી. તે કોની સહાયતાપર આધાર રાખીને પોતાની માતા સાથે કલકત્તામાં રહેતી હતી, તે પણ તેના જાણવામાં હતું. સુશીલાની માતાને તે વારંવાર આશા તથા આશ્વાસન આપ્યાં કરતી હતી. કેટલીકવાર તે સુશીલા પાસે 'રામાયણ' તથા 'મહાભારત' વંચાવતી હતી. સાંજ થતાં જ તે સુશીલાને તેને ઘેર બોલાવવા માટે જતી હતી. પરંતુ કયા કુસમયે તેણે પેલા યુવકોને ચાહ બનાવી આપવાનું માથે લીધું હતું અને કયા કુસમયે સુશીલાએ તે કાર્ય પોતાને માથે લીધુ હતું કે તે વખતથી રંગ બિલકુલ બદલાઇ જ ગયો છે. સુશીલાને હવે પોતાની મોટી માસીની અડોઅડ બેસીને ' રામાયણ ' અને ' મહાભારત ' વાંચવા કરતાં યુવકોના ગાવા બજાવવામાં તથા તેમની ઠઠ્ઠા મશ્કરીઓમાં વધારે આનંદ પડવા લાગ્યો છે. યુવતી વિધવાના અંતઃકરણમાં

ધીરે ધીરે લાલસાનો અગ્નિ વધવા માંડયો છે. તેની માતાએ "જો સુશીલા, બેઠકમાં અનેક જાતનાં માણુસો આવે છે, તેઓ દરેક જાતનાં સારાં નરસાં ગાયનો ગાય છે, તેઓ અનેક વિષયોની ચર્ચા કરે છે. શું એ બધી વાતો છોકરીઓને સાંભળવી ઘટે છે ? તું પોતે સમજુ છે, ભલું બૂરૂં સમજી શકે છે અને તેથી તારૂં કલ્યાણ શેમાં છે, તે તું બરાબર સમજી શકે તેમ છે. તારૂં ત્યાં શું છે જેથી તું વારંવાર ત્યાં જાય છે ? જો કોઇ અજાણતાં પણ કલંક આવી ગયું તો વિધવા જીવન ભ્રષ્ટ થશે, એટલુંજ નહિ પણ તારો પરલોક પણ બગડી જશે ! નરકમાં પણ પતિત વિધવાને સ્થાન મળશે નહિ. છિઃ હવેથી તું તે યુવકોના ઓરડા પાસે જઈશ નહિ. હું એ લોકોને બજારમાંથી ચાહ મંગાવવાનું કહી દઈશ. બજારમાંથી લાવવામાં જે બે ચાર પૈસા વધારે ખર્ચ થશે, તે હું આપીશ. તારે ત્યાં જઇને ચાહ ન બનાવવી. સાંજ પડે કે તરતજ પહેલાંની પેઠે તારે તો અહીં આવીને 'રામાયણ' તથા 'મહાભારત' વાંચવાનું શરૂ કરી દેવું."

સુશીલાએ પોતાની માશીની આ સર્વ વાતો નીચું માથું કરીને શાંતિથી સાંભળી લીધી. અઢાર વર્ષની એક યુવતી વિધવાએ કયા ભાવથી એ વાતો સાંભળી હતી ? તેને પસંદ પડી હતી કે નહિ ? તેના હૃદયમાં તે વાતોને માટે સ્થાન રહ્યું હતું કે નહિ ? એ બધા સવાલોના જવાબ આગલાં પ્રકરણો આપશે. અહીં એટલું જણાવવું આવશ્યક છે કે બીજા દિવસથી ઘરમાં ચાહ તૈયાર થવાનુ બંધ થઈ ગયું હતું. સુશીલા બે ત્રણ દિવસ સુધી ન તો યુવકોની બેઠકવાળા ઓરડાની પાસેના ઓરડામાં ગઇ, અને પોતાની માસીની પાસે ઘરના ઉપરના ભાગમાં પુસ્તકો વાંચવા માટે ગઇ. સાંજ પડતાં જ તે પોતાના બિછાનાપર ચિંતાગ્રસ્ત સ્થિતિમાં પડી રહેવા લાગી. રાત્રિના સમયમાં

તેને નિદ્રા પણ બરાબર આવતી બંધ થઇ ગઇ. હવે તે પથારીમાં પાસાં બદલીને પોતાની રાત્રિઓ વીતાડવા લાગી.

૯

## સતીશચન્દ્રની ચિન્તા.

શાહજહાંપુરથી સતીશચન્દ્ર દર મહિને પોતાના જેલવાસી મિત્રની પત્નીને ખર્ચના રૂપિયા મોકલ્યે જતો હતો. કામકાજને લીધે મહિનાના ઘણા દિવસો તો તેને દીનેશની સ્ત્રી તથા કન્યાની વાતનું વિસ્મરણ થઇ જતું હતું. પરતુ પૈસા મોકલવા માટે જ્યારે તે મનીઓર્ડરનું ફોર્મ ભરવા બેસતો હતો, તે વખતે તેને બધી ઘટના યાદ આવી જતી હતી; અને એવા દરેક પ્રસગે તેના મનમાં એવા જ વિચારો આવ્યા કરતા હતા કે, "દીનેશની સ્ત્રી પોતાની જુવાનજોધ દીકરીને લઇને કુલકત્તામાં એકલી રહે છે, એ ઠીક કરતી નથી." કેટલીક વાર તો તે પોતાના મન સાથે એવા વિચારો કરતો હતો કે, "જો દીનેશની સ્ત્રી તેના પતિના વતનમાં ન જવા ઇચ્છતી હોય અથવા અહી ( શાહજહાંપુર ) પણ ન આવવા માગતી હોય, તો મારે તેને દર મહીને રૂપિયા મોકલવાનું બંધ કરી દેવું જોઇએ. મારી ઇચ્છા પ્રમાણે વર્તવાનું તે પસદ ન કરતી હોય, તો પછી મારે તેને મદદ શા માટે કરવી જોઇએ ? કદાચિત્ મારી એકલાની જ એવી ઇચ્છા હોત અને તે પ્રમાણે તેને આચરણ કરવાનું ઠીક ન લાગતું હોત, તો હજી કાંઇક વિચાર કરી શકાત. પરંતુ આ તો કારાગૃહમાં ગયેલા તેના પોતાના પતિદેવતાની ઇચ્છા છે. શું એક આર્ય સ્ત્રી પોતાના સ્વામીની ઇચ્છાને સર્વ કાલમાં અને સર્વ સ્થિતિમાં માન આપવાને ધર્મના બન્ધનથી બંધાયલી નથી કે

શુ ? પરતુ હું ભૂલું છું. મારે એ બાબતનો–મિત્રપત્નીના ચારિત્ર્યનો વિચાર જ શામાટે કરવો જોઇએ ? એ વિચાર કરવાનો મને અધિકારજ શો છે ? તેને પોતાને યોગ્ય અને હિતકારક જણાય તે જગ્યાએ અને તેવી રીતે રહેવાને શું તે સ્વતંત્ર નથી ? અને જો તેને તેની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાનો સર્વ પ્રકારનો અધિકાર છે તો પછી સ્વાધીન વિચારક–પ્રવર્ત્તક આ યુગમાં મારે તેની સ્વાભાવિક સ્વતંત્રતાને છીનવી લેવાનો વિચાર કરવો, એ શું એક પ્રકારનો મારો અન્યાય્ય નથી ? જે જમાનામાં પોતાની ધર્મપત્નીને પણ તેની વ્યક્તિગત સ્વતંત્રતાને આડે આવનારાં વચનો કહેતાં વિચાર કરવો પડે છે, તે જમાનામાં પોતાના એક મિત્રની સ્ત્રીને ‘ તેણે અમુક સ્થાનમાં અને અમુક રીતેજ રહેવું જોઇએ, ’ એવી શિખામણ આપવાનું સાહસ મારાથી કરી જ શી રીતે શકાય વારૂ ? જો હું રૂપિયા મોકલવાનું બંધ કરીશ તો તે મારા એક મિત્ર તરીકેના કર્ત્તવ્યના વિષયમાં શો વિચાર કરશે ? અને એ ઉપરાંત તે અસહાયિની અબળાને કોણ સહાયતા કરશે, એનો વિચાર પણ મારે અવશ્ય કરવો જ જોઇએ. ”

અસ્તુઃ ઉપર પ્રમાણેના વિચારો કરીને સતીશચન્દ્ર પોતાના સ્વતંત્ર વિચારોને અમલમાં મૂકી શક્યો નહિ. જે દિવસે તેણે દીનેશની સ્ત્રીને મનીઑર્ડર કર્યો, તેજ દિવસે પોતાના ભત્રીજા સુબોધચન્દ્રને પણ એક કાગળ લખીને જણાવી દીધું કે, “ અઠવાડિયામાં એક વખત કંબુલિયા ટોલામાં જઇને દીનેશની સ્ત્રી તથા કન્યાની ખબર કાઢતો રહેજે; તેમને કામકાજ હોય તે કરી દેજે અને મને જણાવવા લાયક નવા જૂની હોય, તે પત્ર દ્વારા જણાવતો રહેજે. આ કાર્યમાં જરા પણ પ્રમાદ કિંવા ઢીલ કરીશ નહિ. ”

પોતાના કાકા સતીશચન્દ્રનો કાગળ વાંચ્યા પછી સુબોધચન્દ્રે વિચાર કર્યો કેઃ શનિવારના દિવસે શ્યામબાજારમાં જઇશ તે વખતે કમ્બુલિયા ટોલામાં પણ થતો આવીશ.

શનિવારે સુબોધ પોતાનું શ્યામબાજારમાંનું કામ કરી લીધા પછી સાંજ થઇને કમ્બુલિયા ટોલામાં જવા નીકળ્યો. જે ઘરમાં તેને જવાનું હતું તે ઘરની સામે એક દારૂની દુકાન હતી. દારૂવાળાની સામેના ઘરમાં કેટલાક નવયુવકો ગાયન વાદન તથા ઠઠ્ઠામશ્કરી કરી રહ્યા હતા. એ બધો રંગ જોઇને સુબોધ તો આશ્ચર્યચકિત જ થઇ ગયો. તે પોતાના મનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ 'શું આ મકાનમાં કોઇ સારા ગૃહસ્થ રહેતા હશે ? કદાચિત્ હું ઘરનો નંબર તો નહિ ભૂલતો હોઉં ? ખીસામાં કાકાનો કાગળ લેતો આવ્યો છું એ ઠીક થયું છે.' એમ વિચારીને પોતાના ખીસામાંથી કાગળ કાઢી તેમાંના નંબર સાથે તે ઘરનો નંબર મેળવ્યો. તે ઘર તો ભૂલ્યો નહોતો. છેવટે તેણે એક યુવકને પૂછયુઃ "બાબૂ દીનેશચન્દ્ર રૉયનાં સ્ત્રી તથા કન્યા શું આ મકાનમા રહે છે ?"

"હા, અહીં જ રહે છે. શુ આપ તેમને મળવા માટે આવ્યા છો ?" તે નવયુવકે સુબોધના સવાલનો જવાબ આપીને સામો સવાલ પૂછયો.

"જી, હા. હું તેમને મળવા આવ્યો છું." સુબોધે કહ્યું.

"તો અહીં જ ઉભા રહો. હું ઘરમાં જઇને ખબર મોકલાવું છું." એમ કહીને તે અંદર ગયો અને ત્યાં અટ્ટહાસ કરીને પોતાના સમવયસ્કોને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "એ તીનકોડી, બહાર જૂઓ તો તમારી સુશીલાના એક બાબૂ આવ્યા છે !"

સુબોધે બહાર ઊભાં ઊભાં અંદરની બધી વાતચીત સાંભળી લીધી હતી. એટલામાં બેઠકના ઓરડામાંથી ત્રણ ચાર માણસોએ બહાર આવીને સુબોધને ઘેરી લીધો. તીનકૌડીએ પૂછયું: "કોનું કામ છે, મહાશય ?"

"દીનેશચન્દ્રનાં સ્ત્રી તથા પુત્રી શું આજ મકાનમાં રહે છે ? દીનેશ બાબુ અમારા ગામના છે. અહીં અમે એક જાનની સાથે આવેલા છીએ. આવતી કાલે જવાનો વિચાર છે, તેથી મનમાં વિચાર આવ્યો કે દીનેશચન્દ્રનાં સ્ત્રી તથા કન્યાની ખબર કાઢતા જઇએ." સુબોધે પોતાના ક્રોધના આવેશને દાબીને જવાબ દીધો; કારણ કે, તીનકૌડીએ ઉચ્ચારેલા અસભ્યતા સૂચક પદ્ધતિના અસભ્ય શબ્દોથી તેને બહુજ અપમાન લાગી ગયું હતું.

"તમે પણ કેવા માણસ છો ! આટલી મોડી રાત્રે ભલા ગૃહસ્થોની સ્ત્રીઓને મળવા સારૂ આવ્યા છો. એ લોકો તમારા ગામના છે તેથી શું થયું ? દિવસના સમયમાં આવો તો કેવું સારૂં કહેવાય ?" હરિશ્ચન્દ્રના ચિરંજીવી સુરેન્દ્ર બાબુએ કહ્યું.

"બહુ સારૂં." સુબોધચન્દ્રે શાંતિથી જવાબ આપ્યો અને ત્યાંથી પોતાના ઘર તરફ ચાલવા માંડયું.

સુબોધને જતો જોઇને તે યુવક સમાજનો એક સભાસદ મશ્કરી કરતો કહેવા લાગ્યો કે: "સુશીલાને તું નહિ મેળવી શકે, બેટા ! તે તો અહીં સોનાના ભારોભાર તોળાય છે. તે કાંઇ રસ્તાપર બેઠેલી અનાથ ભિક્ષુક નથી."

"માત્ર એટલું જ નહિ, પણ જેને અનેક શૌકીન નૌજવાન-પુરુષોએ સનાથ કરી છે તે સુવર્ણ પંખિણી છે !" બીજાએ ટાપસી પૂરીને પોતાનું પોત પ્રકાશ્યું.

" અરે, આટલુ બધું લાંબુંલચ શામાટે કરો છો ? સીધું એમજ કહોને કે એ શિકાર તો અમારો છે; તેથી અમારા ધરાઇ રહ્યા પછી વળી અમે દયા કરીશું તો તારા જેવા રખડુઓને વધ્યું સધ્યું મળશે." ત્રીજાએ વિવેક મર્યાદાની સીમાનું ઉલ્લંઘન કરીને પોતાના કર્મને પોતાના મુખથી કહી બતાવ્યુ.

" બરાબર છે, શશિબાબુ સત્ય કહે છે. 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને વળી ઉપાધ્યાયને આટો' કયાંથી આપવો ? આપીએ તો ચોકખા મૂર્ખા જ કહેવાઇએ ને ?" ત્રીજાની વાતને ચોથાએ હસતાં હસતાં અનુમોદન આપ્યું અને પોતાના પાંડિત્યનો પરિચય કરાવ્યો.

સુબોધચન્દ્રે જતાં જતાં એ બધી સરસ્વતી સાંભળી લીધી. એ ઘરમાં કેવા કેવા માણસો રહેતા હતા, તે બરાબર તેના સમજવામાં આવી ગયુ. જો કે તે યુવકોની વાતચીતથી તથા પીઠ પાછળની તેમની ઉક્તિઓથી સુબોધને અતિશય ક્રોધ ચઢયો હતો, પરંતુ તે બધુ મનમાંજ રાખીને તે જેવો આવ્યો હતો, તેવો જ પોતાને ઘેર ચાલ્યો ગયો. ઘેર ગયા પછી તેણે ત્યાં જે કાંઈ જોયું તથા સાંભળ્યું હતું, તે જરા પણ સંકોચ વગર પોતાના કાકા સતીશચન્દ્રને લખી દીધું. સંકોચ અથવા લજ્જાને લીધે તેણે કોઇપણ વાતને છુપાવી નહિ.

## ૧૦

## પત્રની પર્યાલોચના.

સુબોધનો કાગળ વાંચીને સતીશચન્દ્ર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ ' જે વાતની મને પ્રથમથી શંકા હતી, તે જ કાંતો બની ગઇ છે અથવા જે વખત જાય છે તેમાં બનવાની છે.' તેથી

તેણે તરતજ દીનેશની સ્ત્રીને નીચેની મતલબનો એક સખ્ત ઠપકાનો કાગળ લખ્યો.

" પૂજ્ય ભાભી તથા ચિ૦ સુશીલા,

શાહજહાંપુરથી લિ. સતીશના જયગોપાલ વાંચશો. બીજું આ કાગળ વાંચતાંની સાથેજ તમો મા દીકરી જો અહીં આવવાની તમારી ઇચ્છા નહિ જણાવશો તો ખર્ચના રૂપિયા મોકલવાનું હું બંધ કરી દઇશ. માત્ર એટલું જ નહિ પણ આજ દિવસ સુધીમાં આપેલા રૂપિઆ પણ અદાલતમાં નાલિશ કરીને વસુલ કરી લઇશ. અને જો શાહજહાંપુર આવવાની હા પાડશો, તો હું પોતે તમોને તેડવા આવીશ.

'હા' અથવા 'ના' જે હોય તે તારથી જણાવજો. ખોટું લાગે તો ક્ષમા કરશો. એજ. "

* * *

ઉપરનો કાગળ વાંચીને દીનેશની સ્ત્રીને અતિશય ચિંતા થવા લાગી. સતીશે આવી જાતનો દૃઢ નિશ્ચય શા કારણથી કર્યો હશે, એ તે સમજી શકી નહિ. તે તો કાગળ લઇને સીધી તીનકોડીની બહેન પાસે ગઈ અને તેને પહેલેથી છેલ્લે સુધી વાંચી સંભળાવ્યો. કાગળને પૂરેપૂરો સાંભળી લીધા પછી અને કાંઇક વિચાર કર્યા પછી તીનકોડીની બહેને તેને પૂછ્યું કે: " આવી જાતની કોઇ વાત આગળ તમારી સાથે થઇ હતી કે ?"

" મારા પતિ જે વખતે જેલમાં ગયા હતા તે વખતે સતીશ બાબૂએ અમો મા દીકરીને અમારે ગામ જઇને રહેવાનું કહ્યું હતું. ત્યાં જવાની જ્યારે મેં ના પાડી હતી, ત્યારે

તેમણે શાહજહાંપુર જઇને રહેવાનું લખ્યું હતું. પરંતુ મેં ત્યાં જવાની પણ મારી અનિચ્છા દેખાડી હતી. એ પરથી છેવટે તેમણે મને અહીં કલકત્તામાં રહેવાની સંમતિ આપી હતી. પરંતુ હવે તેમની અમોને કલકત્તામાં પણ રહેવા દેવાની ઇચ્છા હોય એમ લાગતું નથી. આજકાલ તેમના દરેક કાગળમાં ઘણું કરીને આ જ વાતનો ઇશારો હોય છે. આજે અચાનક આ પ્રકારનો કોપ કરવાનું તેમને શું કારણ મળ્યું હશે, એ સમજી શકાતું નથી." દીનેશની સ્ત્રીએ બધી બાબતનો ખુલાસો કર્યો.

"જ્યારે તમારી સાથે એક જુવાનજોધ વિધવા દીકરી છે ત્યારે તમારે કલકત્તામાં રહેવું એ ઠીક તો નથી જ. જે થયું તે થયું, હવે તેની ચિન્તા ન કરતાં મારી સલાહ માનો તો તમો મા દીકરીએ બનતી ઉતાવળે શાહજહાંપુર ચાલ્યા જવું જોઇએ." તીનકૌડીની બહેને બધી બાબત ધીરજથી સાંભળી લીધા પછી વિચાર કરીને યોગ્ય સલાહ આપી.

એજ વેળાયે દૈવયોગે તીનકૌડી ત્યાં આવી ચઢયો. તેણે બધી વાત તો સાંભળી નહોતી; પણ છેવટના કેટલાક શબ્દો તેને કાને પડી ચૂકયા હતા. તેથી તેણે પોતાની બહેનને પૂછ્યુંઃ "કયાં જવાની વાત થઇ રહી છે વારૂ?"

"સુશીલાના પિતાના એક મિત્ર જે એમને દર મહિને ખર્ચના રૂપિયા મોકલે છે, તે એમને પોતાને ગામ લઇ જવા માગે છે. તેમણે કાગળમાં લખ્યું છે કે જો સુશીલાની મા તેમની કન્યાને લઇને ત્યાં નહિ જાય, તો તે ખર્ચ મોકલવાનું બંધ કરશે." તીનકૌડીની બહેને જે બિના બની હતી તે સરલ ભાવે કહી દીધી.

તીનકૌડી એ વાતનો ભેદ સમજી ગયો. ત્યાંથી જવાનો દેખાવ કરીને તે પોતાના મન સાથે જ બડબડવા લાગ્યોઃ—

" આટલા દિવસ ખર્ચ આપ્યો અને હવે નહિ આપશે! ખરેખર, આ તેજ છોકરાનું કામ છે. જૂઠો–હરામખોર છોકરો ! કેવી ખોટી ખોટી વાતો લખી મારી છે !?"

" આ તે છોકરો કોણ છે, તીનકૌડી ! " તીનકૌડીની બહેને આશ્ચર્યદર્શક સ્વરથી પૂછ્યું.

" તમે ગમે તેમ કહો–તે છોકરાની જ બધી કરામત છે ! તેનો ચહેરો જ હરામખોર અને લુચ્ચા માણસના ચહેરા જેવો લાગતો હતો ! ! " તીનકૌડીએ તેને પૂછવામાં આવેલા સવાલનો જવાબ ન આપતાં પોતાના મનમાંજ બડબડાટ કરવાનું ચાલુ રાખ્યું.

" મને તો કોઇએ કાંઇ પણ કહ્યું નથી! તમે કહો છો તે છોકરો કોણ છે?" દીનેશની સ્ત્રીએ આટલી વાર સૂધી સાંભળ્યા પછી આતુરતાથી તીનકૌડીને પુછ્યું.

" તે છોકરો કોણ છે? તમે નથી જાણતાં ? તે એજ મારો–" તીનકૌડી એક ઉન્મત્ત કિંવા વિક્ષિપ્ત મનુષ્યની પેઠે કહેવા લાગ્યોઃ " તે એજ મારો દીકરો છે જેની હકીકત હું તમને હમણાં જ કહી સંભળાવું છું. આજથી લગભગ આઠ દશ દિવસની વાત પર રાત્રિના દશ વાગ્યાના શુમારે એક છોકરો આવ્યો હતો. તેણે અમો બધાને કહ્યું હતું કે ' હું દીનેશ બાબૂના ગામનો છું. તેમનાં સ્ત્રી તથા કન્યાને મળવા માટે આવ્યો છું. ' તેની વાતો સાંભળી: એક તો તે એકલો આવ્યો હતો; રાતના દશ વાગ્યાનો વખત અને તેમાં વળી 'હું તેમની કન્યાને મળવા આવ્યો છું.' એમ કહેવા લાગ્યો ! બીજો કોઇ હોત તો મારી મારીને હાડકાંજ ઢીલાં કરી નાખત. પણ

વળી અમને વિચાર આવ્યો કે કદાચ એમના ગામનો કોઇ હશે તો એમને ખરાબ લાગશે. સુરેન્દ્રે બરાબર જવાબ દીધો કે એ મા દીકરી અત્યારે સૂઇ ગયાં હશે. જો તેમની સાથે વાતચીત જ કરવી હોય, તો કાલે દિવસના વખતમાં ખુશીની સાથે આવજો."

"આ વાત તેં મને તો કોઇ દિવસ નથી કહી." તીનકૌડી-ની બ્હેને તેની વાત સાંભળી લીધા પછી કહ્યું.

"બહુ મોટી વાત ! એમાં તે શું કહેવાનું હતું?" તીનકૌડી-એ કાંઈક બેદરકાર ભાવથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"તીનકૌડીનું કહેવું ખરૂં લાગે છે. અમારા ગામના લોકોની અમારા તરફ સારી ભાવના નથી. આવનાર માણસ ગામવાળા-ઓમાંનોજ કોઇ હશેં. અમારી સાથે મુલાકાત થઇ નહિ તેથી સતીશબાબૂને ગમે તેમ લખી દીધુ હશે; અને તેમણે એના પર વિશ્વાસ રાખીને આવો કાગળ લખી દીધો લાગે છે." દીનેશની સ્ત્રીએ તીનકૌડીની વાતને ટેકો આપ્યો.

"બરાબર છે. હવે તીનકૌડી શર્માના સમજવામાં બધું આવી ગયું છે. માફ કરજો મારે તમને કહેવું પડે છે, પણ તમે તમારૂં હિતાહિત સમજી શકતાં નથી. જો મારી સલાહ લેતાં હો, તો સતીશ બાબૂને બધી વાતો ખોલીને લખી દો; અને છેવટ એમ લખો કે અમે અહીં ઘરના લોકોની માફક રહીએ છીએ. અમને અહીં કોઇ પણ જાતની શંકા કે બીક નથી. આટલું લખવા છતાં પણ જો ન માને અને ખર્ચના રૂપિયા ન મોકલે તે ......અરે શું દશ પંદર રૂપિયા આપીને એમણે તમો મા દીકરીને ખરીદી લીધાં છે કે શું? તમને ત્યાંજ બોલાવવાની આટલી હઠ લેવાનું એમને શું કારણ હોઇ શકે વારૂ? મને તો કાંઈ આ બધું ઠીક લાગતું નથી. ત્યાં જવાથી

તમારી પ્રતિષ્ઠા વધી જશે, એમ ધારતાં હો તમારી ભૂલ છે. ખર્ચ નહિ મોકલશે તો અમે લોકો ફાળો કરીને પંદર વીસ રૂપિયા પૂરા પાડીશું! બહુ મોટી રકમ હોત તો તો હજી જરાક વિચાર કરવો પડત. એટલા રૂપિયા તો અમારે ચાહપાણી તથા પાન સોપારીના ખર્ચ થાય છે ! ” તીનકૌડીએ બહુજ ઉત્સાહમાં આવીને દીનેશની સ્ત્રીને વગર માગી સલાહ આપી.

“ ના. તીનકૌડી એમ ન થઇ શકે. એમણે પહેલેથી જ દેશમાં અથવા સતીશબાબૂ પાસે ચાલ્યાં જવું જોઇતું હતું. આવી રીતે એક યુવાન વિધવા કન્યાને લઇને કલકત્તા જેવા શહેરમાં રહેવું, એ એમના માટે ફાયદાકારક નથી. બહેન ! તમે શાહજહાંપુર જવાની તૈયારી કરો. ત્યાં જવાથી જ તમારૂં ભલુ થશે.” તીનકૌડી-ની બહેને તીનકાડીની સલાહને ખોટી ઠરાવીને તેનાથી ઉલટી જ સલાહ આપી.

“ ત્યારે તમે કહો છો તેમજ કરીએ. આજે જ એક તાર સતીશ બાબૂને કરી દઇએ કે બનતી ઉતાવળે આવીએ છીએ. ” દીનેશની સ્ત્રીએ તીનકૌડીની બહેનની સલાહ મુજબ ચાલવાની પોતાની ઇચ્છા બતાવી.

“ આટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે ? શાંતિથી વિચાર કરીને કાલ પરમ દહાડે તાર કરજો. એક બે દિવસમાં દુનિયા ઉલટી તો નથી જવાની ને ? ” તીનકૌડીએ અધિકાર દર્શક સ્વરથી ધીરજ રાખવાની સલાહ આપી.

આટલું કહીને તીનકોડી ત્યાંથી ચાલ્યો ગયો. એ જ દિવસે સુશીલાએ તથા ઘરના બધા માણસોએ સાંભળ્યું કે દીનેશની સ્ત્રી

પોતાની કન્યાને લઇને તેના પતિના મિત્રને ત્યાં જવાની છે. સન્ધ્યા સમય થતાં કન્સર્ટપાર્ટીમાં પણ એ વાત થઈ; એટલું જ નહિઃ પણ કેટલીક બીજી બાબતોની ગરમાગરમ ચર્ચા પણ થઈ. એ બધી બાબતોના ઉલ્લેખની અહીં આવશ્યકતા જણાતી નથી.

૧૧

## માતા અને પુત્રી.

ઉપર જણાવેલો પ્રસંગ જે દિવસે બન્યો હતો તેજ દિવસે સુશીલાએ પોતાની માતાને પૂછ્યુંઃ " બા ! શું સતીશબાબૂએ આપણને શાહજહાંપુર બોલાવવા સારૂ કાગળ લખેલો છે ? "

" હા, આજે તેમનો કાગળ આવ્યો છે. એમની એવી ઇચ્છા છે કે 'એમનો ' જેલમાંથી છૂટકારો ન થાય ત્યાં સૂધી આપણે બેય જણીઓએ ત્યાંજ રહેવું. " સુશીલાની માતાએ જવાબ દીધો.

" દર મહીને ખર્ચના રૂપિયા મોકલતાં એમને કષ્ટ પડતું હશે તેથી જ એમણે આ વાત લખી છે. તો શું આપણે બે મુઠ્ઠી અનાજ સારૂ એમના ઘરમાં રહીને એમની ગુલામી કરીશું ? " સુશીલાએ ગંભીર વાણીથી કહ્યું.

" દુનિયામાં જે કોઇ કાંઇ પણ કરે છે તે બધું બે મુઠ્ઠી અનાજ માટે જ કરે છે. આ સંસારમાં 'આપણું ' કહી શકાય તેવું બીજું કોણ છે ? આટલા બધા દિવસ થયા પણ એક સતીશબાબૂ સિવાય બીજા કોઇએ આપણી ખબર કાઢી ખરી કે આપણે જીવીએ છીએ કે મરી ગયાં છીએ ? આવી હાલતમાં સતીશબાબૂને ત્યાં જો આપણને ગુલામ થઇને રહેવું પડે તો તે પણ સારૂં છે. " સુશીલાની માતાએ સતીશચન્દ્રે તેમના પર કરેલા ઉપકારની વાત યાદ કરીને શાહજહાંપુર જવાનું કારણ સુશીલાને કહી સંભળાવ્યું.

"પણ તે કેવા માણસ છે? આપણે એમની ચાલચલગત વિશે કશું કાંઈ જાણીએ છીએ? અને કદાચ સતીશબાબૂ પોતે બહુ ભલા માણસ હશે અને આપણી સાથે બહુ ભલાઈથી વર્તશે એમ ધારી લઈએ, તોપણ તેમના ઘરમાંનાં બીજા માણસો કેવા સ્વભાવનાં તથા કેવી વર્તણુકનાં હશે એની આપણને કયાં ખબર છે? આવી સ્થિતિમાં હંમેશને માટે તેમના કુટુંબમાં રહેવા જવું એ આપણા માટે ખરાબ નથી વારૂ? ધારો કે"—સુશીલાએ વધારે ગંભીરતા ધારણ કરીને કહેવા માંડયું: "તેમના ઘરમાંનું કોઇ માણસ મારા પર કુદૃષ્ટિ કરે તો તેમના આપેલા બે મુઠ્ઠી ચોખાના દાણા પણ આપણા માટે ઝેર જેવા થઇ પડે. આ બાબતનો તમે વિચાર કરી જોયો છે?"

"બધું વિચારી જોયું છે, સુશીલા! આ દુનિયામાં દરેક માણસે ભલું બૂરું સહન કરવું જ જોઇએ. શું આપણે થોડું પણ સહન નહિ કરી શકીશું? વળી આપણને ત્યાં કાંઇ હમેશને માટે ત્યાં રહેવાની જરૂર નથી. 'એ' જેલમાંથી છૂટીને બહાર આવે ત્યાંસૂધી જ શાહજહૅાપુરમાં રહેવું પડશે. સતીશબાબૂને કહીશું તો આટલા દિવસને માટે પણ તે આપણા સારૂ જૂદા ઘરનો બંદોબસ્ત કરી દેશે. તેમની દેખરેખ નીચે અને નજર સામે રહીશું એટલે આપણા તરફ કોઇ પણ ખરાબ નજરે જોઇ નહિ શકે." સુશીલાની માતાએ સુશીલાની શંકાઓનું સમાધાનકારક ઉત્તર આપ્યું.

"બા, જે કરવું તે બહુ વિચાર કરીને કરવું ઠીક છે. મને તો એમ લાગે છે કે આપણે સતીશબાબૂના પરિવારમાં રહીએ અથવા જૂદાં રહીએ, પણ ત્યાં જવાથી આપણને ફાયદો નથી. શાહ-જહૅાપુરમાં પણ સજ્જનો તો હશે જ ને? તેઓ આપણા માટે

શું ધારશે? વળી જે સતીશબાબૂએ આપણા પર આટલા બધા ઉપકારો કર્યા છે તેમને આપણા કારણને લીધે ગામમાં બદનામ થવું પડે એવી સ્થિતિ ઉભી કરવી, એ શું આપણને ઘટે છે? ન કરે નારાયણ અને આપણા પર ત્યાં જવાથી કઇ કલંક જ આવી જાય, તો આપણી શી સ્થિતિ થાય? વળી એવામાં બાબૂ (દીનેશ-ચન્દ્ર) પણ જેલમાંથી છૂટીને આવે અને એ વાત તેઓ સાંભળે, તો તેમના મનમાં કેવા વિચારો આવે? સતીશબાબૂને આ બધી બાબતો ખુલ્લે ખુલ્લી કેમ લખી નથી જણાવતાં? મારૂ તો એમ ધારવું છે કે જો આપણે આ પ્રમાણે તેમને લખી દઇએ તો તેઓ આપણને ત્યાં લઇ જશે નહિ. અહીં બેઠાં આપણને જેમ તે ખર્ચના રૂપિયા મોકલે છે તેમ મોકલતા રહેશે. વળી એ પશ્ચિમ વિભાગમાં આપણે કોઇ દિવસ રહ્યાં નથી એટલે ત્યા આપણને ગમશે પણ કેવી રીતે!" સુશીલાએ મુખ્યત્વે કરીને કલંકનું અને સાધારણ રીતે બીજાં પણ કારણો દર્શાવીને પોતાની માના વિચાર બદલાવવાનો પ્રયત્ન કર્યો.

"કલંકના ભયથી જ તો તે આપણને અહીંથી લઇ જવા માગે છે. તેમનું કહેવું એમ છે કે આવી અસહાય સ્થિતિમાં તેઓ આપણને કલકત્તા જેવા મોટા શહેરમાં રાખવાનું વાજબી સમજતા નથી. મોટી બહેન (તીનકૌડીની બહેન)ને પણ એ કાગળ બતાવ્યો હતો. તેમણે પણ આવીજ સલાહ આપી છે." સુશીલાની માતાએ સતીશ-ચન્દ્રનો તેમને શાહજહાંપુર બોલાવવાનો મુખ્ય હેતુ કહી સંભળાવ્યો.

"તીનકૌડીમામા, સુરેન્દ્રભાઇ અને બીજાઓએ પણ મને ત્યાં જવું યોગ્ય નથી એવી જ સલાહ આપી છે. તેમણે કહ્યું છે કે 'તમારે દશ પંદર રૂપિયાનું ખર્ચ છે. સતીશબાબૂને ત્યાં ભિક્ષા માગવા

જવાની શી જરૂર છે? જ્યાં સુધી બાબૂતો છૂટકારો નહિ થાય ત્યાં સૂધી અમે ગમે તેમ કરીને પણ તમને ખર્ચ આપીશું.' સુશીલાએ 'તરૂણ સંગીત સમાજ' ના સભાસદોમાં થયેલી ચર્ચાનો સારાંશ સરલભાવે કહીં સંભળાવ્યો; અને પોતાનો અંતરાત્મા કોના તરફ ઢળતો જતો હતો, તેનો અનાયાસે ભેદ ખોલી બતાવ્યો.

સુશીલાનાં ઉપરોક્ત વાક્યો સાંભળીને તેની માતા પ્રથમ તો એક પ્રકારના ગંભીર વિચાર સમુદ્રમાં પડી ગઇ હોય, એમ તેના મુખપરના ભાવોને જોતાં અનુમાન થતું હતું. તેના મનમાં અનેક જાતની કુશંકાઓ ઉઠવા લાગી હતી. "એ સ્વેચ્છાચારી તથા કંઈક અંશે ઉદ્ધત સ્વભાવના યુવકોના સંસર્ગમાં સુશીલા કેટલાક દિવસથી આવી હશે વારૂ? અંતઃકરણમાં તેમના પ્રયત્નોનો આટલો બધો સદ્‌ભાવ ઉત્પન્ન થયો ત્યાં સૂધી મારા જાણવામાં પણ નહિ આવ્યું એ કેટલા આશ્ચર્યનો વિષય છે? શું ત્યારે હું મારી ધારણામાં ઠગાઈ છું? આજકાલનાં શહેરોમાં અપાતી કેળવણી શું ખરેખર જ આર્ય યુવકોને કુમાર્ગ તરફ લઇ જાય છે? સુશીલાને આ વાતાવરણમાં વધારે સમય સૂધી રાખવી એ શું ભયભરેલું નથી?" આવીજ જાતની કુશંકાઓયુક્ત ચિંતન કર્યા પછી અને સુશીલાના પગથી તે માથા સૂધીના શરીરનું અવલોકન કર્યા પછી તેની માતા બહુ ગંભીર મુખ કરીને ગંભીર વાણીથી કહેવા લાગી કેઃ—

"સુશીલા! એમની આગળ યાચના કરવા સારૂ હાથ લંબાવવાની શી જરૂર છે વારૂ? શું તેઓ આપણા સગાસંબંધી છે? તેમના ઘરમાં રહીએ છીએ તો તેનું ભાડું આપીએ છીએ. જે દિવસે અહીંથી ખાલી કરી બીજે ઠેકાણે રહેવા જઇશું તે દિવસે

તેમની સાથેના સંબંધનો અંત આવશે. આ વાત તું શું વિચાર કરીને કરતી હશે? અને તેમની પાસે આપણી બધી હકીકત જાહેર કરવા સારૂ જવાની તારી હીંમત કેમ ચાલી હશે, એજ હું તો સમજી શકતી નથી! તું તેમની પાસે ગઇ જ શા માટે?" આટલું કહીને તે ક્રોધયુક્ત દષ્ટિ કરી સુશીલાના મોઢા તરફ જોવા લાગી: "હવે તું મોટી થઇ છે; સારૂંનરસું પારખી શકે છે. તીનકોડી ઘરનો છે, તેની સાથે એ વાત કરી શકાય તેમ છે. પણ જે લોકોને તુ જાણતો નથી અને જે લોકો અહી આવીને બેસે ઉઠે છે, ગાય બજાવે છે, ઠઠ્ઠા મશ્કરી કરે છે, તેમની સાથે આપણો શો સંબંધ? તેમની સાથે આપણે વાત જ શા સારૂ કરવી જોઇએ? આવી જાતનું આચરણ તારા જેવી એક ખાનદાન બાલવિધવાને માટે શોભા ભરેલું છે? નહિ; કોઇ પણ રીતે નહિ. આ બધું જોઇને મને એમ લાગે છે કે સતીશબાબૂ કહે છે તેમ કરવુ જ ઠીક છે. ત્યાં જવાથી જો મને કોઇ કલંકિત કરશે, તો તે કલંક હું ભગવાનની કૃપાથી મારા મસ્તકે ધારણ કરી લઇશ. મનમાં જાણીશ અને ઈશ્વરને સાક્ષી રાખી મનનું સમાધાન કરીશ કે 'હુ નિર્દોષ છું.' જ્યારે મારે ભિક્ષા માગવાનો અવસર આવ્યો છે; ભિક્ષા માગી કોઈની દયાથી પેટનો ખાડો પૂરવાનો બીજો કોઇ ઉપાય નથી રહ્યો; અને યમરાજ પોતે જ્યારે મને ભૂલી ગયા છે ત્યારે તો સતીશબાબૂ જેવા આગળ જ હાથ લબાવવો સારો છે. બસ, આજ મારો છેવટનો નિશ્ચય છે. આવતી કાલે જ હું તેમને અહીં આવવા સારૂ તાર કરાવી દઇશ. હવે હું કલકત્તામાં વધારે વખત રહીશ નહિ. હા ભગવાન્! મારા ભાગ્યમાં આટલું કષ્ટ લખેલું છે!"

સુશીલાની માતાએ સુશીલાની આટલી અવસ્થામાં પડેલી જ

વખત તેને ઠપકાના આટલા બધા શબ્દો કહ્યા હશે. ચિંતાથી બહુ મુંઝાઇ જવાને લીધે આટલું કહ્યા પછી તેની આંખોમાંથી ટપોટપ આંસુઓ પડવા લાગ્યાં. એ શબ્દોની તાત્કાલિક અસર તો એવી થઇ કે સુશીલા જવાબ દેવાની અથવા પોતાનો બચાવ કરવાની હિમત કરી શકી નહિ. તે ઉદાસ ભાવે પોતાનું મોઢુ જમીન તરફ નમાવીને બેસી રહી.

"રાત બહુ થઇ ગઇ છે. ખાઇને સુઇ જા, સુશીલા!" થોડી વાર પછી સુશીલાની માતાએ કહ્યું.

"આજ મારે કાંઇ પણ ખાવું નથી." સુશીલાએ જવાબ વાળ્યો.

સુશીલાની માતાએ જાણી લીધુ કે તેની કેટલીક ઠપકા ભરેલી વાતોથી સુશીલાને માઠું લાગ્યું છે; ત્યારે તે સહાનુભૂતિદર્શક સ્વરથી કહેવા લાગી કે, "મારા કહેવા પર ગુસ્સો કરીશ નહિ, દિકરી! આ બધું હું તારાજ ભલા માટે કહું છું. આ દુનિયામાં તારા સિવાય મારે બીજું કોઇ છે વારૂ? તારા ચહેરાને જ્યારે હું હસતો જોઉં છું, ત્યારે મને કેટલું સુખ થાય છે તે હું જાણું છું અથવા પરમેશ્વર જાણે છે. તારા મોઢા સામે જોઇને જ હું આટલું કષ્ટ સહન કરી રહી છું. તારૂં ભાગ્ય મન્દ છે; નહિ તો અમારી આવી હાલત કેમ થાત! વહાલી પુત્રી! મારા પર રોષ કરીશ નહિ. મારા કહેવા પર ધ્યાન દઇ વિચાર કરજે. મેં સારી જ વાતો કહી છે. જુવાન છોકરીઓએ કેટલી સાવચેતીથી રહેવું જોઇએ; કેટલું જોઇ વિચારીને ચાલવું જોઇએ, તે તું નાદાન બાલિકા શું જાણે?"

સુશીલાએ માની વાતોનો કાંઇ પણ જવાબ દીધો નહિ. તે ધીરે ધીરે ત્યાંથી ઉઠીને પોતાના બિછાના પર જઇ સુઇ ગઇ. તેની માએ તેને કેટલીએ વાર બોલાવી પણ તે ઉઠીજ નહિ. એટલે તેની માતાએ દરવાજો બંધ કરી લીધો અને દીવો ઓલવી નાખીને તેને પોતાના પડખામાં લઇને સુઈ ગઇ. તેણે પણ તે રાત્રે કાંઇ પણ ખાધું નહિ.

૧૨

## પ્રસ્થાનની તૈયારીઓ.

બીજે દિવસે દશ વાગ્યે ઘરના માલિક હરિશ્ચન્દ્ર ઘોષ જ્યારે પોતાની ઑફિસમાં જવા લાગ્યા, ત્યારે તીનકૌડીની મોટી બહેને તેમના હાથમાં આઠ આનાના પૈસા અને સતીશચન્દ્ર બાબૂનું નામ તથા ઠેકાણું લખેલો એક કાગળ આપ્યો અને વધારામાં કહ્યું કે: "ઑફિસમાં જઇને તમે સતીશ બાબૂને આ ચીઠીમાં જણાવેલે ઠેકાણે તાર કરી દેજો. તાર મોકલાવનાર તરીકે સુશીલાની માતાનું નામ આપજો. તેમાં લખજો કે 'તેઓ રાજી છે. આપ આવીને તેડી જાઓ. કયારે આવો છો તેની ખબર આપો જેથી એ લોકો તૈયારરહે.'"

"શું એ લોકો કલકત્તા છોડી જશે?" ઘોષ મહાશયની સ્ત્રીએ પૂછ્યું.

"હા, એમને શાહજહાંપુર જવાનું થશે." તીનકૌડીની બહેને જવાબ દીધો અને ખુલાસામાં સતીશ બાબૂ સાથે સુશીલાની માતાના ચાલેલા પત્રવ્યવહારની હકીકત કહી સંભળાવી. એ સાંભળીને શ્રીમતી ઘોષે વાણીથી પોતાની સંમતિ જાહેર કરી, પણ તેના મન પર તો કોઇ બીજી જ અસર થયેલી હોય એમ તેના મોઢા પરથી સ્પષ્ટ જણાતું હતું.

"આ વ્યવસ્થા ઠીક છે. હવે આવો સારો ભાડુત મળશે કે નહિ, એ શંકા છે. મહીનો પૂરો થયો કે જરાપણ કડાકૂટ વગર ભાડું મળી જતું હતું. આવો ભાડુત મળવો મુશ્કેલ છે." હરિશ્ચન્દ્ર બાબુની ધર્મપત્નીએ કહ્યું.

"હવે બીજા ભાડુતને રાખવાની જરૂર જ શી છે? તીનકૌડી અને સુરેન્દ્ર ધંધા વગરના બેસી રહ્યા છે; તેમને ધંધે વળ-

ગાડી દો. જો તેઓ માસિક ૧૫–૨૦ રૂપિયા લાવી શકે તેમ હોય તો પછી બીજા કોઇને મકાન ભાડે દેવાની શી જરૂર છે!" તીનકૌડીની બહેને તીનકૌડી તથા સુરેન્દ્ર વગેરેને ધંધે લગાડવાની ભલામણ કરી.

"એ લોકો ક્યાં આપણી વાત સાંભળે જ છે? ઘેર બેઠા બેઠા ખાય છે અને આનંદ કરે છે! મોટા 'બાબૂ' થઇને જ્યાં ત્યાં ફરે છે! કેમ જાણે કામકાજ કરવા માટે તો આપણે જ બંધાયલાં હોઈએ! વળી વધારે દુઃખની વાત તો એ છે કે તમે પોતે તેમને એક અક્ષર પણ કહેતા નથી!" હરિશ્ચન્દ્રની સ્ત્રીએ ખુલાસો કર્યો અને સાથે સાથે 'સંગીત સમાજ'ના આગેવાનોના 'કડક બંગાલીપણા'નો પણ ઉલ્લેખ કરી દીધો.

"એ તો છોકરાઓ છે. બોલાવીને એમને કામ કોણ બતાવશે? તમે મોટી ઑફિસમાં જાઓ છો તો તેમને માટે તમે જ કોઇ નોકરીની તપાસ કરી લો. તમે તમારા ઓળખીતાઓને ભલામણ કરીને કામકાજની તપાસ કરી રાખો અને હું એ બન્નેને સમજાવી રાખીશ." તીનકૌડીની બહેને છોકરાઓ માટે નોકરી શોધવાની હરિશ્ચન્દ્ર બાબુને ભલામણ કરી.

"આજકાલ ધંધા પાણી બહુ મંદા છે. કલકત્તા જેવા શહેરમાં થોડું ઘણું અંગ્રેજી ભણેલો માણસ ન હોય ત્યાં સુધી તેને કોઈપણ પૂછતુ નથી. વળી જ્યાં દશ રૂપિયાની એક જગ્યા ખાલી થાય છે કે તેને માટે સત્તર એમ. એ. અને બી. એ. પાસ થયેલા બદમાશો અરજીઓ લઇને ઉભા જ હોય છે! હવે પહેલાના દિવસ નથી રહ્યા હો, બહેન!" હરિશ્ચન્દ્રની સ્ત્રીએ 'વર્તમાન સંસાર અને તેના વ્યવસાયો' વિશે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"આ બધી વાતો કેવળ મિથ્યા છે. શું બધા છોકરાઓ બી. એ. અને એમ. એ. પાસ થયેલા હોય છે? અને જે લોકો મોટી મોટી પરીક્ષાઓમાં પાસ થયેલા નથી હોતા તે લોકો શું તમારા છોકરાઓની માફક નકામા બેસી રહેતા રહેશે? એમને માટે કાંઈ મેજીસ્ટ્રેટની જગ્યા તો શોધવાની નથી ને? કાયસ્થના છોકરાઓ છે, થોડું ઘણું અંગ્રેજી પણ જાણે છે. બંગાળી તો ભણેલા જ છે. કાંઇ સાવ નિરક્ષર નથી. એમને શું દશ પંદર રૂપિયાની નોકરી પણ નહિ મળે? તમે મન લગાડીને તપાસ કરો તો હમણાં બધુ ઠીક થઇ જાય. એ માટે જો પંદર વીસ રૂપિયા ખર્ચ કરવા પડશે તો તે પણ હું કરવાને તૈયાર છું." તીનકૌડીની બહેને હરિશ્ચન્દ્રની સ્ત્રીના વિચારોનો પ્રતિવાદ કર્યો; અને નકામા બેઠેલા છોકરાઓને ધંધે વળગાડવાની હરિશ્ચન્દ્ર બાબૂને ભલામણ કરી.

"બહુ સારૂં; જોઇ લેવાશે. ઑફિસનો વખત થઇ ગયેલો હોવાથી હમણાં તો હુ જાઉ છું." હરિશ્ચન્દ્રે ટૂંકામાં પતાવ્યું.

"જોઇ શું લેવાશે? આ મહીનામાં ગમે તેમ કરીને તેમને રસ્તે ચઢાવવા જ પડશે." તીનકૌડીની બહેને કાંઇક દબાણ કરીને કહ્યું.

"કોઇ પણ ઑફિસનો ઉપરી અધિકારી મારો સાળો કે સસરો થતો નથી કે એક મહીનાની અંદર જ તેમને નોકરી રાખી લે!"

"તમે તો મશ્કરી કરી રહ્યા છો. પણ ગમે તેમ કરીને તેમને નોકરી પર તો ચઢાવવા જ પડશે. એમાં તમને જ લાભ છે." તીનકૌડીની બહેને ગંભીરતાથી કહ્યું.

"તે શું હું નથી સમજતો? મારાથી બનતી કોશિશ કરીને જેમ થશે તેમ જલ્દી વ્યવસ્થા કરી લઇશ." હરિશ્ચન્દ્ર બાબૂએ અનુકૂળ ઉત્તર આપ્યું.

ઑફિસમાં જઇને ઘોષ મહાશયે સતીશબાબૂને તાર કરી દીધો. સાંજે ઘેર આવ્યા પછી તેમના જાણવામાં આવ્યું કે સતીશબાબૂ શનિવારને દિવસે કલકત્તા આવવા સારૂ શાહજહાઁપુરથી રવાના થશે; રવિવારે કલકત્તા પહોચશે. સોમવારના દિવસે સવારમાં આવીને સુશીલાને તથા તેની માને મળી જશે અને તેજ દિવસે સાંજના મેલમાં તેમને લઇને શાહજહાઁપુર જવા માટે ઊપડશે.

"બહેન! આજે શુક્રવાર છે. આજથી બરાબર ત્રણ દિવસ બાકી રહ્યા છે. આજથી જ જો તૈયારી કરવા લાગીશ તો રવિવાર સુધીમાં બધું ઠીકઠાક કરી લઇશ. કાંઇ બહુ સરસામાન તો છે જ નહિ, જે કાંઇ હતું તે કોર્ટમાં કેસ લડવામાં ખલાસ થઇ ગયું છે." સુશીલાની માતાએ પોતાનો સરસામાન તૈયાર કરવાનો ઇરાદો બતાવ્યો.

"દૂર પશ્ચિમમાં જાઓ છો ત્યાં કાંઇ બધી ચીજો તમને મળવાની નથી. જરૂરની બધી ચીજો અહીંથી ખરીદીને લઇ જશો તો જ સુખી થશો. પૈસાટકા પાસે છે કે નથી?" તીનકૌડીની બહેને જોઇતી વસ્તુઓ કલકત્તામાંથી લઇ જવાની ભલામણ કરવા સાથે પૈસા સંબંધી સવાલ પૂછ્યો.

"જે રૂપિયા સતીશબાબૂ મદદ તરીકે મોકલતા હતા તેમાંથી થોડાક દર મહીને બચતા હતા. મારી પાસે અત્યારે સીત્તેર રૂપિયા છે." સુશીલાની માએ જવાબ આપ્યો.

"એ રૂપિયાની મદદથી જે જે ચીજોની જરૂર હોય, તે બધી આ ત્રણ દિવસની અંદર ખરીદ કરી લો." તીનકૌડીની બહેને કહ્યું.

"મારે તો અત્યારે કોઇપણ ચીજની જરૂર નથી. મારા સુખના દિવસો વીતી ગયા છે. એ દિવસો જો પાછા જોવાનું નસીબ-

માં હશે તો એ ચીજોનું કામ પડશે. હાલ તો જે કંઇ જોઇએ તે આ છોકરી સારૂ જોઇએ." સુશીલાની માએ ખુલાસો કર્યો.

"તો સુશીલાને બોલાવીને પૂછી લો કે તેને કઇ કઇ ચીજો જોઇએ છે? અને તેની એક નોંધ બનાવી લો જેથી લેતી વખતે ભૂલી ન જવાય." તીનકૌડીની બહેને યાદી કરવાની સલાહ આપી અને તરત જ સુશીલાને બોલાવી લીધી.

"મોટી માસી! શું તમોએ મને બોલાવી છે?" સુશીલાએ અંદર આવતાંની સાથે જ પૂછ્યુ.

"હા બહેન, મેં તને બોલાવી છે. સોમવારે રાતની ગાડીએ તમારે જવાનું થશે. પશ્ચિમમાં બધી ચીજો મળતી નથી, અને જે મળે છે તે કલકત્તા કરતા સારી અને સસ્તી નથી મળતી. તેથી તારે જે ચીજો જોઇતી હોય તે એક કાગળ પર ઉતારી લે. તીન-કૌડી અથવા સુરેન્દ્રને નોંધનો કાગળ આપશો એટલે તેઓ બધી ચીજો લાવી આપશે. અહી જ બેસી જા, અને બેસીને નોંધ કરીલે." તીનકૌડીની બહેને સુશીલાને પોતાની પાસે બેસાડીને તથા તેની પીઠપર હાથ રાખીને કહ્યું.

"મારે હવે કઇ ચીજની જરૂર છે? કોઇ પણ વસ્તુની મારે જરૂર નથી, મોટી માસી! દિવસમાં એકવાર પેટ ભરીને અનાજ તથા શરીર ઢાંકવા સારૂ એક લગડું મળી જાય, તો હું એમ ગણીશ કે મને બધું મળી ગયું છે. જે વસ્તુ કલકત્તામા જોઇએ છે, તેજ વસ્તુ એ ઠેકાણે જોઇશે." સુશીલાએ ઉદાસ ભાવે એક નિઃશ્વાસ નાખીને એ શબ્દો ઉચ્ચાર્યા.

સુશીલાની એ વાતો સાંભળીને તેની માને બહુ જ દુઃખ થયું અને તેની આંખોમાંથી આંસુએ ટપકવા લાગ્યાં. તેણે બહુ દયાજનક

દૃષ્ટિથી તીનકૌડીની બહેન તરફ જોઇને કહ્યું કે: “ બહેન, મને યાદ છે ત્યાંસુધી મે કોઇ પણ દિવસ સુશીલાને કોઇ રીતે ઓછું આવવા દીધુ નથી. એને મેં વિધવાની માફક રાખી નથી. મારે ફક્ત આ એક જ સંતાન છે. કમનસીબે એ વિધવા થઇ ગઇ છે, તોપણ મેં એને વિધવાના વેષમાં રાખી નથી તેણે જ્યારે જે કાંઇ માગ્યુ હશે ત્યારે તે આપ્યું હશે અને હજી પણ આપુ છુ. હું એને મારા જીવ કરતાં પણ વધારે વહાલી સમજુ છું. એને મોઢેથી આવાં વાકયો સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે, બહેન ! ”

“ છિ: સુશીલા ! તું આવી વાતો કેમ કરે છે ? જા, તારી વાતો સાંભળીને તારી માની આંખોમાંથી આંસુ વહી રહ્યા છે. મારી દીકરી ! આવી વાતો મોઢામાંથી કાઢીશ નહિ. જ્યાંસુધી તારી આ મા જીવે છે ત્યાંસુધી એ જેમ કહે તેમ કરતી જા. એને કોઇ રીતે દુ:ખ ન થાય તેવી રીતે તારે વર્ત્તવું જોઇએ. ભાગ્યમાં જેમ લખ્યું હશે તેમ થતું જ રહેશે. ” તીનકૌડીની બહેને સુશીલાને શીખામણના એ શબ્દો કહ્યા.

“ હું તો એમને ખરાબ લાગે તેવું કાંઇ પણ કહેતી નથી. હું વિધવા છુ તો મારે વિધવાની પેઠે જ રહેવું જોઇએ. અત્યારે હું જેવી છું તેવી જ રહીશ, એમાં તો હવે કોઇને કાઇ નથીને ? ” સુશીલાએ કોઇ જૂદા જ ભાવથી એ શબ્દો ઉચ્ચાર્યા.

“ સુશીલા ! શું તારી આ બધી વાતો સારી છે ? તું હવે મોટી થઇ છો, બધું સમજી શકે છે, તેમાં વળી તારા પિતાની આવી હાલત ! આવા વખતમાં તો તમારે સતીશ બાબૂ પાસે જ રહેવું યોગ્ય છે. તારી ત્યાં જવાની મરજી નથી, એ મેં તારી મા પાસેથી

સાંભળ્યું; પણ આમાં બીજો ઉપાય નથી. તારા પિતા જ્યારે કેદમાંથી છૂટી આવે અને ઈશ્વરની કૃપાથી તેમની ક્યાંક સારી નોકરીની વ્યવસ્થા થઈ જાય, એટલે પછી તારી મરજી હોય તો ફરી અહીં આવજે." તીનકૌડીની બહેને યોગ્ય ઉપદેશ આપ્યો.

"શું હું અહીં રહેવા માગું છું? બા જેમ કરશે તેમજ થશે." સુશીલાએ પોતાનાપર મૂકવામાં આવેલો આરોપ ખોટો ઠરાવ્યો.

"એ તો કહે છે કે તારે જે ચીજો જોઇતી હોય, તેની નોંધ એક કાગળપર કરી લે." તીનકૌડીની બહેને તેને સકંજામાં લેવાના ઇરાદાથી કહ્યું.

"મારે એક મોટું રાંઢવું અને એક ઝાડ ફાંસો ખાવા સારૂ જોઇએ છે!" સુશીલાએ અતિશય ક્રોધના આવેશમા એ શબ્દો ઉચ્ચાર્યા, અને તરતજ તે ત્યાંથી બહાર ચાલી ગઇ.

સુશીલાની માતા તથા તીનકૌડીની બહેન આશ્ચર્યથી જોતી જ રહી ગઇ. જે સુશીલાએ પોતાની મા સાથે માથું ઉંચું કરીને વાત પણ કરી નહોતી, જે સુશીલાના મોઢામાંથી કોઇને માઠું લાગે તેવી વાત પણ કોઇ દિવસ સાંભળી નહોતી, તેજ સુશીલામાં એકાએક આવો ફેરફાર થયેલો જોઇને તેની મા ચિત્રની માફક થભી ગઇ અને તીનકૌડીની બહેનના મોઢામાંથી પણ શબ્દ નીકળી શક્યો નહિ.

"બહેન, હવે શું કરીએ?" કેટલો વાર સુધી ચુપ રહીને સુશીલાની માએ પૂછ્યું.

"શું કહું બહેન, મારા સમજવામાં તો કાંઈ પણ વાત આવતી નથી. છોકરીનું વર્તન જોઇને તો એમ લાગે છે કે તે કલ-

કત્તા છોડીને કયાંય જવા માગતી નથી. પણ એ બાબતની આપણે અત્યારે દરકાર રાખવાની નથી. ચારે તરફ ધ્યાન રાખીને દરેક કામ આપણે કરવાનું છે. ગમે તેમ તો પણ સુશીલા નાદાન છોકરી છે. ને કલકત્તા મૂકીને બીજે કયાંય ગયેલી ન હોવાથી એનું મન આવું થઇ ગયું છે. ત્યાં ગયા પછી કલકત્તા આવવાનું નામ પણ નહિ લે. " તીનકૌડીની બહેને ધીરજ તથા આશ્વાસનદાયક સલાહ આપી.

"બહેન, એવોજ આશીર્વાદ આપો જેથી છોકરીનું મન ઠેકાણે આવી જાય. તેની આવી વાતો સાંભળીને મારૂં પોતાનું મન પણ કોણ જાણે કેવું થઇ ગયું છે." સુશીલાની માતાએ ગભરાયલા અવાજે એ શબ્દો ઉચ્ચાર્યા.

"છોકરીની વાતપરથી તમારૂં મન ખરાબ ન કરો." તીનકૌડીની બહેને આશ્વાસન આપ્યું.

થોડી વાર પછી સુશીલાની માતાને જે કાંઈ ખરીદ કરવાનું યાદ આવ્યું તેની તેણે એક નોંધ બનાવી લીધી અને તે નોંધ તથા થોડાક રૂપિયા તીનકૌડીને બોલાવીને આપી દીધા.

"શુ તમે ખરેખર જવાનાં છો ?" તીનકૌડીએ તે નોંધ તથા રૂપિયા લઈને સુશીલાની માતાને પૂછયું.

"ન જઇએ તો શું કરીએ ભાઇ ? સતીશ બાબુની વાત માનવીજ જોઈ એને ? એમણે આટલા દિવસ મદદ ન કરી હોત તો કોણ જાણે અમારૂં શું થઇ ગયું હોત ! તમે ભાઇ જરા તસ્દી લઇને આ ચીજો લાવી આપો, અને જો તમારાથી થઇ શકે તો સુશીલાને શું શું જોઇએ છે, તે પણ જો પૂછી લો તો તમારૂં

ભલું થશે. આજ તે મારાથી રીસાઇ બેઠેલી હોવાથી મારી સાથે બોલતી નથી." સુશીલાની માએ દીનભાવે તીનકૌડીને કહ્યું.

"તેને માટે તમે ચિન્તા ન કરશો. હું અહીંજ તેને બોલાવીને તેના ઉપયોગની ચીજોની નોધ કરી લઉં છું." તીનકૌડીએ કહ્યું અને તરતજ તે ઓરડામાંથી બહાર નીકળી ગયો.

૧૩

## સતીશનું આગમન.

રવિવારે સાંજે સતીશચન્દ્ર બાબુ કમ્બુલિયા ટોલામા સુશીલાની માતાને મળવા સારૂ ગયા હતા. એજ દહાડે સવારની ગાડીમાં તે કલકત્તામાં આવીને પોતાના ભત્રીજા સુબોધને ત્યાં ઉતર્યા હતા. જે વખતે સતીશ તે મકાન પર ગયા હતા તે વખતે તીનકૌડી દરવાજા પર ઉભેલો હતો.

"દીનેશબાબૂનાં સ્ત્રી શું આ મકાનમાં રહે છે ?" સતીશચન્દ્રે પૂછ્યું.

"જી હા, આ મકાનમાં જ રહે છે. આપ કયાંથી આવો છો ?" તીનકૌડીએ જવાબ દઇને સામો સવાલ પૂછ્યો.

"હું શાહજહાંપુરથી આવું છું." સતીશ બાબૂએ જવાબદીધો.

"આપનુ નામ સતીશબાબૂ તો નથી ને ?" તીનકૌડીએ અટકળથી પૂછ્યું.

"તમારી અટકળ ખરી છે." સતીશબાબૂએ કહ્યું.

"પધારો, અંદર બેઠકમાં આવો." એમ કહીને તીનકૌડી તેમને આદરપૂર્વક અંદર લઇ ગયો. ત્યાં ગયા પછી તેણે પુછ્યું: "આપના માટે તમ્બાકુ મંગાવું ?"

"ના, હું પાન કે તમ્બાકુ કાંઇ પણ ખાતો નથી. તમે કૃપા કરીને સુશીલાને મારા આવવાની ખબર આપો અને તેને અહીં આવવાનુ કહો." સતીશબાબૂએ કહ્યું.

"આપ બેસો; હું હમણાં જ અંદર જઇને ખબર આપુ છું." તીનકૌડીએ કહ્યું અને એમ કહીને તે ઘરમાં ચાલ્યો ગયો.

દીનેશની સ્ત્રીએ તથા સુશીલાએ સતીશબાબૂના આવવાના સમાચાર સાંભળતાં જ તેઓ બેઠકમાં જવાના દરવાજાની પાસે આવીને બેઠાં. તીનકૌડીએ સતીશબાબૂને કહ્યું કે: "તેઓ આ દર-વાજાની પાછળ બેઠાં છે."

"સુશીલા ! મારી પાસે આવવામાં તુ શરમાય છે કેમ ? આવ, અહીં આવ બહેન." સતીશબાબૂએ પ્રેમભર્યા શબ્દોથી સુશીલાને પોતાની પાસે બોલાવી.

એ સાંભળીને દરવાજા પરનો પર્દો ઉંચો કરીને સુશીલા શરમાતી શરમાતી બેઠકમાં આવી અને સતીશબાબૂને પ્રણામ કરીને કહેવા લાગી: "આપ શું ગાડીમાંથી સીધા અહીં જ આવો છો ?"

"ના, હું સવારના સાડા અગિયાર વાગ્યે આવ્યો હતો; કૅાલેજ સ્ટ્રીટમાં ઉતર્યો છુ અને ત્યાંથી જ આવું છું." સતીશચન્દ્રે જવાબ દીધો.

"શરીર તો સારૂં છે ને ?" સુશીલાએ બીજો સવાલ પૂછયો.

"હા, સારૂં છે. તમારૂં બધું તૈયાર છે ને ?" સતીશચન્દ્રે સુશીલાના સવાલનો જવાબ દઇને મુદ્દાનો સવાલ પૂછયો.

"જી હા; સરસામાન બધો બાંધીને તૈયાર રાખ્યો છે." સુશીલાએ હકારમાં જવાબ દીધો.

"પંજાબ મેલમાં બહુ ભીડ હોય છે તેથી સવારના દશ વાગ્યાની એક્સ્પ્રેસમાં જવું ઠીક છે. તમો મા દીકરી કાલે સવારના પહોરમાં જ તૈયાર થઈ રહેજો; હું બરાબર સાડા આઠ વાગે તમોને સ્ટેશનપર લઈ જવા સારૂ ગાડી લઇને આવી પહોંચીશ." સતીશ બાબુએ કહ્યું.

એ સાંભળીને સુશીલા અંદરના ઓરડામાં ગઇ અને ત્રણ ચાર મિનિટમાં પાછી બહાર આવીને કહેવા લાગી: "મારી બાએ કહ્યું છે કે આપ કહો છો તે પ્રમાણે જ કરીશું."

"મારે અહીં બે ચાર માણસોને મળવાનું છે; કેટલીક વસ્તુઓ પણ બજારમાંથી ખરીદવાની છે. તમે પુરેપુરાં તૈયાર થઇ રહેજો જેથી મને અહીં સવારના પહોરમાં ખોટી થવું ન પડે. હા, અને તું તારી માને પૂછ કે અહીં દેવા લેવા સારૂ કાંઇ રૂપિયા જોઇએ છે?" સતીશચન્દ્રે ઉભા થઇને પૃછયુ.

"નાઃ અમારે રૂપિયાની જરૂર નથી. બાની પાસે પૈસા હતા તેમાથી અહીંનો પરચુરણ હિસાબ ચૂકવી દીધો છે અને જરૂરની ચીજો પણ બજારમાંથી ખરીદી લીધી છે." સુશીલાએ પોતાની માતાને પૂછયા વગરજ કહ્યું.

સુતીશચન્દ્ર બાબુએ પોતાના ખીસામાંથી પૈસાની પાકીટ કાઢીને દશ દશ રૂપિયાની બે નોટો સુશીલાને આપતી વખતે કહ્યું કે "જે કાંઈ ખરીદી લીધું હોય તે ભલે ખરીદ્યું. આ બન્ને નોટ તારી બાને આપી દેજે અને કહેજે કે ખરીદવાનું જે જે બાકી હોય, તે બધું આજ રાતના જ ખરીદી લેજો."

"હું મારી માને પૂછી આવું કે બીજા રૂપિયાની જરૂર છે કે નથી." સુશીલા એ કહ્યું.

એમ કહીને સુશીલા અંદર ગઇ અને થોડીવાર પછી પાછી બહાર આવીને કહેવા લાગી કે: "મારી બા કહે છે કે જે જે ચીજોની જરૂર હતી તે બધી ખરીદી લીધી છે. હજી એમની પાસે ત્રીસ બત્રીસ રૂપિયા છે. જો કોઇ ચીજ રહી ગઇ હશે અને યાદ આવશે તો એ રૂપિયાથી મંગાવી લેશે. આ રૂપિયા આપ અત્યારે આપની પાસે જ રાખો."

"બહુ સારૂં ત્યારે હું જાઉં છું. કાલે બરાબર સાડા આઠ વાગ્યે તમને તેડવા સારૂ આવીશ." સતીશચન્દ્રે કહ્યું.

"થોડાક નાસ્તો કરતા જાઓ." સુશીલાએ સતીશચન્દ્રને જમવાનું કહ્યું.

"ના સુશીલા, આજે બહુ મોડું જમ્યા હતા. અત્યારે ખાવાની મારી મરજી નથી." સુતીશચન્દ્રે ના પાડી અને ત્યાથી ચાલવા માંડયું.

રાત્રે સુશીલા તથા તેની માતા અને તીનકૌડીની મોટી બહેને સુખ દુ:ખની અનેક વાતો કરી. તીનકૌડીની બહેને સુશીલાને કેટલીક શીખામણ આપી. રાત બહુ વીતી ગયેલી જોઈને તેણે સુશીલાને કહ્યું કે: "જા, તું હવે સુઇજા સુશીલા. કાલે પાછું વહેલુ ઊઠવાનું છે. આટલા દિવસ એક સાથે રહેલી હોવાથી તારાપર મારો અધિક પ્રેમ બંધાઇ ગયો છે. તારા વગર કેટલાક દિવસ સુધી તો મને ઘણી અકળામણુ થશે. ચાલો તમે ગમે ત્યાં રહેજો-તમને કુશળક્ષેમ સાંભળીને પણુ પણુ હું રાજી થઇશ; શ્રીકાલિકાદેવીની દયાથી તમારા બાબૂ જલ્દી છૂટી આવશે. પછી તમારી ખરાબ સ્થિતિ નહિ રહે."

"મોટી માસી! એવો જ આશીર્વાદ આપો જેથી મારી બાની

બધી ચિન્તાઓ ટળી જાય. તમારો પ્રેમ હું ભૂલી જવાની નથી. મારા પિતા જ્યારે જેલમાથી છૂટીને આવશે અને અમને સંભાળી લેશે ત્યારે હું જરૂર તમને મળવા સારૂ આવીશ. હાલ તરત તો ત્યાં ગયા વગર બીજો ઉપાય નથી. થોડા દિવસ તો મને પણ ત્યાં તમારા વિના ગમશે નહિ પણ મોટી માસી, મારી ભૂલચૂક ને બોલ્યું ચાલ્યું માફ કરશો કે ? " સુશીલાએ વિવેક દર્શાવ્યો.

" એવું ગાંડુ ગાંડુ શું બોલે છે ! જાઓ હવે મા દીકરી નિરાંતે સુઇજાઓ. વહાણામાં વહેલાં ઊઠજો. તે વખતે બધું માફ કરીશ. " એમ કહીને તીનકૌડીની બહેને સુશીલાને છાતી સરસી ચાંપી તથા તેના કપાળમાં ચુમ્બન કર્યું.

સુશીલા તથા તેની માતા તરતજ નીચે ઉતર્યાં અને તેમના સુવાના ઓરડામાં જઇ અંધારામાં જ સુઇ ગયાં.

## ૧૪

### અઘટિત ઘટના.

તીનકૌડીની બહેન આજ બહુ વહેલી જાગી ગઇ હતી. તેણે ઘરમાંથી બહાર આવીને જોયું તો ઘરમાંથી હજી કોઇ ઉઠયું નહોતું, સુશીલા તથા તેની માને જગાડવા સારૂ તે નીચે આવી. સુશીલાની સુવાની ઓરડી તરફ જોયુ તો બારણું કાંઇક ઉઘડેલું હતું. એ જોઇને તે બહાર ઊભી ઊભીજ પોતાના મનમાં બબડી કે: ' જુઓ, ઘરનું બારણું ખુલ્લું મૂકીને જ સુઇ ગઇ હતી. ' ત્યારપછી તેણે સુશીલાની માને ઉઠાડવા સારૂ બૂમ પાડી અને દરવાજો ખોલી દીધો. અવાજ સાંભળીને સુશીલાની મા જાગી ઉઠી અને પોતાના બિછાના પર બેઠી થઇ.

" દરવાજો બંધ કીધા વગરજ સુઇ ગયાં હતાં ?" તીનકૌડીની બહેને સુશીલાની માતાને કહ્યું.

" ના, બારણું તો વાસેલું હતું. રાતના સુશીલા બહાર ગઇ હશે ને તે બંધ કરવાનું ભૂલી ગઇ હશે." સુશીલાની માતાએ જવાબ દીધો.

" તો હવે જલ્દી ઊઠો અને ગરમ પાણી કરી નાહી લોઃ હું મારા ઘરમાંથી વાસણ આપુ છું તેમાં જલ્દીથી જે રાંધવાનુ હોય તે રાંધીલો. જોત જોતામાં આઠ વાગી જશે. " તીનકૌડીની બહેને જલ્દી રસોઇ કરી જમી લેવાનુ કહ્યું.

અને તે વાસણો લાવવા સારૂ રસોડામાં જતી રહી.

સુશીલાની મા એમ સમજી કે સુશીલા જાજરૂમાં ગઇ છે તેથી તે ઓસરીમાં બેસીને પોતાનું મોઢું ધોવા લાગી. એટલામાં રસોડામાંથી વાસણો લઇ આવીને તીનકૌડીની બહેન કહેવા લાગી કેઃ " બહેન હવે મોઢું ધોવાનો વખત રહ્યો નથી. જલ્દી રસોઇ કરી પેટને ભાડું આપીદો. "

" છોકરી હજી જાજરૂમાથી બહાર આવી નથી." સુશીલાની માએ કહ્યું.

" સુશીલા, ઓ સુશીલા ! હજી સુધી જાજરૂમાં બેઠી બેઠી શું કરે છે ? જલ્દી બહાર આવ. " તીનકૌડીની બહેને સુશીલાને બોલાવવા સારૂ અવાજ કર્યો. ત્યાર પછી તેણે સુશીલાની મા તરફ જોઇને કહ્યુંઃ " આજ હજી અહીં છો. કાલે આ વખતે આગગાડી-માં હશો. "

" શું કરીએ બહેન. ભાગ્યમાં હજી શું દુઃખ ભોગવવું લખાયું છે એ કોણ જાણે છે? " સુશીલાની માતાએ એક નિઃશ્વાસ નાખીને એ શબ્દો ઉચ્ચાર્યા.

" જુઓ તો છોકરી જાજરૂમાં બેઠી બેઠી શું કરે છે ! " તીનકૌડીની બ્હેને સુશીલાની માને જાજરૂમાં તપાસ કરવાનું કહ્યું.

સુશીલાની મા ધીમે ધીમે જાજરૂ આગળ ગઇ અને જોયું તો જાજરૂ ઉઘાડુંજ હતું. તે ગભરાયલા અવાજે બોલીઃ "બ્હેન, છોકરી જાજરૂમાં તો નથી. "

" જાજરૂમાં નથી ! જો જો ઉપર ન ગઇ હોય. " તેણે મેડા પર તપાસ કરવાનું કહ્યું.

સુશીલાની મા ઉતાવળે પગલે ઉપર ગઇ. તીનકૌડીની બ્હેને બેઠક વાળા ઓરડાનો દરવાજો ઉઘાડીને જોયું તો તીનકૌડી અને સુરેન્દ્ર નીરાંતે ઉંઘી રહ્યા હતા. તેમને જગાડયા વિનાજ તે મુખ્ય દરવાજા તરફ ગઇ. જોયું તો તે પણ ખુલ્લો પડયો હતો. તે અંદર આવી એટલામાં સુશીલાની મા ઉપરથી જ બોલી ઉઠીઃ " અરે ! છોકરી તો ઉપર પણ નથી. "

" ઉપર પણ નથી અને નીચે પણ નથી ત્યારે છોકરી ગઇ કયાં ? બહારનો દરવાજો પણ ઉઘાડો છે. ઓ તીનકૌડી ! ઓ સુરેન્દ્ર ! ઓ ઘોષબાબૂ ! જલ્દી ઉઠો. હું નથી સમજી શકતી કે સવારના પહોરમાં એ છોકરી કયાં જઇને બેસી રહી છે. " તીનકૌડીની બ્હેને ગભરાયલા પણ મોટા અવાજે કહ્યું.

" શું થયું ? શું થયું ? " એમ કહેતા કહેતા તીનકૌડી તથા સુરેન્દ્ર આવી પહોંચ્યા.

" શું થયું ? શી વાત છે ? " હરિશ્ચન્દ્રબાબૂ પોતાના સુવાના ઓરડામાંથી બહાર આવીને બોલ્યા.

" સુશીલા ઘરમાં નથી. દરવાજા બધા ઉઘાડા પડેલા છે. " તીનકૌડીની બ્હેને ગભરાયલા અવાજે જવાબ દીધો.

" આ શું કહેવાય ? સુશીલા ક્યાં ગઇ હશે ! " તીનકૌડી તથા સુરેન્દ્ર અજાયબીથી એક સાથે બોલી ઊઠયા.

સુશીલાની મા રડવા લાગી. ચારે તરફ ધમાલ મચી ગઇ. તીનકૌડી, સુરેન્દ્ર તથા હરિશ્ચન્દ્રબાબૂ બહાર તપાસ કરવા સારૂ ગયા. સુશીલાની મા રડતી રડતી તીનકૌડીની બહેનના ખભાપર હાથ રાખીને કહેવા લાગી કે, " શું થશે બહેન ! જાત ગઇ–માન ગયું–બધુ ગયું–"

## ૧૫

### તપાસ અને પ્રયાણ.

બરાબર સાડા આઠ વાગ્યે સતીશબાબૂ આવી પહોંચ્યા. ઘરમાં દાખલ થતાં જ દીનેશની સ્ત્રી રડતી રડતી આવીને તેમના પગોમાં પડી ગઇ. તેના રડવાનું કારણ સતીશચન્દ્રના સમજવામાં આવ્યું નહિ. તેમણે કોઇ પણ દિવસ તેની સાથે વાતચીત કરી નહોતી. આજે અકસ્માત્ તેને આ અવસ્થામાં જોઇને સતીશ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા: ' એ શું કહેવા માગે છે? શું કરવા ઇચ્છે છે ?'

એટલામા હરિશ્ચન્દ્ર ઘોષ ઘરમાં આવ્યા. સતીશની તેમની સાથે ગઇ કાલે મુલાકાત થયેલી નહિ હોવાથી તે ઓળખી શક્યા નહિ કે આ ઘરના માલિક એ ગૃહસ્થ જ છે. તેથી તેમણે સ્વાભાવિક જ સવાલ પૂછયો: " આપને શું કામ છે, મહાશય ?"

સતીશચન્દ્રનો એ સવાલ સાંભળીને દીનેશની સ્ત્રીએ પોતાનો ઘુમટો હટાવીને જોયું તો હરિશ્ચન્દ્રબાબૂને ઊભેલા દીઠા. તે જલ્દી ઊઠીને ઘરમાં જતી રહી.

" મારૂં નામ હરિશ્ચન્દ્ર ઘોષ છે. આ ઘાર મારૂં જ છે. શું

આપનું નામ સતીશચન્દ્રબાબૂ છે ?" હરિચન્દ્રે સતીશચન્દ્રના સવાલના જવાબમાં કહ્યું.

"જી, હા." સતીશે ટૂંકામાં પતાવ્યું.

"પધારો, દિવાનખાનામાં બિરાજો." હરિશ્ચંદ્રે કહ્યું.

"આજ આ બધું શું છે તે આપ કૃપા કરીને મને કહો." સતીશચન્દ્રે જિજ્ઞાસુ ભાવથી પૂછયું.

"સવારના પહોરમાં ઊઠતાં જ દીનેશની સ્ત્રીને ખબર પડી કે તેમની છોકરી સુશીલા ઘરમાંથી અકસ્માત્ ગુમ થઇ ગઇ હતી. જેના સંબંધમાં જે વસ્તુની સ્વપ્નમાં પણ ધારણા ન બાંધી શકાય તે વસ્તુ પ્રત્યક્ષ થઇ ગઇ છે. કેવી શરમાળ, સુશીલ અને વિવેકી છોકરી ! કોઇ દિવસ ઉંચે સાદે બોલી કે હસી પણ નથી: એ કોઇની સાથે ઘરમાંથી ભાગી ગઇ છે એ વાત મારા માનવામા પણ નથી આવતી ! છતાં તેનો હજી સુધી પત્તો નથી એ વાત ખરી છે." હરિશ્ચચન્દ્ર બાબૂએ ખુલાસો કર્યો.

"આપે કોઇને તપાસ કરવા સારૂ મોકલ્યો છે કે ?" સતીશ બાબૂએ બીજો સવાલ પૂછયો.

"હું પોતે તપાસ કરીને ચાલ્યો આવુ છું અને મારા પુત્રને તથા સાળાને મોકલ્યા છે તે હજી આવ્યા નથી. એકને ગંગાના કિનારાપર અને બીજાને મારે ત્યાંની 'સંગીત સમાજ' માં આવનારા લોકોને ત્યાં તપાસ કરવા સારૂ મોકલ્યો છે." હરિશ્ચન્દ્રે જવાબ દીધો.

"ત્યારે હવે આપણે શો ઇલાજ લેવો જોઇએ ?" સતીશે આગળ તપાસ કરવા વિશે હરિશ્ચન્દ્રનો અભિપ્રાય પૂછયો.

"થોડી વાર ધીરજ રાખો. તીનકોડી તથા મારો છોકરો આવી જાય એટલે શું કરવું તેનો વિચાર કરીએ." હરિશ્ચન્દ્ર ઘોષે સતીશ બાબુએ ધીરજ રાખવાનું કહ્યું.

આ પ્રમાણે એ બન્ને એક બીજાની સાથે વાતચીત કરી રહ્યા હતા તે વખતે વૃદ્ધ પાડોશી શ્યામચરણ ચટ્ટોપાધ્યાય બેઠકના દરવાજા આગળ આવીને હરિશ્ચન્દ્રને સંબોધીને કહેવા લાગ્યાઃ "હરીશ ! છોકરીનો કાંઇ પત્તો મળ્યો ? તું જલ્દી બહાર ચાલ્યો અને પછીથી મને આ બનાવની ખબર પડી. જો હું તને એક ખબર આપું છું." એમ કહીને તે વૃદ્ધ પુરુષે દીવાનખાનાની અંદર આવીને બિછાવી રાખેલી ગાદીપર પોતાની બેઠક લીધી. બેઠા પછી તેણે પોતાની અધૂરી હકીકત પૂરી કરવાના હેતુથી કહેવા માંડયું કેઃ "તું એ તો જાણે જ છે કે રાત્રે મને ઉંઘ આવતી નથી. રાતના ત્રણ વાગ્યાના શુમારે એક ભાડાની ગાડી શ્યામબાજાર લેનમાં થઇને આવતી દીઠી. ગાડી ધીરે ધીરે આવીને તારા ઘરની સામે ઊભી રહી. પછી ગાડીનું બારણું ઉઘાડીને એક છોકરો તેમાથી ઊતર્યો. મેં તો એમ જાણ્યું કે વખતે તારા ઘરમાંથી કોઇ છોકરો નાટકબાટક જોવા ગયો હશે તે હમણાં આવ્યો હશે. તેથી એ તરફ મેં વધારે ધ્યાન દીધું નહિ. હું મારો હુક્કો ગડગડાવી રહ્યો હતો અને ગાડી બે મિનિટમાં જ પાછી રવાના થઇ ગઇ હશે."

"હં, ત્યાર પછી શું થયું મુરબ્બી ?" સતીશબાબુએ વચમાં જ અધીરતા દેખાડીને પૂછયું.

"પછી શું થયું તે તો હું જાણી શક્યો નથી. પણ એ બનાવ વિશે મારે જે કાંઇ કહેવાનું છે તે તમને કહી દઉં છું." એમ કહીને વૃદ્ધ પાડોશીએ કહેવા માંડયું કેઃ "જે છોકરો તે ગાડીમાંથી ઉતર્યો

હતો તે બરાબર તીનકોડી જેવોજ હતો. એ વખતે આ બનાવની મને લેશ માત્ર પણ શંકા થઇ હોત તો શું હું આમ થવા દેત ? હરીશ ! આજે તું ઑફિસમાં ન જતાં આપણાં ઘરોની પાછળ જે ગાડીખાનું છે ત્યાં તપાસ કર કે કાલે રાત્રે તારા ઘર આગળ કોની ગાડી આવી હતી. આટલી બાતમી મળી જશે તો તપાસ કરવાનો સીધો માર્ગ મળી જશે. હરીશ ! તું જોઇએ તો ક્રોધ કર અને જોઇએ તો મને ગાંડો ગણ, પણ આ કામમાં તારા છોકરાઓ પણ સામેલ હોવા જ જોઇએ. બધાના એકસંપ વગર આ કામ થઇ શકે તેમ નથી. ”

“ના મુરબ્બી, તીનકોડી અને મારો છોકરો આવા નીચ કામમાં કોઇ દિવસ ન હોય. તેઓ બન્ને આ દિવનખાનામાં સૂઇ રહ્યા હતા. તેમને બોલાવીને જ્યારે આ વાત કહેવામાં આવી ત્યારે તેઓ તો આભાજ બની ગયા હતા. તેઓ બધા ગાય બજાવે છે, ઠઠ્ઠા મશ્કરી કરે છે, પણ તેમને કોઈ વાર ખરાબ રીતે વર્ત્તતા જોયા છે ? ” હરીશબાબુએ પોતાના છોકરાઓપર મૂકવામાં આવેલા આરોપનો અસ્વીકાર કર્યો.

“તું ગમે તેમ કહે હરીશ, પણ આ કામ તો એ અડ્ડાવાળાઓનું જ છે. ભલા માણસો પોતાના ઘરમાં આવી જાતના અડ્ડા કોઇપણ દિવસ જામવા દેતા નથી. તને મેં કેટલી વાર કહ્યું હશે, પરંતુ તેં તેપર ધ્યાન આપ્યુ નહિ, તો તેનું ફળ તને બહુ જલ્દી જ મળી ગયું છે. એક સારા માણસની ઇજ્જત, આબરૂ તથા ધર્મભાવના પર પાણી ફરી વળ્યું છે. એક રીતે જોઇએ તો આખા મહોલ્લાને બદનામ થવાનો અવસર આવ્યો છે. હવે હું જાઉં છું; જો કાંઇ

ખબર મળે તે મને કહેવડાવજે." [illegible] બાબુએ હરીશને ઠપકો આપ્યો અને ત્યાર પછી પોતાના ઘર તરફ ચાલવા માંડયું.

"ઘોષ મહાશય! આપ એકવાર ઘરમાં જઇને દીનેશની સ્ત્રીને પૂછો કે હવે શું કરીએ." સતીશે તે વૃદ્ધ ચાલ્યા ગયા પછી વિચાર કરીને કહ્યું.

"છોકરાઓ આવી જાય એટલે જે કરવાનું છે તે કરીએ." એમ કહીને હરિશ્ચન્દ્ર ઘોષ ઘરમાં ચાલ્યા ગયા. સતીશ દિવાનખાનામાં એકલા બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા.

બે મિનિટ પછી ઘરમાં તીનકોડીનો અવાજ સંભળાયો. તે બહારથી આવીને સીધો ઘરમાં ગયો, અને પોતાની મોટી બહેનને કહેવા લાગ્યો કે: "મોટી બહેન, આ તે જ યોગેશ સાળાનું કામ લાગે છે. અમારી પાર્ટીમાં જે જે લોકો આવે છે, તે બધાનાં ઘરોની તપાસ કરી આવ્યો છું. બધાએ પોતપોતાના ઘરમાં છે. એક એજ સાળો નથી. ત્યાંથી ખબર મળ્યા છે કે એ સાળો ગઇ કાલે સાંજનો બહાર નીકળ્યો છે તે હજી સુધી પાછો ઘેર આવ્યો નથી. નક્કી એજ સાળાનું કામ છે. મોટી બહેન, એ સાળાને મારીને ફાંસીએ ચઢવું કબુલ છે પણ તેને જીવતો રાખવો નથી: આજથી શિખામણ મળી કે એવા લુચ્ચા લફંગાઓને ઘરમાં આવવા દેવા નહિ."

"એ તો બધું થયું પણ બહાર સતીશબાબુ બેઠા છે તેમને શો જવાબ દઇએ?" તીનકોડીનો ખુલાસો સાંભળી લીધા પછી મેની બહેને પૂછયું.

"તેમને શું કહીએ? શું મોઢું લઇને તેમની આગળ જઇએ?" તીનકોડીએ આશ્ચર્યયુક્ત ભાવથી એ શબ્દો ઉચ્ચાર્યા.

એજ વેળાયે દીનેશની સ્ત્રી ઘરમાંથી બહાર આવી. તેની

આંખોમાં આંસુ જોવામાં આવતાં નહોતાં; તેના મોઢા પરનો રંગ બિલકુલ બદલાઈ ગયો હતો. બહાર આવતાંની સાથે જ તે કઠોર સ્વરથી કહેવા લાગી: " બહેન, શું કરવું તે તમને નથી સુઝતું ? ચાલો, હું બતાવું છું કે આપણે હવે શું કરવાનું છે. તીનકોડીભાઈ, સતીશબાબુની ગાડી બહાર ઊભી છે તેમાં મારો સરસામાન રાખી દે. મારે છોકરી નથી. ગઇ કાલે રાત્રે હું તેને કાશીવિશ્વનાથ ઘાટ (સ્મશાન) પર બાળી આવી છું. મારી દીકરી ! છટ છટ ! તમે બધાં તેને ભૂલી જાઓ. મારે કોઈ દીકરી જ નહોતી અને જો હોય તો મારા ગર્ભમાંથી કુલટા કન્યાનો જન્મ થયો જ નથી. જા ભાઇ, સતીશબાબુને કહી આવ કે હું તેમની સાથે આવવાને તૈયાર છું. અને તમને બધાંને પણ કહી દઉં છું કે તમે પણ તેની તપાસ કરશો નહિ. તે મારી દીકરી જ નથી—હું તેનો પડછાયો પણ જોવા ઇચ્છતી નથી. મારી કન્યા કુલટા ! મારી છોકરી ન્હાસી ગઇ ! એ વાત મોઢાપર લાવવી એ પાપ છે. તીનકૌડીભાઇ, તું ઊભો ન રહે. મોટી બહેન, તમે પણ જાઓ અને થોડીક તસ્દી લઇને મારો સામાન હાથોહાથ ગાડીમાં રખાવી દો. તમારો મોટો ઉપકાર માનીશ. "

" આટલી બધી ઊતાવળ ન કરો બહેન ! સતીશ બાબૂ બહાર બેઠા છે. હવે તો તેજ એક તમારા હિતેચ્છુ છે. તેમની સલાહ લઇને જેમ કહે તેમ કરો. તીનકૌડી, તું દીવાનખાનામાં જઇને આ બધી હકીકત તેમને કહી સંભળાવ અને તેઓ જે કહે તે સાંભળી આવ." તીનકૌડીની મોટી બહેને દીનેશની સ્ત્રીને અંદર જતી અટકાવીને કહ્યું.

સતીશચન્દ્રે બેઠકમાં બેઠાં બેઠાં બધી વાતો સાંભળી લીધી હતી. તીનકૌડીના બોલવા પહેલાં જ તેમણે કહ્યું: " દીનેશનાં સ્ત્રી જે કહે છે તે યોગ્ય છે; તેઓ ભલે હમણાં જ મારી સાથે ચાલે. સુશીલા અમારી કન્યા જ નથી; તેની સાથે અમારો કોઇ પણ જાતનો સંબંધ નથી."

એમ કહીને સતીશચન્દ્ર દીવાનખાનામાંથી ઊઠયા અને સામાન ગાડીમાં રાખવાનું ગાડીવાળાને કહ્યું. ગાડીવાળાએ તથા તીનકૌડીએ મળીને બધો સામાન ગાડીમાં રાખી દીધો.

એજ વેળાએ દીનેશની સ્ત્રી તીનકૌડીની મોટી બહેનની પગની રજ પોતાના મસ્તકપર ચઢાવીને તેની પાસેથી રજા માગી રહી હતી.

"મોટી બહેન, મારી તમને હાથ જોડીને એક અરજ છે કે હવે તેની તપાસ કરશો નહિ; કોઇ કોઇ દિવસ આ હતભાગિનીની ખબર કાઢતાં રહેજો." દીનેશની સ્ત્રીએ અતિશય ગદ્દગદ્દ વાણીથી અને આંસુઓથી ભરેલી આંખોથી કહ્યું.

તીનકૌડીએ આવીને તેને પ્રણામ કર્યાં. તેણે કહ્યુંકે: "હું તને આશીર્વાદ આપું છું કે તું મનુષ્ય થશે."

સર્વને મળવાનો વિધિ કરી લીધા પછી તે ધીરે ધીરે બહાર નીકળી અને ગાડીમાં બેસી ગઈ.

સતીશચન્દ્ર ગાડી હાંકનારની પાસે બેસવા જતા હતા એટલામાં દીનેશની સ્ત્રીએ પોતાની હમેશની મર્યાદાનો ત્યાગ કરીને કહ્યું કે: "નહિ, આપ ગાડીવાનની સાથે શા માટે બેસો છો ? આપ તો મારા મોટા ભાઇ છો; અંદર બેસો."

સતીશ લાચાર થઇને ગાડીની અંદર સામેની સીટપર બેઠા. ઘરના લોકોએ બન્નેને છેલ્લી વખતના પ્રણામ કર્યા. તેમણે આંસુથી ભરેલી આંખો તથા ઉદાસ ચહેરા બતાવીને તેમના વિયોગથી થતી વેદનાનો પ્રત્યક્ષ પરિચય કરાવ્યો. કેટલીક મિનિટો સુધી સર્વ સ્તબ્ધ થઇ રહ્યાં—એટલા સમયને માટે સુશીલાના પલાયનની દુઃખદ ઘટનાને સર્વ ભૂલી ગયાં.

છેવટે સતીશચન્દ્રનો સંકેત થતાં ગાડીવાળાએ ગાડી હંકારી દીધી.

१६

पापजीवननो प्रथम अध्याय.

માતાપિતાએ બહુ પ્રેમથી પોતાની કન્યાનું નામ ' સુશીલા ' પાડ્યું હતું તેઓ સ્વપ્નમાં પણ એમ ધારતાં નહોતાં કે તેમની વ્હાલી પુત્રી કુલને કલંક લગાડીને ન્હાસી જશે! પરંતુ સાથે સાથે અમારે એ પણ કહી દેવું જોઇએ કે બાલવિધવાને કેવી જાતનું શિક્ષણ આપીને બ્રહ્મચર્ય પાળવાનું શીખવવું જોઇએ, એ તરફ આધુનિક આર્યસંસારમાં બહુજ ઓછું લક્ષ્ય આપવામાં આવે છે. દીનેશ પણ એવા બેદરકાર પિતાઓમાનો એક છે. તેણે પોતાની કન્યાને સારૂં શિક્ષણ આપવાને બદલે પોતાના આચરણ રૂપ પ્રત્યક્ષ દૃષ્ટાન્તથી ખરાબ પ્રકારનું શિક્ષણ જ આપ્યું હતું. સંતતિમાં સુશીલા એક પુત્રી જ હોવાથી તે વિધવા થતાં જ દીનેશ તથા તેની સ્ત્રીના અયોગ્ય લાડનું કારણ થઇ પડી હતી. તે જે માગતી તે તેને આપવામાં આવતું હતું. જ્યારે તેણે યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડ્યો ત્યારે દીનેશ પોતે પોતાના દારૂડિયા મિત્રોની સાથે બેસીને એક વિક્ષિપ્ત મનુષ્યની પેઠે મનમાં આવે તેમ ઠઠ્ઠામશ્કરી કરતો અને પોતાની નિર્દોષ બાલવિધવા કન્યા આગળ જે શબ્દો ન ઉચ્ચારવા જોઇએ તે ઉચ્ચારીને તેના હૃદયમાં ઝેર રેડી રહ્યો હતો.

આવી સ્થિતિમાં ઉછરેલી એક નિષ્પાપ બાલવિધવા જેવા વાતાવરણમાં રહેતી હતી તે વાતાવરણમાંથી કોઇ પણ પ્રકારની સદ્‌ભાવનાનું શિક્ષણ મળવાની આશા આકાશ પુષ્પના જેવી હતી. દીનેશના જેલમાં જવા પછી તેની સ્ત્રી જે મકાનમાં રહેતી હતી તે મકાનમાં કેવી જાતનાં માણસો રહેતાં હતાં અને કેવી જાતનાં માણસો

ત્યાં નિત્ય આવજાવ કરતાં હતાં તેનું વર્ણન વાંચકો વાંચી આવ્યા છે. જે વખતે દીનેશની ધર્મપત્ની હરિશ્ચન્દ્ર ઘોષના મકાનમાં રહેતી હતી તે વખતે દીનેશની વિધવા કન્યા સુશીલા યૌવનના વસન્તકાલમાં વિહાર કરી રહી હતી. જે નવ યુવકો તેની દૃષ્ટિમાં નિત્ય આવતા હતા અને જે અશ્લીલ સંગીત તથા સંભાષણ તે સાંભળતી હતી, તેના પ્રતાપે જો તેની વૃત્તિ પાપમાર્ગ તરફ ઢળી હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. સારૂં શિક્ષણ મેળવીને પણ કેટલાક યુવકો જ્યારે કુસંગતિના પરિણામે પાપમાર્ગે ઊતરી જાય છે અને પોતાના ચારિત્ર્ય રૂપી ધનને હમેશને માટે ખોઈ બેસે છે, ત્યારે એક વગર ભણેલી અને લાડકોડમાં ઉછરેલી યુવતી એવી જાતની લાલચોમાં ફસાઇને પોતાનું સતીત્વ રૂપી રત્ન ખોઇ બેસે એમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ? આવી વાતો પરથી આપણા સમજવામાં આવી શકે છે કે સેંકડો કુટુમ્બો વ્યભિચારની કાલિમાથી કલંકિત થયેલાં હોવાં જોઇએ; અને ખરેખર કેટલાંક ઘરોમાં ગુપ્ત રીતે જ કેટલાંક એવાં એવાં ભયંકર કામો થઇ રહ્યાં છે કે જેની કલ્પના કરવાથી પણ શરીરમાં રોમાંચ ખડાં થઈ જાય છે. યુવતી સુશીલા એવી જ લાલચોમાં અણસમજે લપટાઇને પલાયન કરી ગઇ હતી.

સુશીલાના આ પાપજીવનની કથા અમો વિસ્તારથી આપવા ઇચ્છતા નથી. જે આર્ય વિધવાને માટે પવિત્ર પાતિવ્રતની આજ્ઞા ધર્મ-શાસ્ત્રોમાં મુકરર કરવામાં આવી છે, તેના સતીત્વ રહિત ભ્રષ્ટ જીવનની કથા લખતાં અમોને દુઃખ થાય એ સ્વાભાવિક જ છે. પરંતુ લેખકોને સર્વ પ્રકારનાં ચરિત્રોનુ ચીત્રણ કરવું પડતું હોવાથી અમોને પણ નિરુપાય વશાત્ તેમ કરવું પડે છે.

જે વખતે સુશીલાએ પોતાની માતાના મુખેથી શાહજહાંપુર

જવાની નક્કી વાત સાંભળી હતી, તેજ વખતે તેણે ના પાડી હતી. પરંતુ માએ તેની ઇચ્છાને જરા પણ ન ગણકારતાં જવાની તૈયારીજ કરવા માંડી, ત્યારે તે પ્રથમ તીનકૌડીનો આશ્રય શોધવા ગઇ હતી. તીનકૌડીના વિચારો તેની મોટી બહેનના સમજાવ્યાથી બદલાઇ ગયેલા હોવાથી તેણે ચોકખું સંભળાવી દીધું કેઃ "તારે તારી મા સાથે શાહજહાઁપુર જવું જ યોગ્ય છે. આવી સ્થિતિમાં તમો મા દીકરીએ સતીશ બાબૂ જેવા એક શુભેચ્છકની પાસે ન રહેતાં કલકત્તા જેવા મોટા શહેરમાં એકલાં રહેવું એ ખરેખર જોખમ ભરેલું છે. જરા ઊંડો વિચાર કરી જોશે એટલે તને જણાશે કે તારા આ વિચારો ભૂલભરેલા છે."

એક ઠેકાણેથી નિરાશ થઇને સુશીલા બીજે ઠેકાણે આશ્રય શોધવા ગઇ. તીનકૌડીના એક મિત્રની સાથે વાતચીત કરવાનો તેણે વિચાર કર્યો. પણ ઘરમાં એટલાં બધાં માણસો હતાં કે તેની સાથે એકાન્તમાં વાત કરવાનો પ્રસંગ મળે તેમ નહોતું. તેથી તેણે છેવટે પોતાના મનના ભાવોને વાણીદ્વારા વ્યક્ત કરી તેમને નીચેના પત્રના આકારમાં માનેલા 'પ્રિય'ની પાસે પહોંચાડયા હતા.

"પ્રિય યોગેશ,

ઘણા વખત સુધી મનમાં તર્કવિતર્ક કર્યા પછી આ પત્ર લખી હું મારી જાતને તમારાં ચરણોમાં સમર્પણ કરવાનું સાહસ કરૂં છું. આશા છે કે તમો મારી પ્રાર્થનાનો અસ્વીકાર કરી મને નિરાશ નહિ કરો. એક અભાગિની વિધવા યુવતીને સહાયતા કરવી, એ શું પુરુષ માત્રનો ધર્મ નથી કે?

અસ્તુઃ આ વિષયમાં વધારે સલાહની હું તમારી પાસે આશા

રાખું છું. શાહજહાંપુર જવાથી મને કોઇ પણ ઉપાયે બચાવી લેશો એવી આશા રાખતી

તમારી સ્નેહાકાંક્ષિણી
**સુશીલા.**"

એ કાગળ વાંચીને યોગેશને એમ લાગ્યું કે તે મર્ત્ય લોકમાં નહિ પણ દેવ લોકમાં પહોંચી ગયો છે. તેના જવાબમાં તેણે પણ એક ચિઠ્ઠી લખીને પોતાની 'પ્રિયા'ને ધીરજ આપી. રવિવારે રાત્રે તેણે સુશીલાને જાગતી રહેવાની ભલામણ કરી. પોતે ગાડી લઇને તેને લેવા સારૂ આવશે અને પોતાની એક વિધવા માસીને ત્યાં કાલીઘાટમાં લઇ જશે, એમ તેણે તે ચિઠ્ઠીમાં જણાવ્યું. ચિઠ્ઠી વાંચ્યા પછી સુશીલાએ પર્દાની આડમાં રહીને હાથના ઇશારાથી પોતાની સંમતિ પણ યોગેશને જણાવી દીધી હતી. કેટલી ચાલાક છોકરી !

આ ઠેકાણે સુશીલાના 'પ્રિય' યોગેશનો થોડોક પરિચય કરાવવો ઠીક થઇ પડશે. યોગેશના પિતાનો સ્વર્ગવાસ થઇ ગયો હતો. તેનો મોટો ભાઇ એક અંગ્રેજી ખાતામાં માસિક રૂપિયા દોઢસોના પગારથી નોકરી કરતો હતો, અને ગૃહસ્થાશ્રમનો ભાર પણ તેને માથે જ હતો. યોગેશ પોતે વધારે ભણ્યો ગણ્યો નહોતો; કારણકે, પોતાનાં માતા પિતાના ત્રણ પુત્રોમાંનો તે સૌથી નાનો અને તેથી લાડકવાયો પુત્ર હતો ! વિદ્યાભ્યાસ મૂકી દીધા છતાં તે હજી સુધી કોઇ પણ ધંધે લાગ્યો નહોતો. તે ગાતો, બજાવતો, સહેલસપાટા કરતો, નાટક તમાશા જોતો, ગણિકાઓનાં સંગીત શ્રવણ કરતો અને બીજાં પણ અનેક કામો કરતો હતો. એ બધાં કામો કરવા સારૂ જે કાંઇ પૈસાની જરૂર પડતી તે પોતાની મા પાસેથી નાના છોકરાની માફક રડીને મેળવી લેતો હતો. તેના ચારિત્ર્યના વિષયમાં એટલુંજ કહી દેવું બસ

થશે કે હજી તેનાં લગ્ન થયાં નથી. આટલા પરથી જે લોકો કલકત્તાના એક નવયુવકના આચરણની કલ્પના ન કરી શકે તેમને સમજાવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે.

પરંતુ સુશીલાની સાથે તે જે રમત રમવા ચાહતો હતો તેમાં પાંચ દશ રૂપિયાથી કામ ચાલે તેમ નહોતું. તેમાં તો બસો ત્રણસોની જરૂર હતી. આટલા રૂપિયા તેની મા આપે એવી તેને આશા ન હોતી. તેથી તેણે શાહૂકારના છોકરાઓને પગલે ચાલવાનો વિચાર કર્યો. પોતાની માતાની ગેરહાજરીમા તેનું તાળું તોડીને તેમાંથી તેણે એકસો ત્રેસઠ રૂપયા દશ આના કાઢયા. દશ આના પાછા પેટીમાં મુકી દીધા. આ ઠેકાણે એક બીજો ખુલાસો પણ કરી દેવો જોઇએ કે તેને કોઇ માસી હતીજ નહિ. કાલીઘાટમાં જે માસી વિશે તેણે સુશીલાને ચિઠ્ઠીમાં જણાવ્યું હતું તે બિલકુલ ખોટું હતું.

રવિવારે રાત્રે ત્રણ વાગ્યે પ્રથમ કરી રાખેલી ગોઠવણ પ્રમાણે યોગેશ ગાડી લઇને સુશીલાના ઘર આગળ આવ્યો હતો. સુશીલા જાગતી જ વાટ જોતી બેઠી હતી. ઇશારો થતાંજ તે બિછાના પરથી ઊઠીને એકજ કપડે બહાર આવી અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ગાડીમાં બેસી ગઇ. યોગેશ બહુ ચાલાક હતો. તે સુશીલાની પાસે બેઠો નહિ, તેની સામેની સીટપર બેઠો. ગાડી ત્યાંથી રવાના થઇ ગઇ !

## ૧૭

## સુશીલાની ચિન્તા.

ભાડાની ઘોડાગાડીમાં બેઠેલી સુશીલા શા વિચારો કરી રહી હતી, તે સુશીલા જ કહી શકે છે. યોગેશના મનમાં શા શા વિચારો આવતા હતા, તે યોગેશ જ જાણતો હતો. એવી સ્થિતિ

આવી પડતાં કોના મનમાં કેવા કેવા વિચારો આવતા હશે, એ કહેવાનું સામર્થ્ય કોનામાં છે, તે અમે કહી શકતા નથી. એ કામ અમારી શક્તિની બહારનું છે, એમ અમારે જણાવી દેવુ જોઇએ.

બન્ને ચુપચાપ બેસી રહ્યાં હતાં. ગાડી ચિતપુરરોડ અને સોભાબાજારમાં થઇને ગંગાકિનારે પહોંચી. પછી સ્ટ્રૅંડરોડ પરથી દક્ષિણ દિશા તરફ ચાલવા લાગી. અમને લાગે છે કે તે વખતે સુશીલા કોઇ ઊંડી ચિન્તામાં પડેલી હોવી જોઇએ; નહિ તો, કાલીઘાટ જવાનો એ રસ્તો ન હોવાથી તે યોગેશ પાસે ખુલાસો માગી શકતી હતી. ગાડી જ્યારે હુાવરાના પૂલપર પહોંચી ત્યારે ગાડીના ખડખડાટથી તેની ચિન્તાનો ભંગ થયો. ગાડીની બારીમાંથી ડોકીયું કરીને તેણે એકાદ મિનિટ સુધી અવલોકન કરી લીધું.

“ આપણે કયાં જઇએ છીએ ? આ તો કાલીઘાટ જવાનો રસ્તો નથી ! ” સુશીલાએ પોતાના મૌનનો પહેલીવાર ભંગ કર્યો.

“ કાલીઘાટ જવુ ઠીક નથી તેથી મેં તે વિચાર બદલી નાંખ્યો છે; ” યોગેશે આમ તેમ જોઇને જવાબ દીધો.

“ કેમ કાલીઘાટ નથી જવું ? ત્યારે આપણે કયાં જઇ રહ્યાં છીએ ? ” સુશીલાએ અતિશય વ્યગ્રતાથી પૂછ્યુ.

“ તું ગભરાઇશ નહિ; તારા ભલા માટે જ કાલીઘાટ જવાનો વિચાર મેં બદલી નાખ્યો છે. સવાર થતાં વેંત જ તારી શોધ થશે. તીનકોડી બધે શોધ કરતો કરતો મારે ઘેર મને શોધવા માટે પણ જશે. જો તેના મનમાં એવી શંકા આવશે કે તને નસાડવામાં મેં મદદ કરી છે, તો તે મારા બેસવા ઉઠવાના દરેક ઠેકાણે તપાસ કરશે. કાલીઘાટમાં મારી માસીને ત્યાં પણ જશે અને તે વખતે તું

પકડાયા વગર રહે નહિ. આજ કારણથી મેં પહેલાંનો વિચાર પડતો મૂકયો છે. અને જો તને આ વાત—" યોગેશ ખુલાસો કરીને તેના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરતો હતો, એટલામાં સુશીલાએ વચમાં જ તેને બોલતો બંધ કરી દીધો.

"ત્યારે શું થશે? તમે મને કયાં લઇ જાઓછો?" સુશીલાએ અતિશય વ્યાકુલતાથી પૂછ્યું.

"તું એટલી બધી કેમ બીહે છે? હું જે કાંઇ કરૂં છું તે તારા કલ્યાણ માટે જ કરી રહ્યો છું. આપણે આગગાડીમાં બેસીને તારકેશ્વર જઇશું, ત્યાં યાત્રાળુઓને રહેવાની ઘણી જગ્યા છે. ત્યાં તને કાંઇ પણ કષ્ટ થશે નહિ. બે ત્રણ દિવસ ત્યાં રહીને આપણે પાછા કલકત્તા આવતા રહીશું, તે વખતે તું તારી મા પાસે જતી રહેજે. જો આ બાબત તારા ધ્યાનમાં ન ઊતરતી હોય અથવા મારી આ વાત તને ન ગમતી હોય તો બોલ ગાડી પાછી ફેરવવાનું કહું; ને તને તારે ઘેર પહોંચાડી દઉં. તારા ભલા સારૂ અને તારા કહેવાથી જ આ બધું હું કરી રહ્યો છું. તને જો સારૂં ન લાગતું હોય તો ચાલો પાછાં ફરીએ. વળી મને મેણું ન મારીશ કે મેં તારી વાત રાખી નહિ! હજી વખત વીતી ગયો નથી." યોગેશે ગંભીર ભાવ ધારણ કરી ગંભીરતાથી જવાબ દીધો.

"ના, હું તેમ કહેવા નથી માગતી. તમે ખરાબ દાનતથી આ કામ કરી રહ્યા છો એમ તો હું કહેતી જ નથી. પણ—" સુશીલાએ થોડીવાર વિચાર કરીને કહ્યું.

"ત્યારે આમાં 'પણ' અને 'બણ' ની શી જરૂર છે, સુશીલા?" યોગેશ કાંઇક આવેશમાં આવીને અને સુશીલાને આગળ બોલતી અટકાવીને બોલી ઉઠયો. તેની મુખાકૃતિ–ખાસ કરીને તેની આંખો

ગરીબ ગાય જેવી અનાથિની અબળાને ડરાવવાને માટે બસ હતી. થોડીવાર સુધી સ્થિર દૃષ્ટિથી સુશીલાના મુખમંડળનું અવલોકન કર્યા પછી તે ફરીથી કહેવા લાગ્યો કેઃ "ખૂબ વિચાર કરી લે; ઠીક ન લાગતું હોય, મનમાં શંકા હોય તો આપણે પાછાં વળીએ. હજી રાત છે; કોઇને ખબર નહિ પડે એવી રીતે તને તારે ઘેર પહોંચાડી દઇશ. વિનાકારણ મારે માથે હું કલંક શા માટે વહોરી લઉં? તેં જરૂર પડવાથી મારી મદદ માગી હતી. હું બીજા કોઇને મદદ કરતો નથી, પણ તારી હાલત જોઇને મને બહુ દુઃખ થતું હતું, તેથી તારા ભલા માટે બદનામી માથે લઇને પણ મેં તને મદદ કરીછે."

"હું એ વાત નથી કહેતી. હું તો એમ કહું છું કે તમારી માસીને ઘેર બે દિવસ રહેવામાં કાંઇ હરકત નહોતી. હું છોકરી છું; એકલી ત્રણ ચાર દિવસ બહાર શી રીતે રહીશ, એનો જ હું વિચાર કરી રહી છું." સુશીલાએ અતિશય દીનતાથી કહ્યું.

"ત્યારે આટલા બધા વિચારો કરવાની શી જરૂર છે? ગાડી પાછી વાળવાનું કહીએ." યોગેશનાં નેત્રો લાલ થઇ ગયાં અને તેણે કિંચિત્ રોષ તથા અધિકારદર્શક વાણીથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"નહિ, નહિ એમ નહિ થાય; હવે પાછું ઘેર નહિ જઇ શકાય. તમે ખોટું ન લગાડો; હું તમારાપર સન્દેહ કરતી નથી. તમારા વિશે મારા મનમાં શંકા હતી નહિ અને છે પણ નહિ. પતિતપાવની ગંગા માતા સાક્ષી છે કે તમારામાં મારો વિશ્વાસ હોવાથી જ હું તમારી સાથે આવી છું; અને તમે મારા ભલા માટે જ આ બધી તકલીફો ઊઠાવી છે તથા તાબડતોબ વ્યવસ્થા કરી છે, એ હું સમજું છું." સુશીલાએ એક ઘડીભરમાં બધી

બાબતોનો વિચાર કરી લીધો અને પોતાનો છેવટનો નિશ્ચય સંમતિના રૂપમાં જણાવી દીધો.

એમ કહીને સુશીલા ચુપચાપ ચિન્તા કરવા લાગી. ગાડી ત્યાં સુધીમાં આગગાડીના પૂલને ઓળંગી હાવરાના મેદાનમાં પહોંચી ગઇ હતી. એટલું કહી દેવું જરૂરનુ છે કે યોગેશે ગાડી હાવરા સ્ટેશન સૂધી જ કરી નહોતી. તે જાણતો હતો કે રાતના ત્રીજા પહોરથી લઇને સવાર સુધી ગાડીની વાટ જોતાં હાવરા સ્ટેશન પર બેસી રહેવાથી કાંઇ સંકટ આવી પડશે તેથી તેણે 'કોનનગર' સુધીનું ગાડીભાડું ઠરાવી લીધું હતું.

ઘોડાગાડી ચાલી રહી હતી. સુશીલા ગાડીમાં એક અક્ષર પણ બોલ્યા વગર બેસી રહી હતી. તેની આંખોમાં આલસ્ય કિંવા ઉંઘ જોવામાં આવતી નહોતી તેથી એમ લાગતું હતુ કે તે કોઇ ઉંડી ચિન્તામાં પડેલી હતી. તેની સામે બેઠેલો યોગેશ થોડીક વાર સુધી તો ઉંઘને લીધે ઝોકાં ખાવા લાગ્યો અને ત્યાર પછી રીતસર સુઇ ગયો હતો. તેના મનમાં તો કોઇ પણ જાતની શંકા હતી જ નહિ. જેને સકંજામાં લેવાનો તે આટલા દિવસથી અવસર જોઇ રહ્યો હતો તે અવસર આજે અનાયાસે આવી ગયો હતો. તેથી જો તે અત્યારે બેફિકર થઇને સુઇ રહ્યો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે?

ગાડી વખતસર 'કોનનગર' પહોંચી. એ વખતે સવાર થઇ ગયું હતું. યોગેશે સુશીલાને ગાડીમાંથી નીચે ઉતારી. ગાડીવાળાએ ગાડીના છાપરા પરથી એક નવો લોઢાનો ટ્રંક અને એક બિછાનું નીચે ઉતાર્યાં. પહેલાં તો સરસામાન સાથે લેવાનો યોગેશનો વિચાર નહોતો. પણ પછીથી વિચાર થયો કે વખતે સામાન સાથે ન લેવાથી લોકોને શંકા કરવાનું કારણ મળી જશે. તેથી તેણે એક

નવોજ ટ્રન્ક બજારમાંથી પલાયન થવાના આગલા દિવસે ખરીદી રાખ્યો હતો. બિછાનું ઘરમાંથી લીધું હતું. એક બીજી વાત પણ વાચકોને જણાવી દેવાની જરૂર છે. ઘેરથી રવાના થવા પહેલાં જ યોગેશનો વિચાર સુશીલાને કાલીઘાટ, તારકેશ્વર કિંવા વૈજનાથ લઇ જવાનો ન હોતો. તે તેને એકવાર પાપ અને પુણ્યની લીલા-ભૂમિ શ્રીકાશીનગર અથવા બનારસ લઇ જવાના ઇરાદાથી જ બહાર નીકળ્યો હતો. એવો લાંબો વિચાર હોવાથી જ તેણે ટ્રન્ક તથા બિછાનું સાથે લીધાં હતાં ! યોગેશ એક ચાલાક જવાન હતો. નહિ તો આવુ કામ કરવાનું કોણ સાહસ કરી શકે ?

ટ્રન્ક, બિછાનું અને સુશીલાને લઈને યોગેશ સ્ટેશનની અંદર ગયો. તેણે સ્ટેશન વાળાઓને પશ્ચિમ તરફ જનારી ગાડી વિશે પૂછી જોયું તો જણાયું કે ગાડી આવવાને બે કલાકનો વિલંબ હતો. આખી રાતના ઉજાગરાથી યોગેશનું શરીર ભારે થઇ ગયું હતું. ગાડી આવવાને વખત હોવાથી તેણે સ્નાન તથા નાસ્તો કરી લેવાનો વિચાર કર્યો. પણ વળી તેને વિચાર આવ્યો કે તેમ કરવું ઠીક નથી; કારણ કે તેણે સુશીલાને તારકેશ્વર જવાનું કહ્યું હતું, અને તારકેશ્વર જનારો કોઇ પણ મુસાફર માર્ગમાં સ્નાન તથા ભોજન કરી શકતો નથી: તેમ કરવાની આવશ્યકતા પણ હોતી નથી. સુશીલા-ને નાવા ધોવાની તથા નાસ્તો કરવાની વાત કહેવા જતાં વખતે તેના મનમાં શંકા પેદા થઇ જાય, એમ યોગેશના મનમાં વિચાર આવ્યો અને તેથી તેણે એ વિચાર માંડી વાળ્યો.

"હાવરા સ્ટેશનથી ટ્રેનમાં ન બેસતાં કોનનગર સ્ટેશન પર આપણે શા માટે આવ્યા છીએ ?" સુશીલાએ આટલી વાર સુધી ચુપચાપ બધું જોયા પછી યોગેશને પૂછ્યું.

" આવી સાધારણ બાબત પણ તારા સમજવામાં નથી આવતી ? હાવરા સ્ટેશનપર આટલી વાર સુધી બેસવાથી વખતે કોઇ તપાસ કરતું આવી પહોંચે અને આપણને જોઇ જાય એટલા માટે ગાડી ભાડું કોનનગર સુધીનું ઠરાવ્યું હતું." લુચ્ચા યોગેશે હસીને ખોટો જવાબ દીધો.

" વારૂ. એ તો ઠીક કર્યું છે. હાવરા સ્ટેશન પર બેસવાથી વખતે કોઇ મને ઓળખી લેત તો મોટી પંચાત ઊભી થઇ જાત ખરી. તારકેશ્વરની ગાડી આવવાને કેટલી વાર છે ? " સુશીલાએ યોગેશના કાર્ય વિશે પોતાનો સંતોષ પ્રકટ કરીને ગાડી આવવાનો વખત પૂછ્યો.

" હજી બે કલાકની વાર છે. ત્રણ ગાડીઓ નીકળી ગયા પછી તારકેશ્વર જવાની ગાડી આવશે. " યોગેશે ગંભીરતાથી કહ્યું.

યોગેશનો એ જવાબ સાંભળીને સુશીલા ચુપચાપ બેઠી. તેના મુખપરથી તેના મનનું સમાધાન થયું હોય એમ લાગતું હતું. હમણાં જ વીતેલી રાત્રે તે જાતની ગંભીર ચિંતા કરી રહી હતી તેવી ચિંતા તેને અત્યારે હોય એમ જણાતું ન હોતું. શું ત્યારે તેની ચિંતાનો અંત આવી ગયો હતો ? એ વાતનો ખુલાસો આગલાં પ્રકરણો વાંચવાથી પોતાની મેળે થઇ જશે.

યોગેશ પ્લેટફોર્મપર આંટા દઇ રહ્યો હતો. બે ત્રણ ગાડીઓ આવી અને ઉપડી ગઇ, જ્યારે પશ્ચિમ તરફ જવાની ગાડી આવવાનો ઘંટ વાગ્યો ત્યારે યોગેશે ટિકિટની બારી આગળ જઇને કાશીની બે ત્રીજા વર્ગની ટિકિટો ખરીદી લીધી. પાંચેક મિનિટ પછી ફફ ફફ ફૂંફૂં કરતી ટ્રેન કોનનગરના પ્લેટફોર્મમાં દાખલ થઇ ગઇ. સુશીલાને તેણે સ્ત્રીઓના ડબ્બામાં ન બેસાડતાં પોતાની સાથે જ બેસાડી લીધી.

## ૧૮

## ભ્રમનિવારણ કિંવા પાપનો પ્રથમ આઘાત!

સુશીલાને લઇને યોગેશ જે ડબ્બામાં બેઠો હતો તે ડબ્બામાં કોઈ ઉત્તર હિન્દવાસી પ્રવાસી ન હોતો. ચાર પાચ બંગાળીઓ હતા તે પણ દૂર જનાર ન હોતા. રસ્તામાં બે ત્રણ મુસાફરો ઊતરી ગયા. બાકીના બધા માણસો બર્દવાન સ્ટેશન પર ઊતરી પડયા. ટ્રેન જ્યારે બર્દવાનથી ઊપડી ત્યારે તે ડબ્બામાં યોગેશ અને સુશીલા સિવાય ત્રીજું કોઇ ન હોતું.

કેટલાક દિવસ પહેલાં સુશીલા પોતાના માતા પિતા સાથે એકવાર તારકેશ્વર ગઇ હતી. બર્દવાન તરફ તારકેશ્વર છે એમ તે જાણતી હતી. તારકેશ્વર જવા માટે આટલી વાર સુધી ગાડીમાં બેસવું પડતું નથી, એમ તે જાણતી હતી. પણ અત્યાર સુધી ડબ્બામાં ઘણાં માણસો બેઠેલાં હોવાથી તેણે એ વિશે યોગેશને કાંઇ પણ પૂછ્યું ન હોતું. અર્ધું માથું ઢાંકીને તે ચુપચાપ બેઠી હતી. બર્દવાન સ્ટેશનપરથી યોગેશે થોડુંક ખાવાનું ખરીદ્યું હતું અને પેટીમાંથી નવો લોટો કાઢીને તેમાં પાણી પણ ભરી લીધું હતું.

ગાડી ઊપડતાંજ યોગેશે સુશીલાને કહ્યું: "સુશીલા, આજ તો નાવાનું પણ બની શકયું નથી. લગભગ બાર વાગવા આવ્યા છે. થોડોક નાસ્તો કરી લઇએ."

'તમે મને કયાં લઇ જઇ રહ્યા છો ? તારકેશ્વર જવામાં તો આટલો વખત નથી લાગતો, અને તારકેશ્વરનું સ્ટેશન તો બર્દવાનથી ઘણું વહેલું આવે છે !" સુશીલાએ ભય, ચિન્તા અને ઉદાસીનતા દર્શક ભાવથી યોગેશની વાતનો જવાબ દેવાને બદલે ફરી એનો એજ સવાલ પૂછ્યો.

"તારકેશ્વર કયાં ? આપણે તો કાશી જઇએ છીએ !" યોગેશે હસતાં હસતાં કહ્યું.

સુશીલા પર વજ્ર પડયું હોય એમ લાગ્યું. તે ભયદર્શક સ્વરે કહેવા લાગી : "કાશી ! કાશી શા માટે જઇએ ? આ તમે શું કહો છો ?"

"જે વાત છે તે જ તને કહું છું, તારકેશ્વર જવાની વાત ખોટી છે. મે પહેલેથી જ કાશી જવાનો વિચાર કર્યો હતો. તને આ વાત કહી દેવાથી વખતે તુ મારી સાથે આવત નહિ. એમ વિચાર કરીને મેં તને જણાવી ન હોતી." યોગેશે ઠાવકું મોઢું રાખીને જવાબ દીધો.

સુશીલાની બન્ને આંખોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ થવા લાગી. હવે તેના સમજવામાં આવ્યું કે તે તેને ગંગાનદીમાં ડૂબાડવા સારૂ લઇ આવ્યો હતો. તેના મનમાં વિચાર આવ્યો કે તે ગાડીમાં બેઠેલા લોકોને બૂમ પાડીને જણાવી દે કે "જુઓ ભાઇ-બહેનો, આ માણસ મને ફસાવીને કાશી લઈ જઇ રહ્યો છે. એના હાથમાંથી છોડાવીને કોઇ મારૂં રક્ષણ કરો."

તરત જ તેણે પોતાનો એ વિચાર માંડી વાળ્યો. પાપના એ પહેલી વારના આઘાતને તે અંદર ને અંદર સહન કરવા લાગી. પૂરી શિક્ષા ભોગવ્યા વિના કોઇ પણ માણુસની મદદ તેનો ઉદ્ધાર કરી શકશે નહિ, એમ તેને લાગ્યું.

સુશીલા યોગેશને કાંઇ પણ કહી શકી નહિ. આશંકા અને ભયથી તેનું મોઢું સૂકાઈ ગયું હતું-તેનું હૃદય ધડક ધડક થઇ રહ્યું હતું. આખી રાતના ઉજાગરાથી, દુશ્ચિન્તાથી, ભૂખથી, લાંબી મુસાફરીથી, અને સૌથી વધારે આ અકસ્માત્ વજ્રપાતથી તેનું માથું ફરી રહ્યુ હતું. તેથી ગાડીની બારીપર માથું રાખીને તે ચુપચાપ

બેસી રહી હતી. તેની એ સ્થિતિનું લક્ષપૂર્વક અવલોકન કરતો યોગેશ થોડીવાર સુધી તેની સામે જોતો બેસી રહ્યો હતો.

" તું શા વિચારમાં પડી છે સુશીલા ? અત્યારે થોડુંક ખાઈ લે. બીજા સ્ટેશનપર કોઇ ડબ્બામાં ચઢી આવશે, તો ખાતાં સંકોચ થશે. " યોગેશે કહ્યું.

યોગેશના એ શબ્દો સાભળીને સુશીલાએ પોતાનું માથું ઉંચું કર્યું. યોગેશે લક્ષપૂર્વક જોયુ તો સુશીલા રડી રહી હતી. તેનું મુખ મલીન થઇ ગયું હતું અને તેની આંખો લાલચોળ થઇ ગઇ હતી. તેની એ સ્થિતિ જોઇને યોગેશ વધારે બોલવાની હિંમત કરી શકયો નહિ.

" મારા પાપકર્મના દંડની શરૂઆત થઇ ગઇ છે. તમે તે દંડમાં ઉમેરો ન કરો તો તમારી મોટી મહેરબાની ! હાલ મારે કાંઇ પણ ખાવું નથી. જો અન્નજળનો યોગ મારા ભાગ્યમાં લખાયલોં હશે, તો તે હું કાશી પહોંચ્યા પછી ગ્રહણ કરીશ. " સુશીલાએ એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને અતિશય કષ્ટપૂર્વક એ વાકયો ઉચ્ચાર્યાં.

એટલું કહીને સુશીલા તેજ બાંકડાપર સુઇ ગઇ. ગાડી ઉપડ્યા પછી યોગેશે બે ત્રણ વાર બોલાવી પણ તેણે તે તરફ લક્ષજ આપ્યું નહિ. તેથી યોગેશ ઉઠીને તેની પાસે ગયો અને તેના શરીર પર હાથ રાખીને તેને ઉઠાડવા લાગ્યો. સુશીલાએ કેટલીયવાર સુધી એક વિશિષ્ટ અર્થસૂચક દૃષ્ટિથી તેના મુખમંડળ સામે જોયા કર્યું.

" આખા દિવસના ઉપવાસથી શરીરને કષ્ટ થશે. થોડુંક ખાઇલે તો સારૂં." યોગેશે પ્રેમપૂર્વક વચનો ઉચ્ચાર્યાં.

" તમે મને સતાવશો નહિ. કાશી પહોંચવા પહેલાં હું પાણીનું એક ટીપું પણ મોઢામાં નાખીશ નહિ. હું પગે પડીને તમને કહું છું

કે મને માફ કરો. ” સુશીલાએ અતિશય આર્જવતાથી કહ્યું અને તેની પાસથી દૂર ખસી ગઇ.

યોગેશ નિરાશ થઇને પાછો પોતાની જગ્યાએ જઇ બેશી ગયો.

આગલા સ્ટેશને એક બંગાળી અને કેટલાક હિન્દુસ્તાની ગૃહસ્થો તેમના ડબ્બામાં આવીને તેમના ખાનાની પાસેના ખાનામાં બેઠા. હિન્દુસ્તાની લોકો પોત પોતાની વાતોમાં જ લાગ્યા હતા. તેઓ ઘણા દિવસે પોતાના વતન તરફ જઇ રહ્યા હતા, તેથી પોત પોતાના ઘર સંબંધી વાતો તેઓ કરી રહ્યા હતા. યોગેશ તથા સુશીલા તરફ તેમનુ ધ્યાન નહોતુ. બંગાળી બાબૂ એકલા બેઠા હતા; અને તે યોગેશ તથા સુશીલા તરફ લક્ષપૂર્વક જોઇ રહ્યા હતા.

બીજા સ્ટેશને ગાડી ઉભી રહી. મુસાફરો પાણી, પાન, બીડી અને નાસ્તાની ચીજો ખરીદવા લાગ્યા. યોગેશ તથા પેલા બાબૂ પોતપોતાની બારીમાંથી ડોકીયું કરીને પ્લેટફૉર્મપરની પ્રવૃત્તિ નિહાળી રહ્યા હતા. કારણ કે તેમને બન્નેને કાંઇપણ લેવાનું નહતું.

“ આપ ક્યાં જશો, મહાશય ? ” બંગાળી બાબૂએ પૂછ્યુ.

“ કાશી. ” યોગેશે જવાબ દીધો.

“ શું આપ કાશીમાં રહો છો ?” બાબૂએ બીજો સવાલ પૂછ્યો.

“ ના જી, કાશીમાં હું નથી રહેતો, અમારી મા ત્યાં રહે છે. તેની માંદગીનો તાર મને ગઇ કાલે મળ્યો હતો તેથી મારી વિધવા બહેનને લઇને હું ત્યાં જાઉં છું.” યોગેશે બિલકુલ ખોટો જવાબ દીધો.

“ બર્દવાનમાં ગાડી ઘણીવાર સુધી ઉભી હતી. બહેનને સ્નાન કરાવી કાંઇક નાસ્તો કરાવી લીધો હોત તો ?” બંગાળી બાબૂએ સુશીલાના સ્નાન તથા ભોજન વિષેની ચિન્તા દેખાડી.

કોનનગરથી ગાડીમાં બેસવા પહેલાંજ ત્યાં સ્નાન કરી લીધું હતું, નાસ્તો કરવા જેટલો વખત મળ્યો નહોતો. બર્દવાન સ્ટેશન-પરથી ખાવાનું લઇ રાખ્યું છે અને બહેનને ક્યારનો ખાવાનું કહી રહ્યો છું, પણ તે ખાતી જ નથી. તે કહે છે કે ' કાશી પહોંચી માતાને સાજી નરવી જોયા પછી મોઢામાં પાણી નાંખીશ. ' વિધવા નાની બહેન ઉપવાસ કરે ને હું ખાઉં એમ તો ન થાય, તેથી ખાવાની બધી ચીજો છેટી રાખી મૂકી છે. " યોગેશે વિવેકથી જવાબ દીધો.

" એમાં શું છે ? આપ ખુશીથી ખાઇ શકો છો. આપણા હિંદુઘરોની વિધવાઓ આગગાડીમાં અન્નજળ ક્યાં ગ્રહણ કરે છે ? અને તમે પણ તેને શું કામ કહ્યું ? એના ભાગ્યમાં જો ખાવું પીવું અને પહેરવું ઓઢવું હોત તો આટલી નાની અવસ્થામાં તે વિધવા કેમ થઇ જાય ? મારે પણ એક વિધવા કન્યા છે તેનું મને ઘણુંજ દુઃખ છે. " બંગાળી બાબૂએ પહેલાં યોગેશે સુશીલાને હિન્દુઆચાર વિરૂદ્ધ વર્ત્તન કરવાનો આગ્રહ કર્યો હતો તે માટે તેને ઠપકો આપ્યો; અને ત્યાર પછી ગદગદ્ વાણીથી પોતાની દુઃખકથા કહી સંભળાવી.

આટલી વાતચીત કર્યા પછી તે ભલો ગૃહસ્થ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને સ્વસ્થતાથી પોતાની જગ્યાએ જઇને બેસી ગયો. યોગેશ નાસ્તાનો ઇન્સાફ કરવા લાગ્યો. નાસ્તો કર્યા પછી પાન ખાઇને સિગારેટનો ધૂમાડો કાઢતો કાઢતો તે બાંકડાપર પગ લંબાવીને આરામ કરવા લાગ્યો.

તેની સામે અભાગિની, ગૃહત્યાગિની, પાપદણ્ડભાગિની, મર્મ-પીડિતા, અનાથા સુશીલા બાંકડાપર સુતી સુતી શા વિષયનો વિચાર કરી રહી હતી તેતો તેજ જાણતી હતી, અથવા સર્વના સાક્ષીભૂત,

સર્વાન્તર્યામી શ્રી જગદીશ્વરજ જાણતા હતા. અમે કેવળ એટલુંજ કહી શકીએ છીએ કે જે હિન્દુ વિધવાએ ઈશ્વરોપાસનાને ભૂલીને અનંગોપાસનાનો મનમાં વિચાર કર્યો હતો, તેના પરિણામે તેના માનસિક પાપકૃત્યના દંડનો આરંભ થઇ ગયો હતો. પરપુરૂષ સાથે સકામ વાર્તાલાપ, ગૃહત્યાગ કરી તેની સાથે પલાયન અને પ્રવાસ, અને અનિચ્છાએ પણ તેના શરીરનો સ્પર્શ, ઇત્યાદિ જે સાધારણ કિન્તુ એક આર્ય વિધવાના પવિત્ર પાતિવ્રત્ય ધર્મમાં બાધ કરનારાં કાર્યો તેના હસ્તથી થઇ ગયાં હતાં, અને હજી આગળ કાશી પહોં· ચતાં તેના પર કેવી કેવી ગુજરવાની હશે, તેની કલ્પના માત્રથી સુશીલાના સમસ્ત શરીરમાં એક પ્રકારના કમ્પનો આવિર્ભાવ થતો હતો. તે અત્યારે પોતાના મનમાં વિચાર કરતી હતી કે: "મેં જે માનસિક વ્યભિચાર કર્યો છે અને પરપુરુષ સાથે ગૃહત્યાગ કરીને અર્ધરાત્રિએ ઘરથી બહાર નીકળી વિધવાની ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, તેનો દણ્ડ મને અત્યારથીજ મળવો શરૂ થઇ ગયો છે. કાશી ગયા પછી આ દુષ્ટ મારા પર કેવી કેવી નહિ ગુજારે એની શી ખાત્રી છે? મારા અંતઃકરણને હમણા જે આઘાત લાગ્યો છે તે મારે મુંગે મોઢે સહન કર્યા વિના મારી બીજી કોઈ ગતિ જ નથી. હે જગદંબે! હે જગન્માતા! મારી લાજ રાખવી એ કેવળ તારા હાથમાં છે. ચાલાક પારધીની જાળમાં ફસાયેલી હરિણીના રક્ષક માત્ર શ્રીહરિજ હોય છે. હે કરુણાસાગર કમલાપતિ! મને મારા થઇ ગયેલા પાપના દંડ તરીકે ગમે તેટલું દુઃખ આપજો પણ મારા સતીત્વ ધર્મથી ડગવા દેશો નહિ, એટલી આપને મારી પ્રાર્થના છે."



૧૯

## કુટિલજનોની કાશી.

મોગલસરાય સ્ટેશને ગાડી પહોંચતાં યોગેશે સુશીલાને કહ્યું, "સુશીલા અહીં જ આપણુને ગાડી બદલવી પડશે. આમાંથી ઊતરી કાશી જનારી ગાડીમાં બેસવું પડશે." મુસાફરીમાં પહેલે દિવસે બપોરથી લઇને આખી રાત અને આજે બીજા દિવસના દશ વાગ્યા સુધીમાં યોગેશે સુશીલાને કેટલીય વખત બોલાવી હશે, ખાવાનું કહ્યું હશે, પાણી પીવાનું પૂછ્યું હશે, પણ સુશીલાએ તેની એક પણ વાતનો જવાબ દીધો ન હોતો. ગાડી સ્ટેશને સ્ટેશને ઉભી રહેતી હતી, સ્ટેશને સ્ટેશને મુસાફરો ચઢ ઊતર કરતા હતા, કેટલાક મુસાફરો સાથે યોગેશનો વાર્તાલાપ ચાલ્યા કરતો હતો. પરંતુ સુશીલાએ આમાંની એકે વાત પર લક્ષ આપ્યું ન હોતું.

મોગલસરાય સ્ટેશને જ્યારે યોગેશે તેને ઊતરવાનુ કહ્યું ત્યારે તે ધીમેથી ઊઠીને પોતાની જગ્યાએ ટટાર ઊભી. તેની મુખાકૃતિ બદલાઇ ગયેલી અને આંખો લાલ થઇ ગયેલી હતી. તેની એ સ્થિતિ જોઇને યોગેશ ડરી ગયો હતો. તે તરત સમજી ગયો કે સુશીલા સુતી નથી પણ આખી રાત રડવામાંજ તેણે વીતાડી હતી. યોગેશ એ વખતે તેને કાંઈ પણ કહેવાનું સાહસ કરી શકયો નહિ.

જ્યારે યોગેશે પોતાની પેટી તથા બિછાનુ મજૂરને માથે દીધું, ત્યારે સુશીલા પોતાની મેળેજ ગાડીમાથી ઊતરીને તેની પાછળ પાછળ જવા લાગી. પાસે ના જ એક પ્લેટફાર્મપર કાશી જવાની ગાડી તૈયાર ઊભેલી હતી. યોગેશે પોતાનો સામાન એક ડબ્બામાં રખાવ્યો એટલે તેના બોલવાની વાટ ન જોતાં સુશીલા તેજ ડબ્બામાં ચઢી ગઇ. એ ડબ્બામાં બીજી પણ ચાર પાંચ સ્ત્રીઓજ બેઠેલી

હતી તેથી બીજા પુરુષ પ્રવાસીઓ તેમાં બેઠા નહિ, વખતસર ગાડી ઊપડી અને એક પછી એક સ્ટેશન વટાવતી વટાવતી તે ગંગાના પૂલપર જઇ પહોંચી. યોગેશે કહ્યુ: " સુશીલા ! આ જો કાશી. આ જ પતિતપાવની ગંગા નદી ! "

એજ વખતે પાસેના ડબ્બામાં બેઠેલા પ્રવાસીઓએ " જય વિશ્વનાથજીકી ! જય ગંગામાતાકી ! " એવો સામટો જયઘોષ કર્યો. એ જયધ્વનિ સાંભળીને સુશીલાના મનમાં એક અપૂર્વ ભક્તિભાવનો સંચાર થયો. તેણે પણ ધીમેથી " જય વિશ્વનાથજીકી ! " એવો ઉદ્ગાર કાઢી પોતાનો પાલવ હાથમાં લઇને શ્રી કાશીવિશ્વનાથને માનસિક પ્રણામ કર્યા સુશીલાનું જોઇને યોગેશે પણ બે હાથ એકઠા કરી પોતાનુ માથુ નમાવ્યુ.

જોત જોતામાં ગાડી પૂલપરનો રસ્તો કાપીને કાશીના પ્લૅટફૉર્મમાં દાખલ થઇ. યોગેશે એક મજુરને બોલાવીને સામાન ઊપડાવી બહાર કાઢ્યો. સ્ટેશનમાંથી નીકળતાંજ ગાડી તથા છકડાવાળાઓએ તેને ઘેરી લીધો; બે ચાર તીર્થગુરુ–પંડયાઓ પણ ત્યાં આવી પહોંચ્યા. પંડયાઓએ પણ યોગેશને પકડયો અને તેમની હમેશની રીત મુજબ તેઓ દુકાનદારી કરવા લાગ્યા. ઘણીવાર સુધી રકઝક થયા પછી યોગેશને એક કુલપરિચિત પંડયાજી મળી ગયા. તેમણે બીજા બધા ગાડીવાળાઓને હટાવીને પોતાના એક ઓળખીતા છકડાવાળાને રાખી લીધો. છકડાવાળાએ બધો સરસામાન છકડાપર રાખીને યોગેશ વગેરેને તેમાં બેસવાનું કહ્યું.

સુશીલા કેટલાક અંતરપર પોતાનું માથું નીચું કરીને ઉભેલી હતી. યોગેશ તેની પાસે જઇને કહેવા લાગ્યો કે, " ચાલો સુશીલા, ગાડી ભાડે કરી લીધી છે. "

" ક્યાં જવાનું છે ? " સુશીલાએ ધીમેથી પૂછ્યું.

" શહેરમાં. બીજે ક્યાં ? " યોગેશે ઉત્તર આપ્યો.

" શહેરમાં જવુ છે, તો હુ એકલી જઇશ–હું તમારી સાથે નહિ આવું. " સુશીલાએ દઢતાથી કહ્યું.

" આ શું વાત કરે છે તું ? ગાંડી તો નથી થઇ ગઈ ? " યોગેશે આશ્ચર્યથી પૂછ્યું.

" ના, હું ગાંડી થઈ નથી. હું જે કહું છું તે વિચાર કરીનેજ કહું છું. હું તમારી સાથે કાશી જવા માગતી નથી. જવું હોય તો તમે ચાલ્યા જાઓ; હું મારી મેળે મારો રસ્તો ખોળી કાઢીશ. " સુશીલાએ અતિશય ધીમા કિન્તુ ગંભીર સ્વરથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

" ગાંડુ ગાંડુ શું બોલે છે, સુશીલા ? અહી તને કોણ ઓળખે છે ? કોણ તને આશ્રય આપશે ? લાગે છે કે ગાંઠમાં કાંઇક રૂપિયા લઇ આવી છો. " યોગેશે ધારણા બાંધીને કહ્યું.

" મને કોણ ઓળખે છે ? શ્રી કાશીવિશ્વેશ્વર મને ઓળખે છે, તે જ મને આશ્રય આપશે. જ્યારે તેમને નહોતી જાણતી ત્યારે તમારો આશ્રય લીધો હતો. જો પહેલેથી જ તેમને જાણતી હોત તો તમારો આશ્રય લેત નહિ. તમે જાઓ; અહીં બુમ બરાડા પાડવાની કશી અગત્ય નથી. " સુશીલાએ આંખો ચઢાવીને અધિકારદર્શક વાણીથી કહ્યું.

" સુશીલા— "

" જ્યાં સુધી તમે અહીં ઊભા છો ત્યાં સુધી હું એક ડગલું પણ ખસવાની નથી. હું તો અહીં જ બેસું છું. " એમ કહીને સુશીલા જે ઠેકાણે ઊભી હતી, તેજ ઠેકાણે જમીનપર બેસી ગઇ. યોગેશ કેટલીકવાર સુધી જોતો જ ઉભો રહ્યો.

"તું શું કહે છે તે વિચારી જો. આ ઠેકાણે જ ઝઘડો કરવાથી માણસો એકઠા થઇ જશે. બીજું કાંઇ નહિ થાય તો આપણને શકમંદ ગણીને પોલીસ ચોકીપર લઇ જશે. ત્યાં ગયા પછી શું થશે તે તું જાણે છે ?" યોગેશે અતિશય આર્જવતાથી સમજાવ્યા પછી ભય દેખાડયો.

"બહુ સારૂં, હું અહીં નથી રહેતી; અહીંથી જતી રહું છું. તમે તમારો રસ્તો પકડો; મારી સાથે એક અક્ષર પણ બોલશો નહિ." સુશીલાએ તેના ભયથી ડરી જઇને તથા પોતાની જગ્યા પરથી ઉઠીને કહ્યું.

"ગાંઠમાં રૂપિયા હોવાથી જ આટલું જોર કરે છે. કુટિલજનોની આ કાશીને તુ જેવી તેવી ન સમજીશ. કોઇ બદમાશોને પાને પડશે તો તારૂં બધુ લુંટાઇ જશે અને છેવટે અહીં ભીખ માગવી પડશે." યોગેશે કાશીપુરીનો મહિમા ગાઇ બતાવ્યો.

"આ એક લુગડા સિવાય મારી પાસે બીજું લુગડું પણ નથી. શરીરપરનાં ઘરેણાં સુદ્ધાં ઘેર રાખી આવી છું. તમારી સાથે જયારે કાશી આવી છું—તમારી વાતોમાં લોભાઇને જયારે ઘર છોડીને અહીં આવી છું, તો હવે ભીખ માગીને જ પેટ ભરવું પડશે એ હું જાણું છું. પહેલેથી જો હું તમારી આવી ખરાબ દાનત જાણતી હોત, તો તમારી સાથે આવત નહિ. હું તમને છેલ્લીવાર હાથ જોડીને કહું છું કે તમે ચાલ્યા જાઓ. હું ભીખ માગીને પણ મારૂં પેટ ભરીશ. તમારી મહેરબાની મારે ન જોઇએ." સુશીલાએ યોગેશના સંશયનું નિવારણ કરીને નિશ્ચયાત્મક વચનો ઉચ્ચાર્યાં. ત્યાર પછી તરત જ તે અનાથિની અબળા એ અજાણ્યા સ્થાનમાં એકલી જ રસ્તાપર નીકળી પડી. યોગેશ જોતોજ રહી ગયો !

યોગેશનો ભાડૂતી તીર્થગુરૂ થોડેક છેટે ઉભેલો હતો. સુશીલાનાં એક બે વાકયો જ તે બરાબર સાંભળી શકયો હતો. છતાં અનુમાનથી તે વસ્તુસ્થિતિ સમજી ગયો હતો. કારણ કે, પોતે એક અનુભવી માણુસ હતો. વળી કાશીનગરના એ ગોર મહારાજો કુદરતી રીતે જ એવાં કામોમાં બહુ ચતુર હોય છે. એવી જાતના યાત્રાળુઓ સાથે તેમની મુલાકાત પણ થતી જ રહે છે. બિચારા પરોપકારની ભાવનાથી પ્રેરાઇને પ્રવાસીઓના સુખ માટે અનેક જાતની મુશીબતો વેઠીને પણ તેમને જોઇતી ગોઠવણ કરી આપવા સારૂ હમેશ તત્પર રહે છે !

"બાબુજી, વિચાર શું કરો છો ? છકડાવાળો મારો ઓળખીતો છે, તે આપને મારે ઘેર લઇ જશે. હું આ છોકરીને બરાબર ઓળખી ગયો છું. આપ કોઇપણ વાતે ગભરાશો નહિ. નાડી પરીક્ષા કરી આને હું આપની પાસે અવશ્ય લઇ આવીશ. અમે કાશીના ગોર ( પંડયા ) છીએ, અમારા માટે ન બની શકે એવું શું છે ?" પંડયાએ થોડીવાર સૂધી બન્નેનો રંગ જોયા પછી એ શબ્દો ઉચ્ચાર્યા. એક મિનિટનું મૌન ધારણ કર્યા પછી તેણે વળી કહેવા માંડયુઃ "આપ ખુશીથી ચાલ્યા જાઓ-હું અર્ધા કલાકની અંદર એ પક્ષિણીને ફસાવીને આપની પાસે લઇ આવુંછું. હવે હું અહીં થોભી શકુ તેમ નથી. નહિ તો શિકાર હાથમાંથી છટકી જશે." એમ કહીને તેણે ગાડીવાળાને પોતાનું ઠેકાણું આપ્યું અને યોગેશને ગાડીમાં બેસવાનો ઇશારો કરીને તેણે સુશીલાની પાછળ દોટ મૂકી. ધન્ય કાશીપુરીના પંડયાઓ ! છકડાવાળાએ છકડો કાશીનગર તરફ હંકાર્યો.



## ૨૦

## પાંડેયનું પુણ્યચરિત્ર !

જે બ્રાહ્મણકુલકલંક તીર્થગુરુ ( પંડયા ) એ અસહાય સુશીલાને ફસાવવાનું બીડું ઝડપ્યું હતું, તે નરાધમનું નામ શ્રી પંડિત રામનાથ પાંડેય હતું. પોતાના વતનમાં એ શ્રીમાનની પાસે 'જે કાંઈ' હતું તે મદિરાદેવીનાં ચરણો સમક્ષ ભેટ ધરી આવ્યા હતા. જ્યારે તેમની પાસે એક રાતી પાઈ પણ ન રહી ત્યારે પોતાની વૃદ્ધ માતાને સાથે લઇને કાશીનિવાસ કરવા સારૂ આવ્યા હતા; કારણ કે, રામનાથ જેવા માણસોને કાશીમાં અન્નપૂર્ણાના વ્યવહારનો વાંધો આવતો નથી. કાશીમાંનાં અન્નક્ષેત્રો એવા જ લોકોનું ભરણપોષણ કરવા સારૂ સ્થાપવામાં આવેલાં છે. એવું ઘણી વાર જોવામાં આવે છે કે ખરેખરા દુ:ખી અને અનાથ લોકોને સદાવ્રતોમાં આશ્રય મળતો નથી; પરન્તુ રામનાથ જેવા ગંજેરી, દારૂડિયા અને વ્યભિચારી લોકો કોઇપણ જાતની હરકત સિવાય એવાં સ્થાનોના અન્નજળથી પુરિપુષ્ટ થાય છે અને પુણ્યધામ વરાણસીનું પવિત્ર નામ કલંકિત કરે છે.

રામનાથને કાશીમાં આવ્યાને થોડાક જ દિવસ વીત્યા પછી તેની માતા મરણ પામી હતી. આટલા દિવસ સુધી તેને તે ડોશીની થોડી ઘણી ચિન્તા હતી અને બંધન પણ હતું. પણ હવે તેના પરલોકવાસ થયા પછી તે બિલકુલ સ્વતંત્ર થઇ ગયો હતો. હવે તે એક સગવડવાળા છત્રમાં ભોજન કરે છે અને યાત્રાળુઓની સાથે પંડયાગીરી અથવા ગોરપદું કરે છે. ગોરપદામાંથી તે જે કાંઇ ઉપાર્જન કરે છે તેમાંથી થોડુંક દારૂ અને ગાંજામાં ઊડાવી દે છે

અને થોડુંક બચાવી રાખે છે. થોડાક દિવસ આ પ્રમાણે કર્યા પછી રામનાથ કાશીપુરીનો એક પ્રસિદ્ધ 'પંડો' થઇ પડયો હતો. ઘર લેવા જેટલા પૈસા એકઠા થતાં તેણે બંગાળી ટોલામાં એક ઘર ભાડે રાખી લીધું હતું. ધીરે ધીરે એક 'સંગિની' પણ શોધી લીધી હતી ! યાત્રાળુઓનું કાશીકાર્ય કરાવીને તે હવે આનંદ કરી રહ્યો હતો.

રામનાથ કેવળ ગોરપદું કરીને જ સંતુષ્ટ થતો હતો એમ જો કોઇએ ધારી લીધું હોય, તો તે તેમની ભૂલ છે. કાશીના લુચ્ચા લફંગા અને ચોર બદમાશ લોકો સાથે પણ એવો જ, ગાઢો સંબંધ તેને બંધાઇ ગયો હતો. રામનાથ જેવો 'મવાલી' તીર્થગુરુ કાશીમાં મળવો મુશ્કેલ હતો. તે યોગેશ તથા સુશીલા જેવાં યાત્રાળુઓને ખાસ સંભાળી લેતો હતો; માત્ર એટલું જ નહિ, તે એવાં રત્નોને પણ પારખી લેવામાં પણ બહુ પ્રવીણતા ધરાવતો હતો ! એજ રામનાથના હાથમાં યોગેશ સપડાયો હતો અને સુશીલા સપડાઇ નહોતી. પણ તે તેની નજરમાંથી છટકી શકે તેમ નહોતું.

સુશીલા કાશી પહેલવહેલી આવેલી હોવાથી ત્યાંના રસ્તાઓથી બિલકુલ અજાણ હતી. આવજા કરનારા લોકોથી ભરપૂર રાજમાર્ગની એક બાજૂએ ચિન્તાગ્રસ્ત સ્થિતિમાં સુશીલા પરમપિતા શ્રી કાશીવિશ્વનાથના નામનું સ્મરણ કરતી જઈ રહી હતી. સ્ટેશન-પર યોગેશે કેટલાય પંડ્યાઓ સાથે વાતચીત કરી હતી, પણ સુશીલાનું તે તરફ ધ્યાન જ નહોતું. અત્યારે તેની પાછળ પડેલો રામનાથ યોગેશનો માણસ છે, એમ તે જાણતી નહોતી.

"દિકરી ! તને જોઇને મને લાગે છે કે તું કાશીમાં પહેલ વહેલી જ આવી છે. શું તું એકલીજ આવી છે ? તારી સાથે બીજું કોઈ માણસ નથી ? મને લાગે છે કે કાંતો તું રસ્તો ભૂલી ગઇ છે

અને કાં તારી સાથે આવેલા માણસોનો સંગાથ છૂટી ગયો છે. હું એક ગરીબ બ્રાહ્મણ છું, અહીં કાશીમાં જ રહુંછું; કાશીવિશ્વ-નાથના નામનું સ્મરણ કરૂંછુ અને ગરીબ, અનાથ લોકોની યથા-શક્તિ સેવા કરૂંછું. બસ, એજ મારૂં કર્મ છે, એજ મારો ધર્મ છે. તારી અવસ્થા હજી બહુ નાની છે. તને આમ એકલી જતી જોઇને શ્રી વિશ્વેશ્વર મહારાજે જ 'જા પુત્ર, એ નિરાશ્રીત બાળાની સેવા કર ' એવી મને આજ્ઞા કરી છે. બોલ તારે કયાં જવુ છે ' " રામનાથે અતિશય સ્નેહપૂર્ણ સ્વરથી સુશીલાને સહાયતા કરવાની પોતાની ઇચ્છા જણાવીને ઓળખાણ પણ કરાવી દીધી.

આજ બે દિવસથી સુશીલાએ આવા પ્રેમથી ભરેલાં વાકયો સાંભળ્યાં નહોતાં. રામનાથના શબ્દોએ તેના મન ઉપર રામનાથ ધારતો હતો તેવી જ અસર કરી. તે મનોગત વિચાર કરવા લાગી: "શ્રી વારાણસીનાથે મારી પ્રાર્થનાઓ બરાબર સાંભળી લાગે છે. અને બિલકુલ નિરાધાર સ્થિતિમાં આવેલી જોઇને શ્રી શંકરે જ આ બ્રાહ્મણને મોકલ્યો છે." તેણે પોતાનું માથું ઉચું કરીને રામ-નાથ તરફ જોયું. રામનાથ એજ ચાહતો હતો. તેણે એ વખતે પોતાનું મોઢું એવું બનાવી લીધું કે જેથી સુશીલાના મનમાં તે એક ધર્મપરાયણ. પરોપકારી અને દરિદ્ર બ્રાહ્મણ છે એમ થઇ ગયું. રસ્તાની એક બાજુએ ઉભી રહીને તેણે રામનાથને નમસ્કાર કર્યો; અને ત્યારપછી નીચેના શબ્દો ઉચ્ચાર્યા:—

" મહારાજ, હું બહુ દુ:ખિની છું. બહુ કષ્ટ તથા વિપત્તિમાં આવી પડવાથી હું શ્રીવિશ્વનાથજીનાં ચરણોનો આશ્રય મેળવવા સારૂ આવી છું. નથી મારી ગાંઠમાં પાઇ પૈસો કે નથી મારી સાથે કોઇ માણસ. ફક્ત કાશીપતિના વિશ્વાસે હું અહીં સુધી આવી પહોંચી

છું. કાલે આખી રાત ગાડીમાં બેઠાં બેઠાં પ્રભુનું નામ સ્મરણ કરેલુ હતું. તેમણેજ મારી પ્રાર્થના સાંભળીને તમને મારી ખબર લેવા સારૂ મોકલ્યા છે. તમે બંગાળી છો, બ્રાહ્મણ છો, હું પણ એક બંગાળીની જ દિકરી છું, તમે મને આશ્રય આપશો ? હું તમારે ત્યાં દાસી તરીકે કામ કરીશ. હું જાઝું કાંઇ પણ ઇચ્છતી નથી."

"દિકરી ! રસ્તામાં આટલા બધાં માણસો ચાલ્યા જાય છે તેમનામાંથી કોઇનાપર મારી નજર પડી નહિ અને તારાપર જ પડી એનું કારણ પણ તુ સમજી ખરી ? શ્રી વિશ્વનાથે મારા અંતઃ-કરણમાં વિરાજીને તને આશ્રય આપવાની મને આજ્ઞા કરેલી છે. તને હું જાણતો નથી, ઓળખતો નથી, કેવળ તેમની આજ્ઞાથી જ તારી સહાયતા સારૂ હું તારી પાસે આવ્યો છું. તારે હવે કોઈ પણ જાતની બીક રાખવાની નથી. મારી સાથે ચાલ, પુત્રિ ! અહીં મારૂં ઘર છે; ત્યાં તું ખુશીથી રહેજે. તારે દાસીનું કામ નહિ કરવુ પડે અને ભીખ પણ નહિ માગવી પડે. આ ગરીબ બ્રાહ્મણ પર શ્રી વિશ્વનાથની દયાદૃષ્ટિ છે. તેજ તને ખાવાપીવાનું મારી માર્ફત મેળવી આપશે. કાશીપતિની આ સુવર્ણપુરીમાં અન્ન વિના કોઇ મરી ગયું હોય, એમ હજી સૂધી બન્યુ નથી. માત્ર મનુષ્યની ખરા મનની ભક્તિ હોવી જોઇએ. હા વિશ્વનાથ ! તમારી ઇચ્છાને માન આપવું એજ મારૂં પરમ કર્ત્તવ્ય છે. બમ્, બમ્ શિવ !" રામનાથે પોતાના દંભ નાટકની ભૂમિકા બરાબર ભજવી બતાવી. સરલ હૃદયની સુશીલાના મનમાંની સર્વ શંકાઓ નીકળી ગઇ. હવે તે એમજ માનવા લાગી : 'પરમકૃપાળુ પરમેશ્વરજ આ પરોપકારી બ્રાહ્મણના વેષમાં મારી સહાયતા કરવા સારૂ આવ્યા છે. હવે મારે શંકા રાખવાનું કાંઇ પણ કારણ નથી.'

" ગુરુદેવ ! હું કાયસ્થ જાતિની વિધવા છું. જાણી જોઇને મેં હજી સુધી કોઇ પણ ખોટું કામ કરેલું નથી. બહુ દુ:ખમાં આવી પડવાથી જ હું કાશીપુરી સુધી આવી છું. કોઇવાર વખત હશે ત્યારે હું તમને મારી બધી કર્મકથા કહી સંભળાવીશ. તમે મને તમારી દિકરી જેવી ગણજો. મારી પાસે એક પૈસો પણ નથી; બીજું કપડું સુદ્ધાં નથી." સુશીલાએ પોતાના જેવીજ બધી દુનિયા સમજીને રામનાથને બધુ કહી દીધુ.

" બેટી ! જરા પણ ફિકર કરીશ નહિ. મે તને કહી તો દીધું કે શ્રી વિશ્વપતિએજ મને તારી સહાયતા કરવાની આજ્ઞા કરેલી છે. તેમની દયાથી હું તારા માટે બધુ કરી દઇશ; તને મારી પોતાની પુત્રીની માફક રાખીશ. તુ મોટા માણસની છોકરી લાગે છે અને પગે ચાલવાની તને ટેવ હોય એમ લાગતું નથી. એક ગાડી ભાડે કરી તને મારે ઘેર લઇ જાઉ છું." એમ કહીને રામનાથે એક ગાડી-વાળાને બોલાવવા સારૂ સાદ કર્યો.

" ઘોડાગાડીની કાંઈ પણ જરૂર નથી. હું તો પગે ચાલીને પણ તમારે ઘેર આવી જઇશ; કારણકે ગાડીવાળાને આપવા સારૂ પૈસા જોઇશે તે મારી પાસે નથી." સુશીલાએ ગાડી ભાડે કરવાની ના પાડી.

" અરે ગાંડી છોકરી ! આ તું કેવી ગાંડી વાત કરે છે ? તારે ક્યાં ગાડીભાડું આપવાનુ છે ? શ્રી વિશ્વનાથની કૃપાથી આટલા પૈસાનો જોગ રામનાથ પાંડેય પાસે જરૂર હોય છે. વળી મારૂં ઘર અહીંથી બહુ દૂર બંગાળી ટોલામાં છે." એમ કહીને રામનાથે પોતાનું નામ ઠામ પણ સુશીલાને સંભળાવી દીધું.

નામ ઠામ બતાવવાથી રામનાથને કાંઇ પણ હાનિ થઇ નાહ; કારણકે, પાંડેયના પુણ્યચરિત્રથી સુશીલા બિલકુલ અજાણ હતી।

* * * *

આટલી વાતચીતથી સુશીલાને વિશ્વાસમાં લીધા પછી રામનાથે એક ગાડી ભાડે કરી પહેલાં સુશીલાને તેમાં બેસાડી અને ત્યાર પછી પોતે પણ બેસી ગયો. રસ્તામાં જતાં જતાં રામનાથ સુશીલાને અનેક જગ્યાઓ તથા રસ્તાઓની ઓળખાણ કરાવવા લાગ્યો. કેટલેક સૂધી ગયા પછી ગાડી એક સાંકડી ગલીમાં વળી. ત્યાં રામનાથ ગાડીમાંથી ઊતરી પડયો અને ગાડીવાળાને ગાડી ત્યાંજ થોભાવવાનો ઈશારો કરી સુશીલા તરફ જોઇને તેણે કહ્યું: "પુત્રી ! તું થોડી વાર ગાડીમાંજ બેસી રહેજે; હું હમણાંજ ઘરમાં ખબર આપીને તને લઇ જાઉં છું." એમ કહીને રામનાથ તેજ ગલીમાં ચાલ્યો ગયો.

રામનાથના ઘરમાં જવાનું કારણ એ હતું કે ખબર આપ્યા વગર જવાથી કદાચ સુશીલા યોગેશને જોઇ લેશે તો બધી બાજી બગડી જશે. એટલા માટે પહેલેથીજ યોગેશને છુપાવી રાખવા સારૂ તે અંદર ગયો હતો. તેણે ઘરમાં જતાંજ જોયું કે યોગેશ કઠેરામાં ઊભો હતો.

"કામ ફતેહ થઇ ગયુ ! પણ બાબૂ આપને જરા છુપાઇ રહેવું પડશે. આ ઘરના ત્રીજે માળે એક ઓરડી છે ત્યાં આપ ચાલ્યા જાઓ; આપનો સરસામાન પણ ત્યાંજ લેતા જજો. આપની દરેક વ્યવસ્થા હું કરી દઇશ. આપ હવે બીજે માળે પગ પણ મૂકશો નહિ. હું આપનું બધુ કામ આજ રાત્રેજ પાર પાડી દઇશ; મારૂં નામ રામનાથ પાંડેય છે ! કાશીમાં ગમે તેવું ભયંકર કામ પણ મારા માટે સહેલું છે. કેટલી ચાલાકી કરવાથી એ પંખિણી હાથમાં આવી છે તે હુંજ જાણું છું. સો રૂપિયાથી ઓછા ઇનામમાં હું એ ચીજ આપના હાથમાં સોંપવાનો નથી !" રામનાથે યોગેશને મકાનના ઉપરના ભાગમાં છુપાઈ રહેવાની સલાહ આપવા સાથે પોતે લેવા ધારેલા ઇનામનું પણ નામ પાડી દીધું.

ત્યાર પછી તેણે પોતાની કાશી-સંગિની રક્ષિતાના કાનમાં પણ જે કહેવાનું હતું તે કહી દીધુ. તે પણ સમજી ગઇ કે યજમાન કોઇ વિલાસી જન છે. તેથી તેણે નેત્રસંકેત કરીને રામનાથને નિશ્ચિન્ત બનાવી દીધો.

ઘરમાં વ્યવસ્થા કર્યા પછી રામનાથ સુશીલાને ગાડીમાંથી ઊતારી અંદર લઇ આવ્યો. બીજે માળની ઓરડીમાં તેને લઇ જઇને તે કહેવા લાગ્યો કે: "દિકરી ! આજ ઘરમાં તારે રહેવુ પડશે. મારા ઘરમાં એક બ્રાહ્મણી છે, તે રસોઈ કરી આપે છે. તુ વિધવા છે તેથી તારા માટે નિરામિષ ભોજનની વ્યવસ્થા કરાવી દઇશ. બ્રાહ્મણી પણ નિત્ય તારી સાથે આવીને તને ગંગાસ્નાન કરાવી આવશે. અહીં તને કોઇ પણ જાતની અગવડ અથવા તકલીફ નહિ થાય."

આટલુ કહીને રામનાથ બીજી વ્યવસ્થા કરવા સારૂ બીજા ઓરડામાં ચાલ્યો ગયો. સુશીલાએ તે ઓરડીમાં જઇને જોયું તો ત્યાં એક ચટાઇ પડેલી હતી. તેજ ચટાઇપર તે બેસી ગઇ. થોડી વાર પછી રામનાથની બ્રાહ્મણી ઉર્ફે ગૃહ-સંગિની તે ઓરડીમાં આવી. તેની અવસ્થા પચ્ચીસ છત્રીસ વર્ષની લાગતી હતી. જોવામાં જો કે એટલી બધી ખરાબ નહોતી છતાં તે કોઇ ભલા માણસની દિકરી હોય એમ પણ લાગતું નહોતું. આથી વધારે તેની ઓળખાણ કરાવવાની હાલ તરત જરૂર નથી.

"ઊઠ દિકરી, ચુપચાપ કેમ બેઠી છે? મારી રસોઇ તો કયારની થઇ ગઇ છે. પાંડેયજીએ તને ગંગાસ્નાન કરાવી આવવાનું કહ્યું છે. ચાલ તને નવડાવી આવુ. તારૂં નામ શું છે, પુત્રી?" બ્રાહ્મણીએ સુશીલાને કહ્યું.

બ્રાહ્મણીના આકાર, હાવભાવ, ચાલચલગત તથા બોલચાલ સુશીલાને જરા પણ ગમ્યાં નહિ. સુશીલાના મનમાં શાંતિની જે

ભાવના હતી, તે આ બ્રાહ્મણીને જોતાંજ અદૃશ્ય થઇ ગઇ. તેને એમ થયું કે 'હું કયાં આવી ચઢી!' પરંતુ તે એકલી અને અનાથિની હતી. બીજું શુ કરી શકે તેમ હતી? શ્રી કાશી વિશ્વેશ્વરના શરણમાં આવ્યા પછી તેનું મન કાંઇક સ્વસ્થ થયું હતું તે પાછું અસ્વસ્થ થઇ ગયું. તેના મનમાં અનેક જાતની શંકાઓ ઉદ્‌ભવવા લાગી અને હૃદયમાં કાંઇક ભય પણ થવા લાગ્યો.

"ઊઠ દિકરી, બેઠી બેઠી શું વિચાર કરે છે? ઊઠ, હજી નાવું છે, ખાવું છે, આખો દિવસ પડયો છે. પછી બેઠી બેઠી વિચાર કર્યા કરજે. તારૂં નામ તેં હજી સૂધી મને કહ્યું નહિ?" બ્રાહ્મણીએ સુશીલાને ચુપચાપ બેઠેલી જોઇને કહ્યું.

"મારૂં નામ સુશીલા છે. હુ કાયસ્થની કન્યા છું-વિધવા છું." સુશીલાએ પોતાનો પરિચય કરાવ્યો.

"આટલી લાંબી ઓળખાણ કરાવવાની અગત્ય નથી. ઊઠ, વખત બહુ થઈ ગયો છે. તને સ્નાન કરાવી આવવા સારૂ હું બધાં કામ પડતાં મૂકીને આવી છું. આખો દિવસ કાંઇ આને માટેજ છે?" બ્રાહ્મણીએ વિરક્ત ભાવથી કહ્યું.

સુશીલા કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ઊભી થઇ ગઇ.

"તારો સાડલો તથા ટુવાલ કયા છે?" બ્રાહ્મણીએ પૂછયું.

"મારી પાસે તો સાડલો કે સાડી કાંઇ પણ નથી." સુશીલાએ અતિશય દીનતાથી જવાબ દીધો.

"અહીં તારી પાસે તો કાંઇ દેખાતુ નથી. તારૂં બધું—મને લાગે છે કે ઉપર તારા બાબૂ પાસે હશે." બ્રાહ્મણીએ તર્ક કર્યો.

"બાબૂ!" સુશીલાએ આશ્ચર્યથી ઉદ્‌ગાર કાઢયો અને બ્રાહ્મણીના મોઢા સામે જોવા માંડયું. પળવારમાં સુશીલાનું હૈયુ

હચમચી ગયું. તેણે કેટલુંક અનુમાન તો કરી લીધું. છતાં ખાત્રી કરવાના વિચારથી બ્રાહ્મણીને તેણે પૂછ્યુ: " કયા બાબૂ ! મારી સાથે તો કોઇ પણ નથી."

" અરે, હું એમ સમજી કે ત્રીજે માળ જે બાબૂ ઊતરેલા છે તેમની જોડે તું આવી છો ! " બ્રાહ્મણીએ ખુલાસો કર્યો.

" ના, હુ કોઇની સાથે આવી નથી–એકલી જ આવી છું. મારી સાથે કોઇને પણ ન જોવાથી બ્રાહ્મણ મહાશય મારા પર દયા કરીને મને અહીં લઇ આવ્યા છે. હુ બહુ દુઃખિની છું: બહુ અભાગિની છું ! " સુશીલાએ અતિશય દીન વાણીથી ખુલાસો કર્યો.

" કોણ જાણે, બાબૂ કોણ અને તું કોણ ? એ પેલો બ્રાહ્મણ જ જાણે." બ્રાહ્મણીએ મોઢું ખરાબ કરીને કહ્યું.

સુન્દરી, યુવતી, વિધવા સુશીલાને જોઇને બ્રાહ્મણીના મનમાં પોતાની મેળેજ ઇર્ષ્યાનો સંચાર થયો હતો. તેથી જ તે તેનાથી કાંઇ પણ છુપાવી શકી નહિ.

બ્રાહ્મણી ત્યાંથી ઊઠી નીચે ગઇ. સુશીલા પાછી ત્યાંજ બેસી ગઇ. બેઠી બેઠી અનેક તર્કવિતર્ક કરવા લાગી. વિચાર કરતાં કરતાં તેના મનમા એક ભયંકર કલ્પના ઉદ્ભવી. તે પોતાના મનને ઉદ્દેશીને કહેવા લાગી કે: " બ્રાહ્મણીએ શું કહ્યું ? ' એક બાબૂ તારા આવવા પહેલા આવેલા છે–તે ઉપર ત્રીજે માળની ઓરડીમાં ઊતરેલા છે. ' એ બાબૂ યોગેશ તો નહિ હોય ! "

યોગેશનુ સ્મરણ થતાં જ સુશીલાનું શરીર થર થર કમ્પવા લાગ્યું. વળી તે મનોગત કહેવા લાગી: " શું ત્યારે એ બ્રાહ્મણ મને ફસાવી લાવ્યો છે ! ના, ના, એમ તો નહિ જ હોય. બ્રાહ્મણ આવુ ખરાબ કામ-એક અસહાય અબળાને ફસાવવાનું કામ કરે ખરૂં

કેવો દયાળુ પુરુષ; ના એના પર અવિશ્વાસ લાવવાનું મારી પાસે શું કારણ છે ? કાશીમાં કેટલા લોકો આવે છે—આજની જ ગાડીમાંથી કેટલા બધા માણસો ઊતરેલા છે ! વખતે એ યાત્રાળુઓમાંનો જ કોઈ યાત્રાળુ ત્રીજે માળે કેમ નહિ ઊતર્યો હોય !"

"આ લે, બાબૂ—અરે ભૂલી ગઇ,—બ્રાહ્મણ મહાશયે તને આ સાડલો તથા ટુવાલ આપવાનું કહ્યું છે. ચાલ, હવે મોડું કરીશ નહિ. તને નવડાવીને જલ્દી પાછા આવીએ."

એમ કહીને બ્રાહ્મણીએ કાળીકોરનો એક સફેદ સાડલો તથા હાથવણાટનો મોટો જેવો નવોજ ટુવાલ સુશીલાને આપ્યો.

સુશીલાએ હાથ લબાવીને તે બે કપડાં લીધાં અને બ્રાહ્મણીની પાછળ પાછળ જઇને ગંગાસ્નાન પણ કર્યું. તેના ઊતારાથી ગંગાઘાટ બહુ દૂર ન હોવાથી તેઓ નાહીને થોડી જ વારમાં ઘેર આવી પહોંચી.

બ્રાહ્મણી સુશીલા સારૂ ભાત અને શાક પીરસીને તેને રસોડામાં લઇ ગઇ. સુશીલાએ પહેલાં તો રસોડામાં ચારે તરફ જોવા માંડયું. પછી તે જમવા બેસવાની તૈયારી કરતી હતી. એટલામાં બ્રાહ્મણીએ તેને કહ્યું કેઃ " ઊઠ, હવે વિચાર શું કરે છે ! ખાસ તારા સારૂ બધું સાદું ભોજન બનાવ્યું છે. હું પણ જ્યારે પહેલ-વહેલી અહીં આવી હતી ત્યારે એમજ કરતી હતી. ધીરે ધીરે બધી બાબતોથી ટેવાઇ ગઇ છું. 'છાશ લેવા જવું અને દોણી સંતાડવી' એ કોના ઘરનો ન્યાય છે ?"

"હું કાંઇ પણ ખાવાની નથી !" સુશીલાએ અતિશય રોષદર્શક સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા; કારણ કે, બ્રાહ્મણીની વાતોથી તેને બહુ જ ખોટું લાગ્યું હતું. 'એ નીચ કુલટા શું બધી સ્ત્રીઓને પોતાના જેવી જ ધારે છે !' એમ સુશીલા મનોગત કહેવા લાગી.

માત્ર એટલું જ નહિ, પણ તે રસોડામાંથી ઊઠીને પોતાની ઓરડીમાં ચાલી ગઇ અને દરવાજો અંદરથી વાસીને બિછાવેલી સાદડીપર સુઇ ગઈ. કેવળ એકવાર તેના મુખમાંથી એ શબ્દો નીકળ્યા: "માતા! ઓ માતા! તું કયાં છે ?"

## ૨૧

## સુખ અને દુ:ખના મધ્યમાં!

થોડીવાર પછી જ્યારે રામનાથ ઘેર આવ્યો ત્યારે તેણે સુશીલાના રીસાવાની વાત સાંભળી. તે પોતાની રાખેલી બ્રાહ્મણી પર નારાજ થયો. તેમની વચ્ચે નીચે મુજબ જાણવા જેવી ટપાટપી થઇ:—

"તે જરૂર તેને કાંઇક કહ્યું હશે; તેથી જ તેણે નારાજ થઇને ખાધુ નહિ હોય." રામનાથે કહ્યું.

"મે શું કહ્યું છે? મારે તેની સાથે કજીયો કરવાની અથવા ઝગડવાની શી જરૂર છે? મેં તેને ભાત ખાવા માટે બોલાવી હતી. તે નારાજ થઇને પોતાની મેળે જ મને કહેવા લાગી કે 'હું નહિ ખાઇશ.' અને ઓરડીમાં જઇ દરવાજો બંધ કરી સુઇ ગઇ. તે કાંઇ મારી મા કે માસી નથી કે હું તેને મનાવવા જાઉં. મનાવવી હોય, પગે લાગવુ હોય, માનભંગ કરવો હોય તો તું જ જા." બ્રાહ્મણીએ આંખો ચઢાવીને શેરને માથે સવાશેર જવાબ દીધો.

"જો શ્યામા, આંખો ચઢાવીને મારી સાથે વાત ન કર. હું કોના સારૂ શું કરી રહ્યો છું તે સમજવાને હજી તને ઘણો વખત લાગશે. છોકરીનું રૂપ જોઇને ફસાવવાના મારા દિવસો વીત્યાને ઘણા દિવસ થયા છે. હવે તો ફક્ત દોલતની પછવાડે જ દિવાનો થઇને ફરૂં છું. એક રૂપિયા માટે આ કાશીપુરીમાં સવારથી સાંજ સુધીમાં

સો ચક્કર લગાવું છું ! મારી વાત સાંભળશે જરા ? ઉપર જે બાબૂ ઊતરેલા છે, તે જ એ છોકરીને ફસાવીને, ખોટી વાતોમાં લોભાવીને અહીં ઊપાડી લાવ્યા છે. છોકરી રસ્તામાં બાબૂનો મતલબ જાણી ગઇ હતી તેથી કાશી ઊતર્યા પછી તે બાબૂ સાથે ઝગડતી હતી. હું સમજી ગયો કે કાંઇક દાળમાં કાળું છે ! તેથી બાબૂને સમજાવીને ગાડી ભાડે કરી ઘેર રવાના કર્યા અને ત્યાર પછી છોકરીને પણ સમજાવી પટાવીને અહીં લઇ આવ્યો. છોકરી એમ નથી જાણતી કે પેલા બાબૂ અહીં છે ! નહિ તો તે મારી સાથે આવે પણ ખરી ? તેં જ તેને કાંઇક કહી દીધું હોય એમ લાગે છે. તેના મનમાં કાંઇક શક આવી ગયો હશે તેથી જ તે રીસાઇ બેઠી છે. તારી બુદ્ધિ જ એવી બારદાન જેવી છે !" રામનાથે ખુલાસો કર્યો.

"તમારામાંય ક્યાં એટલી બધી અક્કલ બળી છે ? આ બધી 'રામાયણ' પહેલાં જ મને સંભળાવીને જવું હતું ને ! હું જાણું છું કે પોતાના કુળ તથા પોતાની જાતિને નવ ગજના નમસ્કાર કરીને જે છોકરીઓ કાશી આવે છે. અરે દૂર શા માટે જવું જોઇએ ? જેમ હું પોતે આવી છું તેમ તે પણ આવી હશે ! હું કેવી રીતે જાણી શકું કે તેનામાં હજી પણ સતીપણું બાકી છે ? મારી ક્યાં સગી છે કે હું તેની મશ્કરી કરવા જાઉં !" શ્યામાએ વળી પાછો તેવો જ જવાબ વાળ્યો.

"હું ખાત્રીથી કહું છું કે તેની સાથે તેં કંઇ મશ્કરી કરી હશે. નહિ તો કોઇ પણ જાતના કારણ વિના તે રીસાઇને ખાધા-પીધા વિના કેમ સુઇ જાય ?" રામનાથે હજી પણ એની એ જ વાત કહી.

"કહ્યું હશે! બોલો હવે શુ કરવા માગો છો? ગૃહસ્થોની છોકરીઓને લાવી લાવીને તેમનો સર્વનાશ કરો છો, તેમના જાતિ-કુલનો નાશ કરો છો અને વળી લાલ આંખો દેખાડો છો? જાઓ જાઓ, તમારા જેવા 'બામણ' બહુ દીઠા છે! મેં તો એવા ઘણા પાપડ વણેલા છે!! હું હવે તમારી ધમકીઓ સહન કરી શકું તેમ નથી. એમ જ કરશો તો હું હમણાં જ ચાલતી થઈશ. ઘણાય મને રાખવાને તૈયાર છે! હું તો વિચાર કરૂં છું કે એક બ્રાહ્મણના ઘરમા રહી છું તો વળી થોડાક દિવસ રહું. પણ જો તું આમ મને સતાવ્યે જ જશે તો હાથતાળી આપીને ચાલતી પકડીશ! હા, વળી!!" શ્યામાએ એક વાર એક વચનમાં અને એક વાર બહુ-વચનમાં પોતાનુ પોત પ્રકાશ્યું.

"નીકળ ઘરમાંથી બદમાશ–બદજાત ભિખારણ! નાને મોઢે મોટી વાત!!" રામનાથે પરશુરામનો રૌદ્રરસ પ્રકટાવીને કહ્યું.

"મોઢું સંભાળીને વાત કરજે, લુચ્ચા–હરામખોર! જોઇ લે, જાઉં છું તારા ઘરમાંથી." શ્યામાએ પણ તેટલી જ લાલ આંખો કરીને જવાબ દીધો; અને કાંઇક બડબડાટ કરતી તે રામનાથના ઘરમાંથી તે જ વખતે બહાર નીકળી ગઇ.

સુશીલા જો કે ઓરડીનો દરવાજો બંધ કરીને બેઠી હતી તોપણ તે સૂઇ ગઇ નહોતી. એવી સ્થિતિમાં કોઇ પણ માણસ તેમ કરી શકે નહિ. રામનાથે જ્યારે ઘરમાં આવીને શ્યામાની સાથે બોલાબોલી શરૂ કરી હતી, ત્યારે સુશીલા બારણા પાસે આવીને ઊભી રહી ગઇ હતી. તેણે તેમની બધી વાતો સાંભળી લીધી હતી. સુશીલા ઊભી ઊભી ત્યાં રડતી, વિચાર કરતી અને ઉદ્ધારના ઉપાયો શોધતી હતી. જો તેણે તેમ ન કર્યું હોત તો તે રાત્રે તેનું શું

ચાત, એ કહી શકાતું નથી. એ જ વખતે તેને એક વિચાર સ્ફુરી આવ્યો. જ્યારે તેણે જાણ્યું કે રામનાથ સાથે લડયા પછી શ્યામા ગુસ્સે થઇને નીચે ઊતરી ગઇ છે, ત્યારે તે રસ્તા પરની બારી ઊઘાડી-ને તેના જવાની વાટ જોવા લાગી. એ જ વખતે શ્યામા પણ તેની બારી નીચે થઈને જતી નજરે પડી. સુશીલાએ બહુ જ ધીમા અને કંપતા અવાજે તેને બોલાવી. શ્યામા તેની બારીની બરાબર નીચે આવીને ઊભી રહી.

"શ્યામા, તારે પગે પડું છું. તુ મારૂં રક્ષણ કર, મને બચાવ." સુશીલાએ અત્યંત દયાજનક શબ્દોમાં કહ્યું.

"તેની સાથે કાંઇ પણ ગડબડ કરીશ નહિ. તે જે કાંઇ કહે તે સાંભળી લેજે. તેને શંકા ન આવે તેમ કરજે અને સાંજે લાગ જોઇને ઘરમાંથી બહાર નીકળી આવજે. રાતના નવ વાગ્યા સૂધી હું તારી રાહ જોતી આટલામાં જ ફરતી હોઇશ." શ્યામાએ આશ્વાસનદાયક વચનો ઉચ્ચાર્યા, અને એમ કહીને તે ત્યાંથી ચાલતી થઇ.

વિપત્તિમાં પડવાથી બુદ્ધિમાનોની અકલ બહેર મારી જાય છે, અને કેટલાય નિર્બુદ્ધિ માણસોમાં બુદ્ધિ આવી જાય છે. સુશીલાની પણ એવી જ સ્થિતિ થઇ હતી. તે અકસ્માત્ આપત્તિમાં પડેલી હોવાથી પ્રથમ તો તે ગભરાઇ ગઇ હતી, પણ પાછળથી એ આપત્તિ-માંથી છૂટવાનો ઉપાય પણ તેને સૂઝી આવ્યો હતો. તેને લાગ્યું કે 'હવે આ મકાનમાં રહેવું સહીસલામત નથી.' તેથી તેણે શ્યામાની સહાયતા માગી હતી.

થોડીવાર પછી તે ઓરડીનો દરવાજો ઊઘાડીને બહાર આવી. જોયું તો રામનાથ ઓસરીમાં ચુપચાપ બેઠો હતો.

"તેં કેમ ખાધું નહિ ?" રામનાથે તેને જાતાંજ પૂછ્યું.

"તમારી બ્રાહ્મણીએ મને પૂછ્યા કર્યા વિના જ ભાતની પાસે માછલી રાખી દીધી હતી. એ ભાત હું શી રીતે ખાઉં ?" સુશીલાએ ન ખાવાનું કારણ બતાવ્યું.

"વારૂ પછી ?" રામનાથે બીજો સવાલ પૂછ્યો.

"પછી ઓરડીમાં જઇને સૂઇ રહી હતી. ગાડીમાં સુવાનો વખત મળ્યો નહોતો તેથી ઉજાગરાને લીધે સુતી કે તરત જ ઊંઘ આવી ગઇ હતી. કાંઇક ગડબડાટ સાંભળીને જાગી ઊઠી અને બારણું ઉઘાડીને જોવા આવી છું કે શું છે." સુશીલાએ બિલકુલ બનાવટી વાત કરી.

સુશીલાની એ વાત સાંભળીને રામનાથ નિશ્ચિન્ત થઇ ગયો. તે સમજી ગયો કે સુશીલાએ કાંઇ પણ સાંભળ્યું નથી. વળી શ્યામાએ સુશીલાને બીજું 'કહેવાનું' કાંઇ પણ કહ્યું નથી, એવી પણ તેને ખાત્રી થઇ ગઇ.

"તારા માટે જ મારે બ્રાહ્મણી સાથે કજીયો કરવો પડયો છે. મેં તેને કહ્યું, 'જે માણસ ન ખાતું હોય તેને બળાત્કારે શું કામ માછલી ખવડાવવી ? વળી તે વિધવા છે એમ તું જાણતી હતી ત્યારે એમ શા માટે કર્યું ?' આટલી જ વાતમાં ઝગડો થયો. પૈસા આપીને માણસ રાખીએ અને તે બરાબર કામ ન કરે એ તો જાણે ઠીક. સામું લડવા તૈયાર થાય એ મને ન પોસાય. તેથી મેં તેને કાઢી મૂકી છે ! હું હમણાં જ જાઉં છું. બ્રાહ્મણીઓનો આ કાશીપુરીમાં કયાં દુષ્કાળ છે ? પણ તેં હજી સુધી ખાધું નથી તેનું શું કરીએ ? ચાકરડીને બોલાવું છું. તે રસોઇનો સામાન તૈયાર કરી દેશે; તું કાંઇક તૈયાર કરી લે." રામનાથે પણ તેવો જ જૂઠો જવાબ દીધો અને સુશીલાના પરમ શુભેચ્છક હોવાનો દંભ કર્યો.

" હવે રસોઇ કરવાનો વખત રહ્યો નથી. હું વિધવા છું; એક બે દિવસ ઉપવાસ કરીશ તો તેથી કાયા ઘસાઇ જવાની નથી." સુશીલાએ હસતાં હસતાં કહ્યું.

" તો દુકાનપરથી કાંઇક લાવી આપું છું. હમણાં તો તે ખાઇ લે—સાંજે જોઇ લેવાશે. " રામનાથે બજારમાંથી મીઠાઇ વગેરે મંગાવવાનું કહ્યું.

" હું બજારની ચીજો બહુ ખાતી નથી, પણ કાંઈ ફળફળાદિક હોત તો વળી ખાઇ લેત. અત્યારે આપે તકલીફ લેવાની કાંઇ જરૂર નથી. સાંજે જ્યારે વિશ્વનાથની આરતીનાં દર્શન કરીને પાછા ફરો ત્યારે કાંઇક લેતા આવજો." સુશીલાએ વાત પડતી મૂકાવવાનો પ્રયત્ન કર્યો.

" બહુ સારૂં, એમ જ કરીશ, સાંજે તું વિશ્વનાથનાં દર્શન કરવા સારૂ જવાનું કહે છે તે માટે બંદોબસ્ત કરી દઉં છું. જો કોઇ નહિ મળે તો હું પોતે જ સાથે આવીશ. પણ બનતાં સુધી ચાકરડીને કહી દઇશ તે તારી સાથે આવશે. તું અહીં આવી છે તો તને કોઇ પણ જાતનું કષ્ટ થવા દઇશ નહિ. " રામનાથે સુશીલાને વિશ્વાસમાં લેવાની જાળ ફેલાવી.

" આપને ઘણાં કામ છે. મારા માટે આપનો કીમતી વખત ગુમાવવાની કાંઈ પણ જરૂર નથી. ચાકરડી અહીંના ઘાટ, રસ્તા, ગલીગુંચીઓ જાણતી હશે, તેને જ સાથે લઇને હું કાશીવિશ્વનાથનાં દર્શન કરી આવીશ. " સુશીલાએ પણ રામનાથને ભૂલાવામાં નાખનારો જવાબ દીધો.

રામનાથને પણ એ દિવસે સાંજે એક ઠેકાણેથી કાંઇક પ્રાપ્તિની આશા હતી. પહેલાં તેણે એમ વિચાર કર્યો હતો કે " હું આજ

ત્યાં જઇ શકીશ નહિ. રાત્રે સુશીલાને સમજાવી તેના બાબુ સાથે અફળાવી વધારે ઇનામ મેળવીશ." પણ સુશીલા સાથેની વાતચીત પછી તેણે પોતાનો વિચાર બદલી નાખ્યો હતો. દાસીને બોલાવીને તેણે સુશીલાની સાથે વિશ્વનાથના મંદિરમાં જવાની ભલામણ કરી દીધી હતી.

સુશીલા પણ એક રીતે નિશ્ચિન્ત થઇ ગઇ હતી. હવે પોતાને પલાયન કરી જવામાં કોઇપણ જાતની અડચણ દેખાતી નહોતી તેથી ક્યારે સાંજ પડે અને ક્યારે તે ન્હાસી જઈ છુટે એ વિચારમાં પડી હતી.

લગભગ સંધ્યકાળ થવા આવ્યો હતો. એટલા વખતમાં તો તેણે દાસીને બે ત્રણ વાર બોલાવી હતી. દાસીએ પણ તેને કહી દીધું હતુ કે 'વખત થશે એટલે હું મારી મેળે આવીને તમને બોલાવીને લઇ જઇશ.'

*　　　*　　　*　　　*

સન્ધ્યા થઇ ગઇ હતી. ધીરે ધીરે અંધકાર પોતાનો પ્રભાવ ફેલાવતો જતો હતો. સુશીલા દાસીની સાથે દર્શન કરવા સારૂ ઘરમાંથી નીકળી. દાસી આગળ ચાલતી હતી; સુશીલા તેની પાછળ પાછળ ચાલતી હતી. થોડેક દૂર ગયા પછી સુશીલાએ જોયું કે એક ખૂણા આગળ શ્યામા ઊભેલી હતી. દાસીને સાથે જોઇને શ્યામાએ તેમને આગળ વધવાનો ઇશારો કર્યો. દાસી પોતાની ધૂનમાં કોઇ ધડપૂંછડા વિનાનું જરી પુરાણું ભજન ગાતીગાતી આગળ જઇ રહી હતી. આ પ્રમાણે કેટલેક સુધી ચાલ્યા પછી શ્યામાએ લાગ જોઇને સુશીલાની સાડીનો છેડો ખેંચ્યો. સુશીલાએ પાછળ ફરીને તેની સામે જોયું ત્યારે તેણે ડાબા હાથ તરફની ગલીમાં પેસી જવાનો ઇશારો કર્યો. સુશીલાએ દાસીને થોડેક છેટે જવા દઇને ડાબા

હાથની અંધારી ગલીમાં દોટ મૂકી દીધી. જોત જોતામાં શ્યામા પણ તેની પાસે પહોંચી ગઇ. ત્યારપછી તેઓ તે અંધારી ગલીમાં કોણ જાણે કયાં જતી રહી !

૨૨

## રામનાથ પોતાના રંગમાં.

સુશીલા પલાયન કરી જશે અથવા તેના મનમાં કોઇપણ જાતનો સંદેહ છે, એ વાત આખા દિવસની વાતચીતપરથી દાસી તો શું પણ રામનાથ પોતે પણ સમજી શકયો નહોતો. એજ કારણથી દાસી સાવચેત થઈ નહોતી. જ્યારે દાસીએ કાશીવિશ્વનાથના મંદિરના મુખ્ય દરવાજાને છોડીને દક્ષિણ તરફના રસ્તેથી જવાનો વિચાર કર્યો, ત્યારે પાછળ ફરીને તેણે જોયું તો સુશીલા જોવામાં આવી નહિ. તેણે વિચાર કર્યો કે વખતે પાછળ આવતી હશે; કારણ કે, તે પોતે બહુ જલ્દી જલ્દી ચાલી હતી એવી તેની ધારણા હતી. એમ વિચાર કરીને તે રસ્તાના વાંક આગળ ઊભી રહી હતી. રાત અંધારી હતી. હજારો માણસો રસ્તામાં આવ જા કરતા હતા. દાસી ઊભી ઊભી સુશીલાની વાટ જોવા લાગી. પણ જ્યારે બે ત્રણ મિનિટ વીત્યા છતાં તે ન આવી એટલે તે ડરવા લાગી. તેણે એમ વિચાર કર્યો કે વખતે સુશીલા રસ્તો ભૂલી ગઇ હશે. એ વિચાર આવૃતાં જ તે ઘર તરફ પાછી ફરી. જ્યાં જ્યાં સ્ત્રીઓ જતી આવતી હતી ત્યાં ચારે તરફ નજર કરતી કરતી ને ઘર સૂધી આવી પહોંચી. પણ સુશીલા કયાંય નજરે પડી નહિ !

ઘેર આવીને તેણે સુશીલાની ઓરડી જોઇ; ત્રીજે માળ જઇને બાબૂની ઓરડીની તપાસ કરી. એક ખાલી હતી, બીજીને તાળું વાસેલું હતું. દાસીએ વિચાર કર્યો, 'વખતે મારી આગળ આગળ મંદિરમાં

જતી રહી હશે.' બીચારી ફરી વિશ્વનાથના મંદિર તરફ જવા લાગી. જતી વખતે તેણે રસ્તાની એક બાજૂએ ઘુમટો તાણીને ઊભેલી એક જુવાન વયની સ્ત્રી દીઠી. તેણે 'એ જ સુશીલા છે' એમ ધારી લીધું.

"કેવી છોકરી છે તું? અહીં ઊભી છે અને હું તને શોધવા આખી કાશીમાં ચક્કર લગાવી આવી! ભારે છોકરી છે, વાહ!" દાસીએ તે લજ્જાવતી સ્ત્રીને સુશીલા ધારીને ઠપકો દીધો.

"હું તો તમને નથી ઓળખતી. તમે મને શું કહો છો તે હુ સમજી શકતી નથી. તમારૂ છોકરૂં ખોવાઇ ગયુ છે કે શું?" તે સ્ત્રીએ મધુર સ્વરથી પૂછ્યું.

"અરે! આતો બીજી સ્ત્રી છે. સુશીલા કયાં હશે ત્યારે?" એમ કહીને તે સ્ત્રીના મોઢા તરફ તેણે જોયું. થોડીવાર પછી વળી કહેવા લાગી કેઃ "મારી ભૂલ થઇ છે બહેન. તમે ખોટું લગાડશો નહિ. ઘેરડી થઇ ગઇ છું તેથી અંધારી રાતમાં બરાબર સુઝતું નથી. હું ભૂલથી તમને અમારે ત્યાં ઉતરેલાં યાત્રાળુ સમજી બેઠી હતી. ત્યારે એ છોકરી ગઇ કયાં હશે? હવે શું કરૂં?"

"શું છે ડોશીમા? તમે કોની વાત કરો છો?" તે અજાણી સ્ત્રીએ દાસીને પૂછ્યું.

"આજ જ મારા શેઠના મકાનમાં એક બાઇ તથા એક છોકરી આવ્યાં છે. હું તે જ છોકરીને સાથે લઇને વિશ્વનાથનાં દર્શનો સારૂ જઇ રહી હતી. મંદિર આગળ ગયા પછી પાછળ ફરીને જોયું તો છોકરી નજરે પડી નહિ. ઘણીવાર સુધી તેના આવવાની વાટ જોતી ત્યાં જ ઊભી રહી પણ તે તો આવી નહિ.

છેવટ પાછી ઘેર જઇ આવી તો ત્યાં પણ જોવામાં ન આવી. હવે ક્યાં જાઉં અને શું કરૂં બહેન! બ્રાહ્મણ જો આ વાત સાંભળશે તો બહુ ગુસ્સે થશે. હું તો બહુ દુઃખમાં પડી ગઇ!" દાસીએ ખુલાસો કર્યો.

"તપાસ કરી શોધી કાઢો, બા!" તે અજાણી સ્ત્રીએ હસતાં હસતાં કિન્તુ સહાનુભૂતિદર્શક સ્વરથી કહેવા માંડયું: "નવું માણસ અને કાશી! તેમાં વળી શ્રી વિશ્વનાથના મંદિરનો રસ્તો એટલે ભૂલા પડવાનું તો પૂછવું જ શા માટે? અહીં તો ડગલે ને પગલે આફત ઊભેલી જ છે! માટે ડોશીમા તેની સારી પેઠે તપાસ કરો; શ્રીકાશીવિશ્વેશના મંદિરમાં જુઓ. ત્યાં નહિ હોય તો જવાની ક્યાં હતી?"

દાસી ત્યાં વાત કરવા ઊભી ન રહેતાં તરત જ ત્યાંથી મંદિર તરફ રવાના થઈ. પરંતુ મંદિરમાં સુશીલાને શોધી કાઢવી તેને માટે કઠિન કામ હતું. વિશ્વનાથની આરતી શરૂ થઇ ગઇ હતી તેથી મંદિરમાં ખૂબ ભીડ હતી. દાસી મંદિરના એક ખૂણામાં ચુપચાપ ઊભી રહી. આરતી પૂરી થતાં જ તે દરવાજા આગળ આવીને બહાર નીકળતા માણસોને જોવા લાગી. થોડી વારમાં મંદિરમાં આવેલા સર્વ દર્શનાર્થી યાત્રાળુઓ બહાર નીકળી ગયા, પણ સુશીલા જોવામાં આવી નહિ!

હવે બિચારી દાસીએ શું કરવું? તે રામનાથ પાંડેયને સારી પેઠે જાણતી હોવાથી પોતાના મનમાં ને મનમાં જ ચાલતી ચાલતી કહેવા તથા બોલવા લાગી કે: "હું રામનાથને શું જવાબ દઇશ? તે મારૂં કહેવું માનશે ખરો? આજ મારે મારી નોકરી ખોઇ બેસવાનો પ્રસંગ આવેલો છે!" ઉપર પ્રમાણે વિચાર કરવાનું દાસીને એક બીજું પણ કારણ હતું અને તે એ કે એ જ દિવસે બપોરના

રામનાથની રસોઇ કરનારી શ્યામા રામનાથ સાથે કજીયો કરી ચાલી ગઇ હતી તેથી રામનાથ સ્વાભાવિક જ ગુસ્સે થયેલો હતો.

અસ્તુ. દાસી રામનાથને આપવાના જવાબનો મુદ્દો શોધી રાખીને લગભગ રાત્રે સાડાનવ વાગે ઘેર પહોચી.

* * * *

"છોકરીનું શુ થયુ ?" રામનાથે દાસીને એકલી આવેલી જોઇને ઘરમાં પગ મૂકતાં જ પૂછ્યુ.

"નરકમાં જાય તે છોકરી હું તો જીવ બચાવીને માંડ માંડ ન્હાસી આવી છું! શું મારૂં નસીબ છે ?" દાસીએ અતિશય કમ્પતા શરીરે તથા કમ્પતા સ્વરે નાટક ભજવવા માંડયું.

"શું થયું છે ? વાત શી છે ?" રામનાથે આશ્ચર્યથી પૂછ્યું.

"થવાનું શું હતુ મારૂં કપાળ ? ભગવાન રે ! એવી છોકરી મારી સાથે મોકલી ! જો હું પહેલેથી જાણુતી હોત, તો હું તેને કોઇપણ દિવસ સાથે લઇ જાત નહિ. કોણ જાણે એ છોકરી ઉપર કેટલા મર્દોની ખરાબ નજર હતી ! અને એ છોકરી પણ કાંઇ જેવી તેવી છોકરી ન હોતી ! તમે પણ બ્રાહ્મણ થઇને એક બદજાત છોકરીને ઘરમાં કયાંથી આશ્રય આપી દીધો ?" દાસીએ બધુ રામનાથને માથે ઢોળી દેવાનો પ્રયત્ન કર્યો અને સુશીલાને બની શકે તેટલી ખરાબ ચિતરી.

"અરે પણ કહેતી કેમ નથી કે આમ થયું છે ? ફોકટ લેવા દેવા વગરનું 'મહાભારત' શું મચાવી રહી છે ?" રામનાથે ખુલાસો માગ્યો.

"બાપરે ! એ છોકરી શું સાધારણ હતી ? તેની સાથે ઘણા લોકો હતા. શું થયું તે સાંભળશો ?" એમ કહીને દાસીએ ગંભીર મુખ અને ગંભીર વાણીથી દંભનાટકની ભૂમિકા બરાબર ભજવવા

માંડી: "અમે ઘરમાંથી બહાર નીકળી. છોકરી પહેલ્લ વહેલી કાશી આવેલી હોવાથી તેને આગળ આગળ ચલાવીને હું તેની પાછળ જઇ રહી હતી. થોડેક દૂર ગયા પછી બે ત્રણ પુરુષો આવ્યા. તેમને જોતાંજ છોકરી કહેવા લાગી કે 'દાસી, હું તારી સાથે વિશ્વનાથના દર્શન કરવા આવીશ નહિ. મારી સાથે આવેલા લોકો મને મળી ગયા છે, હું તેમની સાથે જઇશ. તું જતી રહે.' એ વાત સાંભળીને હું આભીજ બની ગઇ! મેં તેને કહ્યું: 'આ તું શું કહે છે? પાંડેજીએ તને મારી સાથે મોકલી છે તો હું તને કેવી રીતે જવા દઉ? તારે ગમે ત્યાં જવું હોય તો પહેલાં ઘેર ચાલ; પાંડેજીને કહીને પછી જ્યાં જવું હોય ત્યાં જજે.' મારી એ વાત સાંભળતાંજ પેલા પુરુષો બોલ્યા કે, 'આને મારો, આને મારો!' એક માણસ તો ડંડો ઉગામીને કહેવા લાગ્યો કે: 'જો ફરીથી એવી વાત કરશે તો માથું ફોડી નાખીશ.' મારૂં તો શરીર થરથર ધ્રુજવા લાગ્યું. કાશીના બદમાશો! બાપરે! કોણ વિશ્વાસ કરે! છેવટે મેં તમારા નામની બીક બતાવીને તેમને કહ્યું કે: 'તમે જાણતા નથી કે તમે કોની સાથે આથડી રહ્યા છો! મારા શેઠ જેવા તેવા માણસ નથી–તેમનું નામ શ્રી રામનાથ પાંડે છે!' મારી એ ધમકી સાભળીને તેઓમાંનો એક જવાન અવસ્થાનો ભાયડો બોલી ઊઠયો: 'જોયા તારા રામનાથ. અમે એવા અનેક રામનાથોના રામ બોલાવી દીધા છે! તું હજી અમને ઓળખતી નથી. જા, ચાલતી પકડ, નહિ તો ખોપરી ટૂટી જશે!' હું તો એવી બીધી કે જાણે મરી જ ગઈ!"

"પછી શું થયું?" રામનાથે વચમાં જ અધીરતાથી પૂછ્યું.

"થવાનું બીજું શું હતું? 'બળિયાના બે ભાગ'વાળી કહેવત પ્રમાણે તેઓ હુકમા હુકમી છોકરીને લઇ ગયા! એ વખતે હું શું

કરી શકું તેમ હતી વારૂ? ઘેર તમને ખબર આપવા માટે આવી તો તમે મળ્યા નહિ. વખતે આરતીમાં ગયા હશો એમ ધારીને હું પાછી મંદિરમાં ગઇ. ત્યાં પણ તમે મળ્યા નહિ. એટલે આરતી થઇ રહ્યા પછી ધોયેલા મૂળા જેવી હું પાછી ઘેર આવી." દાસીએ પોતાની વાણીમાં હાસ્યનું મિશ્રણ કરીને ધડમૂળથી ખોટો ખુલાસો કર્યો.

"વારૂ, એ સાળાઓને તેં વળી કોઇ વાર દીઠા છે?" રામનાથે તેની બધી વાતો સાંભળી લીધા પછી અને ક્રોધથી લાલ નેત્રો કરીને પૂછ્યું.

"ના મહારાજ, મેં એમને કોઇ વાર કાશીમાં જોયા નથી. આજે પહેલવહેલા જ નજરે પડયા હતા." દાસીએ જવાબ દીધો.

"કાશીમાં મારા હાથમાંથી ઝૂંટવી લેનારા હિંમતબાજ હજી સુધી તો પેદા થયેલા નહોતા! આજ રાત્રે જ તે બદમાશ છોકરીને ગમે ત્યાંથી શોધી લાવીશ. રામનાથના મોઢામાંનો કોળિયો કોણ પડાવી લેનાર છે—કોની તાકાત છે?" રામનાથ એકદમ ઊભો થઈ ગયો અને આ પ્રમાણે બોલતો બહાર નીકળી ગયો.

દાસી વિચાર કરવા લાગી કે: "મેં પણ મારી નોકરી ચાલુ રાખવાના સ્વાર્થ સારૂ જબરી કપટજાળ ફેલાવી છે! આજે રામનાથ પોતાના ખરા રંગમાં આવી ગયેલો છે તે જરૂર કાંઇને કાંઇ નવા જૂની કરી આવશે! બીજાનું ગમે તે થાય, પણ હું તો બચી ગઇ!"

## ૨૩

### આશ્રય પ્રાપ્તિ.

સુશીલા, શ્યામાની સાથે એક અંધારી ગલીમાં પેસી ગઇ. કેટલાક વખત સુધી એમાંથી કોઇના મુખમાંથી એક પણ શબ્દ

નીકળ્યો નહિ. શ્યામા આગળ આગળ ચાલતી હતી અને સુશીલા તેની પાછળ પાછળ જઇ રહી હતી. લગભગ દશેક મિનિટ સુધી એ ગલીમાં ચાલ્યા પછી શ્યામા એક નાનકડા ઘર આગળ જઇને ઊભી રહી. સુશીલા પણ તેની પાસે ઊભી રહી.

"શ્યામા, આ કોનું ઘર છે?" સુશીલાએ શ્યામાને અટકેલી જોઇને પૂછ્યું.

"આ મારૂંજ ઘર છે." શ્યામાએ જવાબ દીધો.

"શું તું આ ઘરમાંજ રહે છે?" સુશીલાએ બીજો સવાલ પૂછ્યો.

"ના, હું આ ઘરમાં નથી રહેતી. મારી પાસે જે કાંઇ હતું તેથી આ મકાન મેં ખરીદી લીધું છે. આને હું ઘણી વાર યાત્રાળુ-ઓને ભાડે આપું છું. બાર મહીનાને માટે કોઇને પણ ભાડે આપતી નથી. જે લોકો બે ચાર દિવસ સારૂ કાશી આવે છે, તેમને જ ભાડે આપું છું. હું પોતે આ ઘરમાં રહેતી નથી; મારૂં રહેવાનું કેશી-ઘાટની પાસે છે." શ્યામાએ ખુલાસો કર્યો.

"ત્યારે હું અહીં એકલી શી રીતે રહી શકીશ?" સુશીલાએ પોતાની મુસ્કેલી જણાવી.

"તારે એકલી શામાટે રહેવું? હું પોતે તારી સાથે રહીશ. આજે હવે રહેવાના ઘેરે જવાનો વખત રહ્યો નથી. પેલો બ્રાહ્મણ મારૂં ઘર જાણે છે. કદાચ આજે તે મને શોધવા માટે મારે ઘેર જશે. પછી ત્યાં કેવી રીતે જઇ શકાય વારૂ?" શ્યામાએ કહ્યું.

આટલી વાતચીત કર્યા પછી તેઓ ઘરનું બારણું ઉઘાડીને અંદર ગઇ. સુશીલાએ બે ત્રણ મિનિટમાં ત્યાંની બધી પરિસ્થિતિ જોઇ લીધી. ઘોર અંધારૂં, નિર્જન એકાન્ત અને શ્યામા જેવી આશ્રય

આપનારીને જોઇને સુશીલાનું હૃદય ભયને લીધે થરથર કમ્પવા લાગ્યું. પણ હવે તો બીજો ઇલાજ જ નહોતો.

"રામનાથ શોધતો શોધતો અહીં આવશે તો? આ ઘર શું તે નથી જાણતો?" સુશીલાએ કમ્પતે સ્વરે પૂછ્યુ.

"ઘેલી થઇ છે કે શું? મેં આ ઘર ખરીદ્યું છે. હું મારી મેળે જ ભાડે આપું છું. બ્રાહ્મણને આ બાબતની કશી જ ખબર નથી. ચાલ હવે બારણા આગળ ઊભી ન રહે, કોઇ આવતું જતું તને જોઇ જશે તો પંચાત થશે. અંદર ચાલ." શ્યામાએ સુશીલાને આશ્વાસન આપીને અંદર આવવાનુ કહ્યું.

સુશીલા બારણા પાસેથી ઘરના અંદરના ભાગમાં ગઈ એટલે શ્યામાએ મુખ્ય દરવાજો બંધ કરી લીધો. હવે સુશીલા વધારે ગભરાવા લાગી. શ્યામા તો અંધારામાં જ આગળ વધી રહી હતી. સુશીલાની આંખે અંધારાં આવવા લાગ્યાં.

શ્યામાએ વધારે વખત ન લગાડતાં તરત જ દીવો પ્રકટાવ્યો. અજવાળું થતાં જ સુશીલાના જીવમાં જીવ આવ્યો. સુશીલાએ ચારે તરફ દૃષ્ટિ કરી તો તેને જણાયુ કે ઘર બહુ જ નાનુ હતું. બે ઓરડીઓ નીચે અને એક ઓરડી ઉપર હતી. શ્યામા સુશીલાને ઉપર લઇ ગઇ. બહુ નાનકડી નિસરણી પરથી તેઓ બન્ને ઉપર ગઈ. ઉપરની ઓરડીની આગળ એક ખુલી અગાસીમાં જ બેસી ગઇ. પહેલો દિવસ ઉપવાસમા જ વીત્યો હતો. ગાડીમાં તે આખી રાત ઉંઘ લઇ શકી નહોતી. તેમાં વળી આજનો દિવસ પણ ખાધા પીધા વગર તેમજ આરામ લીધા વગર જ તેણે વીતાડ્યો હતો. એ બે દિવસોમાં તેણે પાણીનું એક ટીપું પણ પેટમાં ઉતાર્યું નહોતું. તેથી સ્વાભાવિકજ તેનું શરીર બિલકુલ સુસ્ત થઇ ગયું હતું.

"ઊઠો, અહીં કેમ બેસી ગયાં છો ? ઓરડીમાં આવીને બિછાના-પર બેસો. હમણાં ખાવાપીવાનું કરીશું. મને લાગે છે કે આજ આખા દિવસમા તમે કાંઇ પણ ખાધુ નથી. હું રામનાથને ત્યાંથી ચાલી આવી ત્યાર પછી તમે કાંઇ ખાધું હતું ?" શ્યામાએ સુશીલાને અંદર આવવાનું કહીને તેના ભોજન વિશેની ચિન્તા દેખાડી.

"નહિ શ્યામાબ્હેન, મેં તમારા ચાલ્યા આવ્યા પછી કે પહેલાં કાંઇ પણ ખાધુ નથી બે દિવસ થયા અનાજ તથા પાણી મોઢા સામુ પણ કર્યું નથી અને આજે તેમ કરવાની ઇચ્છા પણ નથી. થોડુંક ગંગાજળ લાવી આપે તો પેટમાં નાખી દઉં." સુશીલાએ પોતાને થયેલા ઉપવાસની વાત કહીને પાણી સિવાય બીજું કાંઇ ન લેવાની ઇચ્છા દેખાડી.

"આ શું વાત કરો છો ? કેમ નહિ ખાઓ ભલા ? આજે તો હવે બહુ મોડું થઇ ગયેલુ હોવાથી ઘરમાં રાંધવાની કડાકૂટ થઇ શકે તેમ નથી. બજારમાંથી થોડોક નાસ્તો લાવી દઉં છું; ગંગાજળ તો ઘરમાં છે. કાલે સવારમાં વહેલી ઊઠી રસોઇ કરી દઇશ." શ્યામાએ પોતાની લાગણી શબ્દોદ્વારા જાહેર કરી.

"નાસ્તો ખરીદવાના પૈસા કયાં છે શ્યામાબહેન ? અને આવતી કાલે રસોઇ બનાવવાનો સામાન પણ કયાંથી લાવીશું ? મારી પાસે તો તાંબાનો એક પૈસો પણ નથી; હું તો રસ્તાની ભિખારણ છું. મારી પાસે સ્નાન કર્યા પછી બદલવા સારૂ બીજું લૂગડું પણ નથી !" સુશીલાએ અતિશય કાતરભાવથી એ વાક્યો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તેમણે નેત્રોમાંથી અશ્રુઓની વૃષ્ટિ વરસાવવા માંડી.

"અરે પણ તમે રડોછો શામાટે ? જે થવાનું હતું તે તો થઇ

ગયું; રડવાથી કાંઇ થયું તે ન થયું થવાનું હતું? પૈસા ટકાની વાત કરી તેને માટે પણ એટલી બધી ચિન્તા કરવાનું શું કારણ છે? શું હું એક વિધવાને માટે પંદર વીસ દિવસનો રોટલો નહિ પેદા કરી શકું? બે ચાર દિવસ અહીં રહ્યા પછી તમે તમારી મેળેજ તમારો રસ્તો શોધી લેશો. એક બાબૂને મૂકી આવ્યા છો, તો બીજા દશ બાબૂ મળી આવશે! શરીર સલામત છે તો બધું થઈ રહેશે." શ્યામાએ પોતાના દૃષ્ટિબિન્દુથી વિચાર કરીને સુશીલાને ઠેકાણે પડવાનો માર્ગ બતાવ્યો, અને સુશીલાના મન પર આ વાતની કેવી અસર થાય છે તે જોતાં તે સુશીલાના જવાબની વાટ જોવા લાગી.

'શ્યામા, તું મારી મા છે. તું મને 'તમે' કહીને ન બોલાવતાં તારી દીકરીને બોલાવતી હોય તેમ 'તું' કહીને બોલાવ. મારા કોઇ બાબૂ નથી: હું કોઇ પણ બાબૂની સાથે હતી જ નહિ. તું મને ભૂલાવામાં નાખી રહી છે શ્યામા! હું ઘર છોડીને આવી છું; પણ ધર્મ છોડીને આવી નથી. તું મને બીજા કોઇ પણ ભાવથી કૃપા કરીને ન જોઇશ, મારી સંકટસહાયિની માતા!" સુશીલાએ કંપતે શરીરે અને કંપતે સ્વરે અત્યન્ત કાતરભાવે શ્યામાને કહ્યું. એ વખતે સુશીલાના મનની જે દુઃખોત્પાદક સ્થિતિ હતી, તેનું વર્ણન કરી શકાય તેમ નથી.

"ઊભા થાઓ બહેન, રડો છો શામાટે? રડવાનો હજી ઘણો વખત મળશે. આ ગલી જે ઠેકાણે વળે છે ત્યાં એક દુકાન છે. ત્યાંથી હું કાંઇક ખાવાનું લઇ આવું. તમે હાથ મોઢું ધોઇ ઓરડીમાં આવીને બેસો, તો હું એ જરૂરી કામ પતાવી આવું." શ્યામાએ કાંઇક રુક્ષ સ્વરથી કહ્યું.

'હું એકલી શી રીતે રહીશ? ના શ્યામા તારે અત્યારે બહાર જવાની જરૂર નથી. હુ બે ચાર ઘુંટડા પાણી પાઇનેજ રાત કાઢી નાખીશ. કાલે સવારમા જેમ કરવું હશે તેમ કરીશુ." સુશીલાએ કાંઇ પણ ખાવાની અનિચ્છા દેખાડી.

"તમારે નહિ ખાવું હોય પણ હુ તો ખાઇશ. મેં તો આજ આખા દિવસમા કાંઇ ખાધું નથી. બ્રાહ્મણની સાથે કજીયા કરીને નીકળ્યા પછી ઘેર ગઇ હતી પણ આખો દિવસ તમારી ચિ તામાં ને ચિન્તામા કાઇ સૂઝયુ જ નહિ. સાંજ પડતા જ તમને લેવા માટે આવી ત વખતે પણ ખાવાનુ બની શક્યુ નહિ. માન્યા તો બા ભૂખ્યા રહી શકાતું નથી." શ્યામાએ પોતાને ન ખાવાનુ કારણ સુશીલાપર ઢોળી દીધું.

" અહા, તેં મારા માટે ખાવાની પણ દરકાર કરી નથી. જો આ વાત મને પહેલેથી જણાવવામાં આવી હોત, તો હુ બજાર-માં જવાની તને ના પાડત નહિ. હશે; હજી પણ કાઇ વીતી ગયું નથી. તું તારે જે કાઇ લાવવુ હોય, તે બજારમાથી લઇ આવ. હું નીચેન બારણું અંદરથી બધ કરી લઉં છું. પણ તુ જલ્દી જ આવની રહેજે; બહુ વખત લગાડીશ નહિ. શુ કરૂં શ્યામા, મારી પાસે એક પૈસો પણ નથી, નહિ તો હું જરૂર અત્યારે તારા હાથમાં આપત. તું અત્યાર મારાપર જે ઉપકાર કરી રહી છે તેનો બદલો હું શી રીતે વાળી શકીશ? આજે તેં મારાપર જે ઉપકાર—" તે આગળ બોલવા જતી હતી પણ શ્યામાએ તેને બોલવા દીધી નહિ.

"હવે તુ આટલી બધી ઉદાસ કેમ થાય છે? માણસના દિવસ કાઇ હમેશા એક સરખા નથી જતા. પેલા ઘડામાં ગંગાજળ

છે તેથી હાથ, પગ, મોઢું જે ધોવુ હોય તે ધોઇ નાખજે. નીચેનો દરવાજો બંધ કરવાની જરૂર નથી. હું હમણાં જ લઇને આવું છું." એમ કહીને શ્યામા નીચે ઊતરવા લાગી.

"લે નિસરણીપર દીવો દેખાડું છું, અંધારામાં ક્યાંક પડી જશે." સુશીલાએ પણ અગાસીમાથી ઊઠીને કહ્યું.

"તમારે એટલું કષ્ટ ઊઠાવવાની જરૂર નથી. મારૂં ઘર છે અને તેથી હું વગર દીવેજ ગમે ત્યાં હરીફરી શકું છું. તમે તમારૂં કામ પતાવીને તૈયાર રહેજો." શ્યામાએ વળી પાછી ઊભગઇ જતી લાગણી દેખાડી.

શ્યામા તરતજ નીચે ઊતરી ગઇ. સુશીલાએ તેલના કોડીયામાની વાટ જરા વધારીને નીસરણીમાં બરાબર જોઇ લીધુ. એક ખૂણામા બે ચટાઇઓ પડી હતી. એક ચટાઇ પર મિજાનુ વીંટાળેલું પડ્યું હતુ. માટીના એક નાના ઘડામાં પાણી ભરેલું હતુ. શ્યામાએ તેને કહ્યુ હતુ કે તે પોતે એ ઘરમા રહેતી નથી પણ યાત્રાળુઓને ભાડે આપે છે, એ વાત અંદરના સામાનને જોતા સુશીલાને સાચી જણાઇ; અને તેથી સ્વાભાવિક જ તેના મનમાં કોઇ પણ જાતનો સંદેહ ઉત્પન્ન થયો નહિ. તેણે માટલામાંથી એક લોટામાં પાણી લીધું અને હાથ મોઢુ વગેરે ધોઇ લાધું. ત્યાર પછી તે ઓરડીમાંની ચટાઇ પર જઇને બેસી ગઇ.



૨૪

## શ્યામાનું શ્યામચરિત્ર
### અથવા
## સુશીલાનું નવું સંકટ !

સુશીલાએ જેને ત્યાં આશ્રય મેળવ્યો હતો તે શ્યામા તથા તેના મકાનનો થોડોક પરિચય વાચકોને આપવાની આવશ્યકતા છે; કારણકે, એ બે બાબતોનુ સવિસ્તર વર્ણન કર્યા શિવાય સુશીલાના નવા સંકટનુ કારણ તથા સ્વરૂપ વાચકોના સમજવામાં આવી શકે તેમ નથી.

શ્યામા જે ઘરમાં સુશીલાને લઇ ગઇ હતી તે ઘર શ્યામાનું નહોતું. શ્યામા જો કાશી જેવા નગરમાં એક મકાન ખરીદ કરી શકે તેવી સ્થિતિમાં હોત, તો રામનાથને ત્યાં રસોઇ તૈયાર કરવાનું કામ શા માટે કરત ? કાશીમાં જે માણસ પાસે એવું એક પણ મકાન હોય છે, તેને કોઇની નોકરી કરવી પડતી નથી. ખરી વાત એ હતી કે શ્યામા એક ખરાબ ચાલચલગતવાળી સ્ત્રી હતી અને જે મકાનને પોતાનું કહીને તે સુશીલાને પોતાની સાથે લઇ ગઇ હતી, તે મકાન એક બીજી સ્ત્રાનું હતું. તે સ્ત્રી પણ શ્યામાના જેવા જ ભ્રષ્ટચારિત્રની હતી. પરંતુ બન્ને સ્ત્રીઓની ચારિત્રભ્રષ્ટતામાં થોડો ભેદ હતો. શ્યામા જાહેરમાં રસોઇ કરતી હતી અને ગુપ્ત રીતે પાપાચરણ કરતી હતી; જ્યારે પેલી મકાનવાળી સ્ત્રી પ્રકટ રીતે વેશ્યાવૃત્તિ કરતી હતી. જે મકાન યાત્રાળુઓને ભાડે આપવાનું શ્યામાએ સુશીલાને કહ્યું હતું, તે વાત બીલકુલ ખોટી હતી. યાત્રાળુઓને અથવા બીજા કોઇને પણ તે ભાડે આપવામાં આવતું નહોતું. તે છતાં તે ઘરમાંથી તેમને બહુ લાભ થતો હતો. એ શું હશે ભલા ?

કાશી એક પુણ્યભૂમિ છે; કાશી હિંદુઓનું પરમ પવિત્ર તીર્થસ્થાન છે; અને કાશી સાક્ષાત્ શ્રી વિશ્વેશની વિહારભૂમિ છે–તે પાપનાશિની ગંગાના પરિણામે મોક્ષપુરી છે ! વિષ્ણુપદીના તીરપ્રાન્તપર, કાશીપતિ શ્રી વિશ્વેશનાં ચરણકમળોમાં દેહત્યાગ કરવાથી દુરાત્માઓની પણ સદ્ગતિ થાય છે, અધમોનો પણ ઉદ્ધાર થાય છે. સનાતનધર્મધુરન્ધર પંડિત શ્રી મંડનમિશ્ર તથા તેમના સ્વનામધન્યા પંડિતા ધર્મપત્ની શ્રીમતી ભારતીદેવીની જન્મભૂમિ; જગદુદ્ધારક જગદ્ગુરુ શ્રી શંકરાચાર્યની વિજયભૂમિ; સત્યપ્રતિજ્ઞ નરેન્દ્ર હરિશ્ચન્દ્રની પરીક્ષાભૂમિ; કાશીવિશ્વેશની ક્રીડાભૂમિ અને પતિતપાવની પવિત્ર સલિલા વિષ્ણુપદીની વિહારભૂમિ વારાણસી શતાવધિ વર્ષોથી ભારતીય આર્યોના તીર્થસ્થાન તરીકે જ નહિ કિન્તુ મોક્ષસ્થાન તરીકે જ મનાતી આવી છે. એ માન્યતાને લીધેજ સહસાવધિ લોકો આજ દિન પર્યન્ત જીવનમાં એકાદવાર અવશ્ય કાશીપુરીની યાત્રાએ જાય છે; ગંગાજળમાં સ્નાન તથા ગંગાજળનું પાન અને શ્રી કાશીવિશ્વનાથનાં દર્શન કરી પોતાને કૃતકૃત્ય તથા ધન્ય સમજે છે. એજ ધર્મશ્રદ્ધાના પરિણામે અસંખ્ય આર્યજનો પોતાની ઉત્તરાવસ્થામાં જાન્હવીના તીરપ્રાન્તે દેહ પાડવાના હેતુથી, અદ્યાપિ એ મોક્ષપુરીમાં જઈને વસે છે.

'પરંતુ શું એ વસ્તુસ્થિતિ અત્યારે ત્યાં છે ?' એવો પ્રશ્ન જો કોઇ અમોને કરે તો તેના જવાબમાં નકાર સિવાય અમારી પાસે બીજું કાંઇ પણ નથી; કારણ કે, અમારી નમ્ર માન્યતા પ્રમાણે કાશીના જેવું અપવિત્ર નગર વર્તમાન ભારતમાં ભાગ્યે જ બીજું કોઇ હશે. અત્યારે તો જીવનભરનાં પાપોનો ભાર ઊતારવા સારૂ, અને ધર્મના પડદા પાછળ ભયંકર કાર્યો પૂરાં કરવા માટે સેંકડો

સ્ત્રી પુરુષો એ કાશીપુરીની મુલાકાત લે છે કેટલાકો ધર્મના નામે તો કેટલાકો ખુલ્લંખુલ્લા પાપાચરણ કરવા સારૂ કાશીવાસ કરે છે. કાશીનગરમાં પ્રતિદિન જેવાં અને જેટલાં કુત્સિત કાર્યો થતા હશે, તેનુ વર્ણન કરવુ તો દૂર રહ્યું પણ તેમની કલ્પના માત્રથી શરીર કમ્પવા લાગી જાય છે.

અસ્તુઃ સુશીલાને જે મકાનમાં આશ્રય મળ્યો હતો, તે મકાન યાત્રાળુઓને ભાડે આપવામાં આવતું નહોતું એ વાતનો અમો ઉલ્લેખ કરી ગયા છીએ. ત્યારે શું તે મકાન ખાલી પડ્યું રહેતું હતુ? ના, તેમ પણ નહોતુ. કાશીપુરીમા એવી જાતનાં અનેક મકાનો છે જે રાત્રે જ આબાદ થાય છે. દિવસના વખતમા તેમને તાળાં વાસી દેવામા આવે છે અને રાત થતાં જ તેઓમાં માણસો આવીને વસવા માંડે છે. કાશીના બાદમાશ લોકો પોતાનાં કુકર્મો પૂરાં કરવા માટે એવાં મકાનો લઇ રાખે છે. મકાનવાળાઓ પણ તેમને રાત્રે ભાડે આપીને ખૂબ પૈસા પેદા કરે છે; કારણ કે, તેમની આજીવિકા એ મકાનો ઉપર જ હોય છે.

વાચકોમાંથી યદિ કોઇએ એમ વિચાર કર્યો હોય કે સુશીલાને સંકટમાં સહાયતા કરવા માટે, તેનો ઉદ્ધાર કરવા માટે જ શ્યામાએ તે કામ કર્યું હતું,—સુશીલાને પાંડેને ત્યાંથી પલાયન કરી જવામાં સહાયતા કરી હતી, તો તે વિચાર ભૂલભરેલો છે. શ્યામા એવી જાતની સ્ત્રી નહોતી; તે તો પાપની જીવતી પ્રતિમા હતી. તે નારીદેહધારિણી પિશાચિની હતી! સુશીલાને ફસાવીને પાંડે પોતાને ઘેર લઇ આવ્યો હતો; શ્યામા પણ એ જ આશા રાખીને રામનાથના હાથમાંનો શિકાર પોતે પડાવી લાવી હતી. જે વખતે શ્યામા રામનાથના

ઘરમાંથી બહાર નીકળી અને સુશીલાએ તેને બારીમાંથી બોલાવી હતી, તે વખતે તે બહુ રાજી થઇ હતી. 'રામનાથના મોઢામાંનો કોળિયો બીજા કોઇને ખાવા આપીને તેની પાસેથી દશ વીશ રૂપિયા ઇનામ મેળવીશ,' એવા વિચારથી તે સુશીલાને સાહાય્ય કરવા માટે તરત તૈયાર થઇ ગઇ હતી. શ્યામાના હાથમાં બાપકમાણીવાળા અને ગદ્ધાપચ્ચીસીમાં વિચરનારા કેટલાક યુવકો હતા. એમાંના જ કોઇ એક યુવકના હાથમાં તે સુશીલાનું સતીત્વધન સોંપવાનો વિચાર કરી રહી હતી.

* * * *

ઘરમાંથી નીકળ્યા પછી શ્યામા એક મોટા રસ્તાપર થઇને ઉતાવળે પગલે જઇ રહી હતી. થોડેક દૂર સુધી ગયા પછી તે એક જાગીરદારની કોઠી જેવા લાગતા મકાન. આગળ જઇને ઊભી રહી ગઇ હતી. તે કોઠીનો બધાવનાર, ધન તથા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર મૂળ પુરુષ પરલોકવાસી થયો હતો. તેનો પુત્ર ખરાબ સોબતમાં પડીને છુટે હાથે ધન ઊડાવી રહ્યો હતો. જે સમયની અમો આ વાત લખી રહ્યા છીએ તે સમયે કાશીમાં એ જાગીરદારના કુળદીપક 'શ્રીમાન્ બાબૂ'ના નામથી ઓળખાતા હતા. અનેક ખુશામતીઆ લોકો તે બાબુને ઘેરી બેસતા હતા; તેઓ રાત દિવસ તેને અનેક જાતનાં કુકર્મો કરવા તરફ ઉત્સાહિત કરતા હતા. શ્યામા જેવી સ્ત્રીઓ સાથે પણ તે બાબુ સારો પરિચય ધરાવતા હતા.

શ્યામા ઘણી વાર એ કોઠીમાં જતી આવતી હતી. દરવાનો પણ તેને બાબુની મંત્રિણી સમજીને દરવાજાપર અટકાવ્યા વગર ગમે તે વખતે અંદર જવા દેતા હતા. તે કોઠીમાં પ્રવેશ કરીને સીધી

ઉપરના ભાગમાંના દિવાનખાનામાં પહોંચી ગઈ. શ્રીમાન્ સકલ ગુણ નિધાન બાબુ તે બેઠકમાં બિરાજેલા હતા. શ્યામાને જોતાં જ તેમણે પોતાનો હર્ષ પ્રકટ કરી તેનો સત્કાર કર્યો.

શ્રીમાન્ બાબુ તથા શ્યામા વચ્ચે જે વાતચીત થઇ હતી તેનો ઉલ્લેખ કરી અમો અમારી લેખિનીને અપવિત્ર બનાવવા માગતા નથી. સારાંશ એ જ કે શ્યામાએ તેજ રાત્રે સુશીલાને બાબુના હાથમાં સોંપવાનું વચન આપ્યું હતું. તેના બદલામાં તેને વીસ રૂપિયા રોકડા અને ભવિષ્યમાં બીજું વળી ઇનામ આપવાની આશા આપવામાં આવી હતી.

એ કામ પતાવ્યા પછી શ્યામા પોતાની ઓળખીતી ઘરવાળી પાસે ગઈ હતી. આની પહેલાં પણ તેણે ઘણી વાર તે મકાન પેલી બાઇ પાસેથી ભાડે રાખેલું હતું તેથી નક્કી કરતાં બહુ વખત લાગ્યો નહિ. ભાડાનું નક્કી કરી લીધા પછી તે મકાનની ચાવી લઇને ચાલતી થઇ ગઇ. ત્યાંથી પોતાના રહેવાના ઘરે જઇને શ્યામાએ પહેલાં પોતાની ક્ષુધા નિવૃત્તિ કરવાનો વિચાર કર્યો. પરંતુ હાથે રાંધવાની કડાકૂટમાં ન પડતાં તેણે બજારમાંથી જ કાંઇક લઇને પેટ ભરી લીધું. આજે કાંઇક અધિક અર્થ પ્રાપ્તિ થવાની આશા હોવાથી તે થોડીવાર નિશ્ચિન્તતાથી સુઇ પણ ગઇ. પછી તે પોતાના શિકારની શોધમાં નીકળી પડી.

કાશીમાં આવી જાતની ઘટનાઓ કાંઇ નવી નથી અને તેથી આશ્ચર્યકારક પણ નથી. વર્ત્તમાન વારાણસીની જેમણે એક વાર પણ મુલાકાત લીધી હશે, તેમણે આથી પણ વિશેષ ભયંકર તથા આશ્ચર્યકારક ઘટનાઓ જોઇ કિંવા સાંભળી હશે. શ્રી કાશીવિશ્વેશની

એ પુરાણ પ્રસિદ્ધ પુણ્ય નગરીનું એવું કલંકિત શબ્દચિત્ર આપવામાં કયો ભારતીય લેખક રાજી હશે ? પરંતુ અત્યારે તેની એવી જ ન ઈચ્છવા યોગ્ય સ્થિતિ થયેલી આપણે નજરે જોઈ રહ્યા હોવાથી તેનું વર્ણન કર્યા વગર ચાલે તેમ નથી; કારણકે, જ્યાંસુધી એ સત્ય કિન્તુ અપ્રિય કથા આર્યજનો સમક્ષ ખોલીને કહેવામાં નહિ આવે, ત્યાંસુધી ધર્મપ્રાણ આર્યોનું ધ્યાન તેની સ્થિતિ સુધારવા તરફ કદાપિ જવાનું નથી.

શ્યામા શ્રીમાન્ બાબુની આજ્ઞાનુસાર ખાવાપીવાની સ્વદેશી તેમ જ વિદેશી ચીજો લઇને જે મકાનમા સુશીલાને રાખી હતી, તે મકાન પર જવા સારૂ રવાના થઇ ગંઈ.

* * * *

ત્યાં સુશીલાની શી સ્થિતિ થઇ હતી, તેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. નીચેનો દરવાજો ખુલ્લો હોવાથી અને એ ઘરમાં સુશીલા એકલી હોવાથી તેના મનમાં પંદરેક મિનિટ વીત્યા પછી ભય થવા લાગ્યો હતો. તે ઉપરના ભાગમાં બેસી ન રહેતાં ધીરે ધીરે નિસરણી પરથી નીચે ઊતરી મુખ્ય દરવાજો ઉઘાડવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે સફળ થઇ નહિ; કારણ કે,જેને નાસ્તો લઇ આવવાને બહાને આટલાં બધાં કામો કરવાનાં હતાં તે શ્યામા દરવાજો ખુલ્લો મૂકી જાય, એ કેવી રીતે બની શકે તેમ હતું વારૂ ? બહાર તાળું વાસેલું જોઇને અને શ્યામાના આવવામાં મોડું થયેલું જાણીને સુશીલાના મનમાં અનેક પ્રકારની કુશંકાઓ ઊઠવા માંડી. તેના પ્રશાન્ત હૃદયસાગરમાં પુનઃ કુતર્ક લહરીઓ ઉછળવા લાગી. જેમ જેમ વખત વીતતો જતો હતો તેમ તેમ તેના સંદેહ તથા

ભયમાં વધારો થતો જતો હતો ! કિન્તુ તે નિરુપાય હતી. એક વાર તેણે બૂમ પાડવાનો વિચાર કર્યો, પણ બીજી જ ક્ષણે તે વિચાર તેણે પડતો મૂકયો. વખતે શ્યામા ખરેખરી પોતાની શુભેચ્છિકા હોય, વખતે તેનેઅનિવાર્ય કારણસર મોડું થયુ હોય, તો બૂમ પાડવાથી અકલ્યાણ થવાનો સભવ હતો. લોકોને જાણ થવાથી મહોલ્લામાં હોહા થઇ જાય અને તેથી શ્યામા ધર્મસંકટમાં આવી જાય તો પોતે પુનઃ આશ્રયહીના થઇ જાય, એવા વિચારો સુશીલાના મનમાં આવતા હતા. સર્વ સાધક તેમજ બાધક દષ્ટિબિન્દુઓથી વિચાર કરી જોયા પછી સુશીલાને મૌન ધારી લેવામાં અને ભાગ્ય જે જે રંગ દેખાડે તે શાંતિ તથા ધીરજથી જોવામાંજ મંગલ દેખાયું હતું.

એટલામાં દરવાજાનું તાળું ઉઘડવાનો અવાજ સુશીલાએ સાંભળ્યો. તે તરતજ ધીમે પગલે ઉપર જતી રહી. શ્યામાએ પોતાના બન્ને હાથમાંની ચીજો દરવાજા પાસે રાખીને તાળું તથા બારણું ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. ફક્ત થોડીક ખાવાની ચીજો હાથમાં લઇ બાકીની નીચેજ રાખીને શ્યામા પણ ઉપર ગઇ. સુશીલા તેના આવવા પહેલાં નીચે આવી હતી અને તાળું વાસેલું જોઇ ગઇ હતી, એ વાત શ્યામા જાણી શકી નહિ.

"તને આટલી બધી વાર કેમ લાગી શ્યામા ?" સુશીલાએ શ્યામાને નિસરણી પરથી ઉપર આવતાંજ પૂછ્યું.

"અરે શું કહું સુશીલા બહેન ? હું તો એક એવાજ ફંદામાં ફસાઇ પડી ગઇ હતી. અહીંથી નાસ્તો લાવવા સારૂ જે રૂપિયો લઇ ગઇ હતી તે ખોટો નીકળ્યો. બંધાવેલું પડીકું પાછું મૂકાવ્યું અને સીધી મારે ઘેર ગઇ. ત્યાંથી બીજો રૂપિયો લઇને ગઇ ત્યારે આ નાસ્તો

મળ્યો. અહીં આવત પણ તમારી પાસે તો પૈસા નહોતા. મનમાં તો ઘણુંય એમ થતું હતું કે સુશીલાબહેન એકલાં બેઠાં બેઠાં કોણ જાણે શાએ વિચારો કરતા હશે અને મને ખરાબ કહેતાં હશે ! પણ શું કરૂં ? મારા જેવી ગરીબડીને ખોટો રૂપિયો આપી ઠગનારા પણ દુનિયામાં પડયા છે ખરા, એ વિચાર કરતી કરતી હું થાકી પાકીને અહીં આવી છું. તમને બીક તો લાગી નહોતી ને ? એટલા માટે તો હું બારણે તાળું વાસીને ગઈ હતી. કાશી બહુ ખરાબ શહેર છે, એ તો મેં તમને ઘણીવાર કહ્યું છે. દરવાજો ઉઘાડો જોઇને ગમે તે કોઇ અંદર ઘસી આવત તો તમે બૂમો પાડી પાડીને મરી જાત અને શું થાત તે તો કોણ જાણે!" શ્યામાએ ધડમૂળથી જ ખોટી વાતો કહી.

"અહા શ્યામા ! તુ મારા માટે કેટલું બધું કષ્ટ ઊઠાવે છે ? આગલા જન્મમાં તું જરૂર મારી કાંઇક સગી હોવી જોઇએ, નહિ તો મારા માટે આટલા બધી તકલીફો શામાટે વેઠત ?" સુશીલાએ શ્યામાની વાત સાચી માનીને આલિંગણ ભાવે એ શબ્દો ઉચ્ચાર્યા.

"ઉપકાર અને આભારની કાંઇ પણ જરૂર નથી. રાત બહુ થવા આવી છે તેથી કાંઇક પેટને ભાડું આપીદો. હું પણ થોડુંક ખાઇ લઉં છું." શ્યામાએ નાસ્તો કરવાની ભલામણ કરી.

"ના શ્યામા, હું અત્યારે હવે કાંઇપણ ખાઇશ નહિ. થોડુંક ગંગાજળ પી લઇશ અને સંતોષ માનીશ. કાલે શ્રી વિશ્વેશ જે આપશે તે ખાઈશ." સુશીલાએ કહ્યું,

"ના, સુશીલા બહેન, એમ નહિ થાય. હું આટલી મહેનત કરીને ખાવાનું લઇ આવી છું અને તમે જુઓને—"

એટલામાં નીચેનો દરવાજો કોઇએ ખટખટાવ્યો.

"આટલી મોડી રાત્રે બારણું કોણે ખટખટાવ્યું હશે? જાઉં નીચે જઇને તપાસ કરી આવું." શ્યામાએ કહ્યું.

"ના શ્યામા, તું જઇશ નહિ. મને બીક લાગે છે. પેલો દુષ્ટ બ્રાહ્મણ જ આવેલો હશે. થાકીને પોતાની મેળે જતો રહેશે." સુશીલાએ ડરીને શ્યામાને નીચે જવાની ના પાડી.

"તમે તો કાશીની વાતો જાણતા નથી. પોલીસવાળો આવ્યો હશે. આ ઘર બંધ રહેતું હતું. આજે ઘણા દિવસે ઉઘડેલું જોઇને પહેરાવાળો ખબર કાઢવા માટે આવ્યો હશે. જે યાત્રાળુઓ કાશીપુરીમાં આવે છે તેમનાં નામઠામ અહીંની પોલિસ લખી લે છે." શ્યામાએ સુશીલા પાસેહા પડાવવાની બીજીજ યુક્તિ શોધી કાઢી.

"ત્યારે હવે શું થશે શ્યામા?" સુશીલાએ ભયભીત થઇને આમતેમ જોતાં પૂછ્યું.

"થવાનું શું હતું ભલા? હું તમારૂં નામ તથા ઠેકાણું લખાવી દઇશ." શ્યામાએ તરત જવાબ દીધો.

"કેવી રીતે લખાવીશ?" સુશીલાએ બીજો સવાલ પૂછયો.

"હું કહીશ કે કલકત્તેથી મારી ભાણેજ આવી છે. તાલતલામાં અગિઆર નંબરના ઘરમાં તે રહે છે. તમે જરા પણ ગભરાશો નહિ, અને કોઇ પણ આવે તેની સાથે બોલશો નહિ. હું જે હશે તેને જવાબ દઇશ." એમ કહીને શ્યામા દીવો લઇ નીચે ઉતરી ગઈ.

સુશીલા અંધારામાં બેઠી બેઠી થરથર કંપવા લાગી.

દરવાજો કોણે ખટખટાવ્યો હતો તે શ્યામા સમજી ગઇ હતી. પ્રવીણ પાઠકો તેમજ પાઠિકાઓ પણ સમજી જ ગયાં હશે. શ્યામા-

એ નીચે જઈને બારણુ ઉઘાડયું. એક દિલ્લીના અમીરી પોશાક-માં સજ્જ થયેલો વિલાસી જન તથા તેનો હજૂરીઓ ઘરમાં દાખલ થયા એટલે શ્યામાએ બારણું પાછું બંધ કરી લીધું.

"કેમ, બધુ તૈયાર છે?" આવનાર ગૃહસ્થે શ્યામા તરફ એક વિશિષ્ટ અર્થસૂચક કિન્તુ ચચલ દૃષ્ટિપાત કરીને પૂછ્યુ.

"શ્યામાની વાતમાં ફેર પડે ભલા? બધુ તૈયાર છે; માત્ર આપના ઉપર પધારવાની જ વાર છે." શ્યામાએ હસતાં હસતાં કહ્યું.

"શાબાશ શ્યામા, શાબાશ! વારુ, આને સાથે લઈએ કે નીચે જ બેસાડીએ?" અમીરે પોતાના હજૂરીઆના વિષયમાં પૂછ્યું.

"હાલ તો અહીંજ બેસે તો હરકત નથી. કામ પડશે તો બોલાવી લઇશું. કદાચ ત્રણ ચાર જણને જોતાં જ શર્મને લીધે તે આપણી વાત નામંજૂર કરી દે તો" શ્યામાએ જવાબ દીધો.

અમીરે વીજળીની ત્વરાથો પોતાના ખીસામાંથી કાઢીને કાંઇક પેલા માણસને આપ્યું અને માણસે તેની પાસેથી લઇને પોતાના ખીસામાં મૂકયુ. પછી તેના કાનમાં કાંઇક કહીને તે શ્યામાની પાછળ પાછળ નિસરણીપર ચઢી ઉપર ગયો. ત્યાં ગયા પછી તેણે તથા શ્યામાએ સદાચારિણી સુશીલાને તેના ધર્મમાર્ગમાંથી હઠવાનો અનેક રીતે ઉપદેશ આપ્યો. શામ તથા દામ એ બે સાધનોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો; પણ સુશીલા એકની બે થઇ નહિ. પચ્ચીસ રૂપિયાથી લઇને પાંચસો રૂપિયા સુધીની લાલચ પેલા વિષયલંપટ અમીરે તેને દેખાડી; માત્ર એટલુંજ નહિ, પણ પાંચસો રૂપિયાની નોટો તેનાં ચરણોમાં રાખી દીધી છતાં કાર્યસિદ્ધિ થઇ નહિ. સુશીલાએ અમીરની વિષયવાસનાપૂર્ણ વાણી તથા ધર્મનાશક ધન તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ!

પાંચસો રૂપિયાની પગમાં પડેલી નોટો તરફ પણ જ્યારે સુ-શીલાએ નજર કરી નહિ, ત્યારે શ્યામાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ! 'એક જ રાત્રિના—અને તે પણ ફક્ત હસીને વાતચીત કરવાના પાંચસો રૂપિયા!' એ વિચાર જ શ્યામાને ગાંડી બનાવી મૂકતો હતો. તે પોતાના મનમાં વિચાર કરતી હતી કે: "શું એક વખતના પાચસો રૂપિયાના કરતાં પણ સુશીલા પોતાનું રૂપ વધારે સમજે છે? શું આપ્યું હોય તો તે રાજી થાય એમ છે? મેં તો આટલી જીંદગી આવાં કામોમાં જ કાઢી છે, પણ આવી હઠીલી અને લોભી સ્ત્રી કયાંય દીઠી નથી! એ લોભને લીધે જ ના પાડે છે, એમ શા પરથી સમજવું ભલા? વખતે કેટલીક સ્ત્રીઓની પેઠે સીતા અને સાવિત્રીઓની માફક સતીપણાનું પૂછડું પકડીને બેઠી હશે તો કોને ખબર છે? ચાલ, એ વિશે પણ ખાત્રી કરી લઉં."

"શ્યામા! એમની શી ઇચ્છા છે? શું આટલી રકમ પણ ઓછી પડે છે?" અમીરે શ્યામાને સંબોધીને કહ્યું.

"મને પણ એમ જ લાગે છે. બે ગીની વળી ધરી દો એટલે એ પણ રાજી થાય! જૂઓને બાબૂ, આ તો દિલની ખુશીનો સોદો છે. તમારૂં દિલ ખુશ થઇ જાય તો તમે તમારી બધી મિલ્કત એમને લૂટાવી દો અને એનું દિલ રાજી થાય તો એ પોતાનું હુસ્ન (રૂપ) તથા જોબન તમારાં ચરણોમાં ધરી દે!" શ્યામાએ પોતાના કુટ્ટિની તરીકેના કર્ત્તવ્યનું પાલન કરી બતાવ્યું.

સુશીલાનું સતીત્વધન લૂટવા આવેલા અમીરને પૂર્વપરિચિત શ્રીમાન્ બાબૂ તરીકે વાચકોએ ઓળખી લીધો હશે. તેણે શ્યામાના કહેવા પ્રમાણે બીજી બે ગીનીઓ ખીસામાંથી કાઢીને નોટોની થોકડી પર રાખી દીધી; માત્ર એટલું જ નહિ, પણ પોતાના ગળામાંનો

મોતીનો કીમતી હાર ઊતારીને સુશીલાના પગથી થોડેક છેટે રાખી દીધો. ત્યાર પછી તે તથા શ્યામા સુશીલાના જવાબની વાટ જોતાં તેના મોઢા સામે જોવા લાગ્યાં. શ્યામાને હવે મનોરથસિદ્ધિના વિષયમાં લેશ માત્ર પણ શંકા રહી નહિ, કારણ કે, શ્રીમાન્ બાબૂએ જે હાર સુશીલાને ભેટ આપવા સારૂ ગળામાંથી કાઢીને રૂપિયાની સાથે ભૂમિ પર મૂક્યો હતો, તેની કીમત ત્રણ હજાર હોવાનું શ્યામા જાણતી હતી !

" વિષયવિષ્ટામાં સબડતા કીડાઓ ! દૂર હઠી જાઓ અહીંથી. કુટ્ટિની શ્યામા ! ખરેખર તારૂં નામ શ્યામા છે તેમ તારૂં હૃદય પણ શ્યામ જ છે, એ હવે મને બરાબર સમજાયું છે. પણ આ ઠેકાણે તમારો મત એકલો વારી લીધો હોય, તો તેમાં તમારી ભૂલ થયેલી છે. તેમજ દ્રવ્યલોભથી લોભાઈને હું મારા સતીત્વધનનો મારા હાથથી જ વિક્રય કરીશ, એવી ધારણા ધારી બેઠાં હો તો તેમાં નિરાશા સિવાય બીજું કાંઈ પણ મળવાનું નથી. જો તમો બન્ને તમારૂં કલ્યાણ ઇચ્છતાં હો તો તમારી ચીજો અહીંથી ઊઠાવી લઇ રસ્તે પડો અથવા મને આ પાપસ્થાનમાંથી જવા દો " સુશીલાએ અધીકારદર્શક તથા કોપપૂર્ણ સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા.

" સુશીલા દેવિ ! આટલી મોટી રકમ પણ જો તમોને ઓછી લાગતી હોય, તો હું કહેવા ઇચ્છું છું કે માત્ર આ પૈસા આપીને જ હું કૃતકૃત્ય થવા માગતો નથી. તમોને મારાં હૃદયરાણી બનાવી મારા અંતઃપુરમાં લઈ જવાને હું કેટલો આતુર છું, એ તમો શ્યામાને પૂછી જોશો તો ખબર પડશે. મારા જનાનખાનામાં એક એકથી ચઢિયાતી રૂપરાશિ રમણીઓ છે છતાં મારે તમોને જણાવવું જોઇએ કે તમારા સૌન્દર્યની સમાનતા તો તેઓમાંની એક પણ કરી શકે

તેમ નથી. શ્યામાએ મને કહ્યું હતું અને તે પરથી મેં કલ્પના કરી હતી, તેના કરતાં પણ તમારૂં રૂપ વધારે છે. ખરેખર, વિધાતાએ તમોને નવરાશના વખતમાં જ ઘડેલાં હોય એમ લાગે છે!" શ્રીમાન્ બાબૂએ સુશીલાના સૌન્દર્યની પ્રશંસા કરીને કહ્યું.

"એમાં ખોટું શું છે? જેમ શ્રીમાન્ બાબૂએ તમારા ચરણોમાં મૂકેલી ચીજોની ગણત્રી ધનમાં થાય છે, તેમ રૂપ એ પણ સ્ત્રીની પાસેનું એક ધન ગણાય છે; કારણ કે, મારા જેવી રૂપ વગરની સ્ત્રીઓ ઘણુંખરૂં નિર્ધન જોવામાં આવે છે. ઘડી પહેલાં તમે કહેતાં હતાં કે 'મારી પાસે સમ ખાવાને પણ પૈસો નથી, પણ અત્યારે તમે રૂપિયા ત્રણહજાર પાંચસો અને ત્રીસનાં માલિક બની બેઠાં છો; માત્ર એટલુંજ નહિ, પણ થોડીક વળી ઉદારતા દેખાડો તો બાબૂની બધી મિલ્કતનાં એકલાં માલિક થઇ જાઓ તેમ છો! માટે જો મારા જેવી ગાંડીની સલાહ લેતાં હો તો ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીનો અનાદર કરી દરિદ્રતાના દરિયામાં ડૂબકીઓ મારતા રહેવું, એ કોઇ રીતે ડહાપણભરેલું નથી. પછી તો જેવી તમારી મરજી." શ્યામાએ શ્રીમાન્ બાબુની વાતને ટેકો આપીને સુશીલાને દ્રવ્યના લોભથી ચળાવવાનો પ્રયત્ન કર્યો.

"ખબરદાર શ્યામા! જો એક અક્ષર પણ બોલી છે તો તારી જીભ તાળવેથી ખેંચી લઇશ. દુષ્ટા! તું હજી મને જાણતી નહિ હોય. તને અને તારા બાબૂને બેયને હમણાં જ અહીં રંગી નાખતાં જરાય વખત નહિ લગાડું. જો તમો બન્નેને પ્રભુએ બુદ્ધિ આપી હોય અને તમો માણસ હો, તો આટલેથી જ સમજી જજો." સુશીલાએ ચંડિકાનું રૂપ ધારણ કરીને ક્રોધપૂર્ણ સ્વરથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

સુશીલાનાં એ અપમાનકારક વચનો સાંભળીને શ્રીમાન્ બાબુ તો થોડીક વાર વિચારમાં જ પડી ગયા. પરંતુ શ્યામાને એટલું બધું ખોટું લાગ્યુ કે તે શાંત બેસી શકી નહિ. તેણે એકદમ બૂમ પાડીને નીચેના ભાગમાં ઊભેલા બાબૂના ડંડેબાજને ઉપર બોલાવ્યો અને સુશીલાના હાથ પગ બાંધી દે એમ કહ્યું. સુશીલા હવે ખરેખરા સંકટમાં આવી પડી. એક વાર તેણે બારીમાંથી નીચે પડી આત્મહત્યા કરવાનો વિચાર કર્યો, એક વાર બાબૂને ઠાર કરવાનો ઉપાય શોધવા લાગી. નીચેથી આવેલા માણસને જોતાં જ તેની ધારણાઓ ધૂળમાં મળી ગઇ. તેની વિચારશક્તિ બહેર મારી ગઇ! શું કરવુ અને શું ન કરવું એનો તે કાંઇ પણ નિર્ણય કરી શકી નહિ. શ્યામા તથા બાબૂનો માણસ તો સુશીલાના હાથ પગ બાંધવા સારૂ દોરડું શોધવા લાગ્યાં. શું ત્યારે સુશીલાના સતીત્વવ્રતનો ભંગ થઇ જશે ? સુશીલાપર આવેલા આ નવા સંકટમાંથી તેને ઉગારનાર કોઇ પણ નહિ મળે કે શુ ?

---

## ૨૫

### પાપનો પ્રકાશ કિવા સંકટમાં સહાયતા.

"અરે મને કોઇ બચાવો ! આ દુષ્ટોના પંજામાંથી મને ગમે તેમ કરી કોઇ છોડાવો ! ઓ ગંગા માતા ! ઓ કાશીવિશ્વનાથ ! આ અભાગિની પુત્રી પર દયા કરો. ક્ષણભંગુર સંસારની ક્ષણિક સંસારતૃષ્ણાના બદલામાં મને કેટલાં સંકટો સહન કરવાં પડયાં છે !" જે વખતે શ્યામા તથા બાબુનો માણસ દોરડું શોધવાના કામમાં રોકાયલાં હતાં તે વખતે સુશીલા ઉપર મુજબ

વાક્યો ઉચ્ચ સ્વરથી બોલી રહી હતી અને તેની આંખોમાંથી અશ્રુની ધાર થઈ રહી હતી.

એ વખતે રાત્રિના દશ વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. પોલિસ ખાતાના ઉપરી ફોજદાર રામપ્રતાપ ચૌબે એક કૉન્સ્ટેબલને સાથે લઇને રસ્તાપરથી જઇ રહ્યા હતા. ઘણું ખરૂં પોલિસખાતામાં નોકરી કરનાર વ્યક્તિઓની દુનિયામાં નિન્દા થતી જોવામાં આવે છે. કેમ જાણે બીજાં ખાતાંઓમાં તો ભોજ અને હરિશ્ચન્દ્રની માફકજ કામ કરવાનું હોય! પરંતુ અમો એ વિચારના નથી. પોલિસ ખાતામાં પણ સારા માણસો હોઇ શકે છે અને હોય છે, એમ અમો માનીએ છીએ. રામપ્રતાપ ચૌબે એક ઉચ્ચ કુલના બ્રાહ્મણ હોવા ઉપરાંત ભણેલા ગણેલા, સદાચારી અને પરોપકારપરાયણ ફોજદાર હતા. કાશીના લોકો એમને ઘણાં વર્ષોથી જાણતા હતા.

કોઇ બીજો ફોજદાર ચૌબેજીને એ ગલીમાં લઇ આવ્યો હતો. આ વખતે એ આવી નાની ગલીઓમાં ફરતા નથી; ઘણુંખરૂં મોટા રસ્તાઓપર થઇનેજ જાય છે. આજે કાકતાલીય ન્યાયથી જ એમનું એ ગલીમાં આવવું થયું હતું. પરંતુ લોકોમાં એક કહેવત છે કે 'પરમેશ્વર જે કરે છે તે સારા માટેજ કરે છે,' તે અત્યારે સાચી સિદ્ધ થયેલી જણાતી હતી. જે સંકટસહાયક મધુસુદને દેવી દ્રૌપદીની ભર સભામાં લજ્જા રાખી હતી, તેજ ભગવાને આજ ચૌબેજીને એ ગલીમાં મોકલ્યા હતા. જે વખતે સુશીલાના મુખમાંથી ઉપરોક્ત શબ્દો નીકળી રહ્યા હતા તેજ વખતે એ ભલા ફોજદાર તે મકાનની પાસે થઇને પસાર થઈ રહ્યા હતા. વિલક્ષણ રહસ્યને સૂચવનારા શબ્દો સાંભળીને તે તરતજ ત્યાં થોભી ગયા અને કાન દઇને સાંભળવા લાગ્યા. થોડીવાર પછી વળી તેમના સાંભળવામાં આવ્યું કે "હે વિશ્વનાથ, મારૂં રક્ષણ કરો–મને બચાવો!"

"કૌન હૈ, દરવાજા ખોલો." રામપ્રતાપ ચોબેએ સુશીલાની પ્રાર્થના સાંભળીને ઘરના દરવાજા પાસે ગયા પછી એ શબ્દો ઉચ્ચાર્યા અને ત્રણ ચાર વાર બારણું જોરથી ખટખટાવ્યું.

અકસ્માત્ વજ્રપાત થવાથી જેમ મનમાં ભયનો સચાર થાય છે તેમ ચોબેજીના એ શબ્દો સાંભળીને શ્રીમાન્ બાબુ તેમના સહાયક તથા શ્યામાની સ્થિતિ થઈ. શું કરવું અને શું ન કરવું એ તેમને સૂઝતું નહોતું. બે ચાર મિનિટ પહેલાં સુશીલાની જે સ્થિતિ હતી તે અત્યારે એ ત્રિપુટીની થઇ હતી. બાબુ સુશીલાની સાડીનો છેડો પોતાના હાથમા લઇને ખેચવાનો વિચાર કરી રહ્યા હતા. તેમનાં બે મિત્રો સુશીલાને બાંધવાની તૈયારીમાં હતા. બાબુએ પકડેલો પાલવ મૂકી દીધો. શ્યામાએ સુશીલાનો હાથ છોડી મૂક્યો અને બાબુના સાથીએ હાથમાંનુ દોરડું દૂર ફેંકી દીધુ. સુશીલાએ રાક્ષસોની દૃષ્ટિથી દૂર થઇને ઓરડીની સામેની અગાશીમાં દોડી ગઇ.

"જલ્દી દરવાજા ખોલો!" વળી નીચેથી અવાજ આવ્યો. પણ અંદરથી કોઇએ જવાબ દીધો નહિ. એટલે ફોજદારે પોતાની સાથેના કોન્સ્ટેબલને દરવાજો તોડવાનો હુકમ કર્યો. જૂના ઘરનો જૂનો દરવાજો તૂટતાં કેટલી વાર લાગે ભલા? કૉન્સ્ટેબલની બે ત્રણ લાતો લાગતા તો તેના ટૂકડે ટૂકડા થઇ ગયા. ફોજદારે તથા કૉન્સ્ટેબલે ત્યાર પછી ઘરમા પ્રવેશ કર્યો. અંદર ઘોર અંધારૂં હતું. અંદર કોણ છે, ઉપર કયા થઇને જવાય છે, અને અંદરનો દરવાજો કઇ તરફ છે એની કાંઇ પણ ખબર પડતી નહોતી.

"કોણ છે? જલ્દી દીવો દેખાડો." ફોજદારે વળી બુમ પાડી. આ વખતે પણ કોઇએ જવાબ દીધો નહિ. સુશીલાએ એ શબ્દો સાંભળ્યા હતા, પણ એ વખતે તેનામાં બોલવાની હિંમત રહી

નહોતી. થોડીવાર પછી જ્યારે કોઇએ જવાબ પણ ન દીધો અને દીવો પણ ન દેખાડયો, ત્યારે ચૌબેજીએ પોતાના ખીસામાંથી દીવા-સળીની પેટી કાઢીને કૉન્સ્ટેબલને આપી. કૉન્સ્ટેબલે બે ત્રણ દીવાસળીઓ એક સાથે વર્ષાને અજવાળું કર્યું એટલે ઉપર જવાનો દાદર દેખાયો. ફોજદાર ચૌબેજીએ પોતાના ખીસામાંથી એક ગોળાથી ભરેલો તમંચો -રિવૉલ્વર બહાર કાઢી લીધો.

"તમે આ દરવાજા પાસે જ ઊભા રહેજો. હું ઉપર જાઉં છું. જો કોઇ બહાર નીકળવાની કોશિશ કરે, તો તમે પકડી રાખજો. હું ગોળી ચલાવીશ." આ પ્રમાણે કૉન્સ્ટેબલને કહીને ફોજદાર નિસ-રણીપર ચઢયો. ઉપર જતાં જતાં તેણે ઉપરવાળાઓને સંબોધીને અધિકારદર્શક વાણીથી કહ્યું કે: "ખબરદાર ! કોઇ નીચે ઊતરવાને પ્રયત્ન ન કરે, નહિ તો વ્યર્થ જીવ ખોવો પડશે."

આ પ્રમાણે ઉપરના લોકોને ભય બતાવીને ફોજદાર રામપ્રતાપ મેડાપર પહોંચ્યો. તેણે ચઢતાં ચઢતાં જ જોઇ લીધું કે ઉપર દીવો બળતો હતો. પણ જ્યારે તે ત્યાં ગયો ત્યારે કોઇએ દીવો ઓલવી નાખ્યો. જો કે તે ધીરે ધીરે અંદરના માણસો પાસે જઇ શકે તેમ હતું, છતાં તેની હિંમત થઇ નહિ. "વખતે કોઇની પાસે રિવૉલ્વર હોય અને આત્મરક્ષણના કારણથી પણ કોઇ ગોળી ચલાવી દે, તો 'લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ' જેવી મારી હાલત થાય." એવો વિચાર કરીને તે આગળ વધ્યો નહિ.

"રામાવતાર, ઉપર આવો." રામપ્રતાપે કૉન્સ્ટેબલને સંબોધીને કહ્યું.

પોતાના ઉપરીની આજ્ઞા થતાંજ કૉન્સ્ટેબલ રામાવતાર મેડાપર ગયો. તેને જોતાંજ ફોજદારે દીવાસળી સળગાવવાનું કહ્યું. રામાવતારે

દીવાસળી ઘસીને અજવાળું કરીને અગાસી તરફ જોયું તો સુશીલા થરથર ધ્રુજતી ઊભેલી હતી. સુશીલાને જોતાંજ ફોજદાર રામપ્રતાપ અગાસી તરફ ગયો. "બાબૂ, મારૂં રક્ષણ કરો!" એમ કહીને સુશીલા રામપ્રતાપનાં ચરણોમા પડી ગઇ.

"તમે જરાપણ ભય રાખશો નહિ. જે થયું હોય તે કહી દો." રામપ્રતાપે આશ્વાસન દાયક વચનો ઉચ્ચાર્યા.

"એ લોકો મારા ઉપર જુલ્મ ગુજારવા માગે છે." સુશીલાએ કંપતે સ્વરે જવાબ દીધો.

"એ લોકો કોણ છે? કયાં છે?" રામપ્રતાપે પૂછ્યુ.

"એ બધાં આ ઓરડામાં છે." સુશીલાએ આંગળી દેખાડીને કહ્યું.

"જલ્દી દીવો પ્રકટાવો! વખત લગાડશો તો હું ઓરડામાં ગોળી ચલાવીશ." રામપ્રતાપે તે ઓરડાના દરવાજા પાસે જઇને અંદરના લોકોને જુલાબ આપવાના હેતુથી કહ્યું.

રામપ્રતાપ ચૌબેના એ શબ્દો સાંભળતાંજ શ્યામા ભયને લીધે રડી પડી. તે એકદમ અંદરથી બહાર આવી અને રામપ્રતાપને પગે પડીને કહેવા લાગી કેઃ "ફોજદાર સાહેબના સમ અમોએ કાંઇ પણ ગુનોહ કર્યો નથી."

"ચુપ રહો! જલ્દી દીવો સળગાવો." રામપ્રતાપ ચૌબેએ શ્યામાના હાથમાંથી પોતાના પગ છોડાવીને કહ્યું.

"હું દીવો કરૂં છું, મારા મહેરબાન!" શ્યામાએ ઊઠીને અંદર જતાં જતાં કહ્યું.

શ્યામાએ અંદર જઇને દીવો સળગાવ્યો. ફોજદારે ઓરડામાં જઇને જોયું તો બે પુરુષો દીવાલ તરફ મોઢુ ફેરવીને એક ખૂણામાં ઊભેલા હતા. બન્નેનાં શરીર પગથી માંડીને માથા સુધી થરથર ધ્રુજતાં હતાં!

"ખૂણામાં ઊભા રહેલા તમે કોણ છો? જલ્દી મોઢું આમ ફેરવો, નહિ તો હમણાં ગોળી છોડીશ." રામપ્રતાપે કહ્યું.

બન્ને વ્યક્તિઓએ મોઢું ફેરવાને ફોજદાર તરફ જોયુ અને તરત જ નીચું માથું કરી લીધું. તેમના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ.

"વાહ અર્જુનલાલ બાબૂ! તમે આવાં કર્મ કરવામાં પોતાની મોટાઇ માનો છો? પેલા આપના મદદગાર લાગે છે." રામપ્રતાપે શ્રીમાન્ બાબૂ અર્જુનલાલને ઓળખીને એ શબ્દો ઉચ્ચાર્યા. થોડી વાર પછી શ્યામાને સંબોધીને કહ્યું કે: "અને તું કોણ છે? મેં તને કયાંક જોઇ છે. કયાં રહે છે તે સાચેસાચું કહી દે!"

"આ બાબૂ મને તો અહીં બોલાવી લાવ્યા છે. હું કાંઇ નથી જાણતી, મારા મહેરબાન." શ્યામાએ ધ્રુજતાં ધ્રુજતાં જવાબ દીધો.

"પણ તું રહે છે કયાં એ કહેને પહેલાં!" ફોજદારે કહ્યું.

"હું રામનાથ પાંડેયને ત્યાં રસોઇ કરૂં છું અને ત્યાંજ રહું છું." શ્યામાએ જવાબ દીધો.

"આ બાબતમાં રામનાથ પણ શામિલ છે કે શું? બોલ, આ બંગાળી છોકરી કોણ છે?" ફોજદાર રામપ્રતાપે સુશીલા તરફ જોઇને પૂછયું.

"એતો હું જાણતી નથી. આ બાબૂજ એને અહીં લઇ આવ્યા છે. આ બાબત જો હું પહેલેથી જાણતી હોત, તો બાબૂની સાથે આવત પણ ખરી કે?" શ્યામાએ પોતાને બિલકુલ નિર્દોષ તથા સાધુ-ચરિત સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો.

"તારી બધી વાતો ખોટી છે. તેંજ આ બધું કર્યું હોય એમ લાગે છે. ખબરદાર, અહીંથી એક ડગલું પણ આગળ પાછળ થઇ

છે તો! હું એ છોકરીને બધું પૂછી જોઉં છું." એમ કહીને રામપ્રતાપ અગાસીમાં સુશીલા પાસે ચાલ્યો ગયો.

"તારે ડરવાની કાંઇ જરૂર નથી. હું પોલિસનો ફોજદાર છું. જે થયું હોય તે બધું સાચે સાચું કહી દે." રામપ્રતાપે સુશીલાને આશ્વાસન આપીને તેની પાસેથી વાત કઢાવવાનો પ્રયત્ન કર્યો.

સુશીલાએ ધીરેથી રડતાં રડતાં કાશીના સ્ટેશનપર ઊતર્યા પછી જે જે બનાવો બન્યા હતા, તે બધા સંક્ષેપમાં કહી સંભળાવ્યા. પોતાની સંકટકથા પૂરી કર્યા પછી તે આભાર દર્શક વાણીથી કહેવા લાગી કે: "આપ ન આવ્યા હોત તો મારી શી દશા થાત, એ શ્રી વિશ્વનાથ જ જાણે છે. મારા પાપોનો અંત જણાતો નથી, તેથીજ હું આવી ભયંકર આફતોમાં સપડાઇ જાઉં છું. આપ કૃપા કરીને મને આ નરપિશાચોના પંજામાંથી છોડાવો, એટલી જ મારી આપને હાથ જોડીને અર્જ છે."

સુશીલા આથી વધારે કાંઇ પણ કહી શકી નહિ. એક સારા ગૃહસ્થની પુત્રી એક અપરિચિત પુરુષ આગળ કાંઇ પણ વધારે કહી શકે, એ અસંભવિત હતું. પણ જે જમાવટ કરીને વાત કહેવી જોઇતી હતી તે જમાવટ કરતાં તેને આવડ્યું નહિ. અનુભવી રામપ્રતાપે તેની આટલી વાતપરથી પણ પરિસ્થિતિનું અનુમાન કરી લીધું. સુશીલા નિર્દોષ હોવાનું તેણે તરતજ ધારી લીધું

"જૂઓ અર્જુનલાલ બાબૂ, તમે શરીફ બદમાશ છો એ વાત હું સારી પેઠે જાણું છું; કિન્તુ તમે આટલા નીચ છો એ વાત હું નહોતો જાણતો. જો હું પોલિસકોર્ટમાં તમારાપર ફરિઆદી માંડી દઉં, તો તમે જન્મભરને માટે આન્ડામાનની હવા ખાવા સારૂ જરૂર ચાલ્યા જાઓ. પણ હું તેમ કરવા માગતો નથી. તમારાપર દયા

કરીને નહિ. પણ આ ભલા માણસની દિકરીને અદાલતમાં લઇ જવાની ઇચ્છા નહિ હોવાને લીધે. પરંતુ હું તમને ચેતવણી આપવા માગું છું કે હવે પછી આવાં કામોમાં ભાગ ન લેશો. હું તમારા ઉપર નજર તો રાખીશ જ. તમે શું શું કરો છો તેની ખબર રાખવા સારૂ આજથી હું એક જાસૂસ નીમી દઇશ. છતા જો કોઇવાર આવું કુકર્મ કરતા નજરે પડશો, તો પાંચ છ વર્ષની કાળાપાણીની સજા હું અવસ્ય કરાવી દઇશ. ખબરદાર! આવુ કોઈ દિવસ કર્યુ છે તો.” ફોજદાર રામપ્રતાપે શ્રીમાન્ બબૂને સંબોધીને એ વાક્યો ઉચ્ચાર્યાં.

“ આ બન્ને જણાને જવા દો.” રામપ્રતાપે કોન્સ્ટેબલ રામાવતારને ઉદ્દેશીને કહ્યું.

“ જેવી ઓફિસર સાહેબની આજ્ઞા. ” રામાવતારે કહ્યું.

“ તું ક્યાં જઇ રહી છે દુષ્ટા ? તને અમે સહેજમાં છોડી દેવાના નથી! ચાલ રામનાથને ઘેર. ત્યાં ગયા પછી તારી જેવી વ્યવસ્થા કરવી હશે, તેવી કરીશું. ” રામપ્રતાપે તે બાબુઓની પાછળ પાછળ શ્યામાને જતી અટકાવીને ધમકીના રૂપમાં કહ્યું.

“પુત્રી! તારે હવે જરા પણ ડરવાનું નથી. ચાલ, મારી સાથે આવ; આપણે રામનાથને ઘેર જઇએ.” રામપ્રતાપે સુશીલાને સંબોધીને કહ્યું.

“મને ત્યાં જતાં બીક લાગે છે!” સુશીલાએ ડરતાં ડરતાં કહ્યું.

“ બીક શેની છે દિકરી! હું પણ તારી સાથે છું ને! તું ડરીશ નહિ, આવ મારી સાથે.” રામપ્રતાપે પુનઃ આશ્વાસન આપ્યું.

“ રામાવતાર! તમે આ દુષ્ટાનો હાથ રૂમાલથી બાંધીને નીચે ઊતરો પછી અમે બન્ને ઊતરીએ. ” રામપ્રતાપે કોન્સ્ટેબલને કહ્યું.

પહેલાં કોન્સ્ટેબલ અને શ્યામા અને પછી સુશીલા તથા રામપ્રતાપ મેડાપરથી નીચે ઉતર્યાં.

"બેટી ! તું ચાલી શકશે કે ગાડી મંગાવીએ ? ચાલતા જઇશું તો મોડું બહુ થઇ જશે." રામપ્રતાપે સુશીલાને પૂછ્યું.

"હું ચાલી શકીશ." સુશીલાએ પોતાના શરીરમાંની બધી શક્તિ એકઠી કરીને જવાબ દીધો; કારણ કે, બે દિવસના ઉજાગરા અને ઉપવાસ થયા પછી આવી આફત આવી પડી હોવાથી તેનામાં ચાલવાની તો શું પણ ઊભા રહેવાની પણ શક્તિ રહી નહોતી. છતાં તેણે પોતાની અકિંચન સ્થિતિનો વિચાર કરીને પોતાનામાં ચાલવાની શક્તિ છે એમ જણાવ્યું હતું.

કેટલીય ગલીઓ વટાવ્યા પછી તેઓ રામનાથને ઘેર જઈ પહોંચ્યા. કોન્સ્ટેબલે રામનાથ પાંડેયના નામના પોકારો કરીને તથા બારણાં ખટખટાવીને ઘરમાંના લોકોને જગાડયા. રામનાથ પોતે પથારીમાંથી ઊઠીને દરવાજો ઊઘાડવા સારૂ આવ્યો. પોલિસવાળાઓની સાથે શ્યામા તથા સુશીલાને આવેલી જોઇને રામનાથના હોંશ ઊડી ગયા હતા !

"ફોજદાર સાહેબને આટલી મોડી રાત્રે મારે ત્યાં પધારવાની તકલીફ લેવાનું શું કારણ હતું વારૂ ?" રામનાથે નિર્દોષભાવે ગંભીર મુખમુદ્રા કરીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"તમારા ઘરમાં આ છોકરી હતી ?" રામપ્રતાપે રામનાથની વાતપર લક્ષ ન આપતાં સીધો પોતાના કામનો સવાલ પૂછ્યો.

"જી હુજૂર, આ છોકરી સ્ટેશનપર એકલી ઉભી હતી; હું એને ગરીબ અસહાય સમજીને મારે ત્યાં લઇ આવ્યો હતો. પણ છોકરી એવી પહોંચેલી છે કે મારે ત્યાંથી શ્રી વિશ્વનાથનાં દર્શનનું

બહાનું કરીને મારી દાસી સાથે ઘરમાંથી નીકળી અને રસ્તામાં દાસીની આંખોમાં ધૂળ નાખીને કોણ જાણે કયાં ન્હાસી ગઇ હતી !" રામનાથે જવાબ દીધો.

" એ બધું હું જાણું છું. તમારા ઘરમાં ત્રીજે માળપર ઊતરેલા બાબૂને બોલાવો. આજે હું તમને, તમારી બ્રાહ્મણીને અને બાબૂને બરાબર મેથીપાક આપીશ." રામપ્રતાપે અધિકારદર્શક વાણીથી આજ્ઞા કરી.

" ફોજદાર સાહેબના સમ અહીંથી તો એ બાબૂ કયારના જતા રહ્યા છે. મારા જેવા ગરીબ બ્રાહ્મણને હેરાન કરવા સારૂ મારાપર ખોટો આરોપ શા માટે મૂકોછો ? હુ કાંઇપણ જાણતો નથી." રામનાથે વાતને ટાળી નાંખવાના ઇરાદાથી હાથ જોડીને કહ્યું.

" ચુપ રહે બદમાશ ! હું તને સારી પેઠે જાણું છું. તું એ બાબૂને જલ્દી બોલાવી લાવ પછી તારી વાત છે !" રામપ્રતાપે ધમકી આપીને કહ્યું.

રામનાથ ત્રીજે માળ ગયો અને જે ઓરડામાં બાબૂ યોગેશ નિદ્રાયોગ સાધી રહ્યા હતા, તેના દરવાજાને લાત મારીને ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કે: " ઊઠો બાબૂ સાહેબ, ઊઠો. નીચે પોલિસવાળા આવેલા છે તે આપને બોલાવે છે. ચાલો, જલ્દી બારણું ઊઘાડો !"

" શું છે પંડયાજી શું છે ? આટલા બધા ગભરાયલા કેમ દેખાઓ છો ?" યોગેશે બારણું ઉઘાડીને પૂછયું.

" ગભરાયલા અને નહિ ગભરાયલાની પરીક્ષા નીચે આવતાંની સાથે જ થઈ જશે. અહીંના ફોજદાર. રામપ્રતાપ ચૌબે તમારી હિંમત તપાસવાને તૈયાર ઊભા છે ! નિરાશ શામાટે થાઓ

છો ?" રામનાથે પોતાના હમેશના બેદરકાર અને બેફિકર સ્વભાવ પ્રમાણે એ શબ્દો ઉચ્ચાર્યા.

"છેવટ મામલો શુ છે તે કહેશો મહારાજ ? આટલી અંધી રાત્રે પોલિસવાળાઓ અહીં શા કારણથી આવ્યા છે ? તેમને કોણ લઇ આવ્યુ છે ?" યોગેશે કાંઇક ગભરાયલા અવાજે ખુલાસો પૂછ્યો.

"તમારી સાથેની સુશીલા અને મારે ત્યાંની શ્યામા એમને આમંત્રણ કરી અહી તેડી આવી છે ! ગભરાયા વગર જલદી નીચે ઉતરો અને હાથ પગ જોડીને જો તે યમદૂત સમાન ફોજદાર માને તો મનાવીએ; નહિ તો વગર ભાડાના મકાનમા તો થોડા દિવસ જવાનું થશે જ !" રામનાથે ખરે ખરો ભેદ ખોલી બતાવ્યો.

યોગેશ ધ્રુજતો ધ્રુજતો નીચે ઉતર્યો. તેનુ મોઢું સુકાઈ ગયું હતુ. આવી જાતની આફતમા તે કોઇ દિવસ આવ્યો નહોતો. કલકત્તામાં હોત તો કોઇની મદદ પણ મળત, પરતુ અહીં તો તેને કોઇ ઓળખતું નહોતું. તેણે નીચે ઊતરતાં ઊતરતાં બધું ખરેખરૂં કહી દેવાનો વિચાર કરી લીધો.

"તમે જ એ બાબુ દેખાઓ છો. તમારૂં નામ શુ છે ? તમે કયા રહો છો અને શું ધધો કરો છો ? ભલા માણસોની વહુ દિકરીઓને આ પ્રમાણે ફસાવો છો ?" રામપ્રતાપે પોતાની મુખમુદ્રા ભયોત્પાદક બનાવીને પૃછ્યું.

"કૃપાળુ ફોજદાર સાહેબ, હું આપની ગાય જેવો છું, મારો અપરાધ ક્ષમા કરો. હુ પણ ભલા માબાપનો દિકરો છું અને મારૂં નામ યોગેશચન્દ્ર છે. મે મારી જીંદગીમાં કોઇ દિવસ આવું કામ કર્યુ નથી. સુશીલાના કહેવાથી જ મેં આ જોખમ ભરેલું અવિચારી પગલું ભર્યુ છે. આપ સાહેબ સુશીલાને પૂછીને ખાત્રી કરી શકો છો." યોગેશે રામપ્રતાપને પગે લાગીને કહ્યું.

" સુશીલા ! તું પણ હવે જે કાંઇ બાકી હોય તે બધું કહી દે એટલે તારી હેરાનગતીઓથી મુક્ત થઇ જાય." રામપ્રતાપે સુશીલા તરફ જોઇને કહ્યું.

" મેં તો કાંઇપણ છુપાવ્યું જ નથી. આટલા બધા લોકોની વચમાં વધારે બોલીને વાત કરતાં મને શરમ આવે છે. ટુંકામાં કહેવાનું એટલુંજ કે, એક દિવસ અમુક વખતને માટે સંસારતૃષ્ણા થઈ આવી હતી તેના જ પ્રાયશ્ચિત્ત તરીકે મેં આટલાં સંકટો સહન કર્યાં છે; અને હજી તો કોણ જાણે કેટલાંય બાકી હશે ! આજના સંકટમાંથી જો આપે મને ન ઉગારી હોત, તો મારે આત્મહત્યા કરીને મરી જવા સિવાય બીજો રસ્તો રહેત નહિ." સુશીલાએ નીચું જોઇને જવાબ આપ્યો.

" ત્યારે યોગેશ બાબુ ! હું આ ભોળી યુવતીનો વિચાર કરીને તમને અદાલતમાં લઇ જવાનો વિચાર પડતો મુકુંછું; કારણકે, તમને અદાલતમાં લઇ જાઉં તો સાક્ષી આપવા માટે પણ તેને ત્યાં આવવું પડે અને એ કોઇપણ રીતે ઠીક નથી લાગતું. હું તમારી સાથે એક સિપાહી આપું છું તે તમને કલકત્તા પહોંચાડી આવશે. જો ભલા માણસના દિકરા હો તો આવું કામ હવે પછી કોઇ દિવસ કરશો નહિ." રામપ્રતાપે યોગેશને ફેંસલો સંભળાવી દીધો.

" આપની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને હું તૈયાર છું. મારાપર કરેલી રહેમ નજર માટે હું આપનો જીંદગી સુધી આભારી રહીશ." યોગેશે છુટકારો થવાનો જાણીને રામપ્રતાપનો ઉપકાર માન્યો.

" હવે રામનાથ અને શ્યામા ! તમારો વારો. તમને મારો એટલો જ હુકમ છે કે તમો બન્ને જો ત્રણ દિવસની અંદર કાશી છોડીને ચાલ્યાં નહિ જાઓ, તો તમારા બુરા હાલ થયા સમજજો." રામપ્રતાપે શ્યામાને તથા રામનાથને પોતાનો નિશ્ચય જણાવ્યો.

"સુશીલા! બોલ હવે તારી શી ઇચ્છા છે? તારે ક્યાં જવું છે? તારી મા કલકત્તામાં હશે ખરી? અથવા શાહજહાંપુર તારા પિતાના મિત્રને ત્યાં જતી રહી હશે? તું જેમ કહે તે પ્રમાણેનો બંદોબસ્ત હું તને કરી આપવાને તૈયાર છું." રામપ્રતાપે સુશીલાને તેની ઇચ્છા અનુસાર વ્યવસ્થા કરી આપવાનું જણાવ્યું.

"હું ક્યાં જાઉં મારા મુરબ્બી? મારા માટે આ દુનિયામા ક્યાંય પણ સ્થાન રહ્યું નથી! હું શું કહું?" સુશીલાએ રડતાં રડતા પોતાની મુશ્કેલી જણાવી.

"વાત પણ ખરી છે. એક ગૃહત્યાગિની અને દેશત્યાગિની આર્યવિધવા યુવતીને કોઇ પણ કેવી રીતે આશ્રય આપે? સંબધીજનો પણ શી રીતે સંઘરે? હુ મારે ત્યા લઇ જાત પણ અત્યારે મારા ઘરમાંથી બધા વતનમા ગયાં છે. એટલે હુ ઘરમાં એકલો હોવાથી તને લઇ જતાં વિચાર આવે છે. વળી તુ તો બંગાળી છે અને હું હિન્દુસ્તાની છું." રામપ્રતાપે સુશીલાની ત્રિશંકુ સ્થિતિ જણાવી.

"ગમે તેમ હોય, મારી વ્યવસ્થા તો આપને જ કરવી પડશે. આપ જ્યાં મોકલશો ત્યાં હુ જઇશ; કારણ કે, મને પોતાને તો અત્યારે કયાં જવુ અને શું કરવુ એમાંનુ કાંઇ પણ સુઝતું નથી." સુશીલાએ સર્વ ભાર રામપ્રતાપના શિરપર નાખી દીધો.

"બરાબર, હવે મને યાદ આવ્યું. મારા એક બંગાળી મિત્ર પોતાની સ્ત્રી સહિત કાશીવાસ કરવા સારૂ અત્રે આવેલા છે તેમને ત્યાં તને મોકલી દઇશ. તેમના પર ઇશ્વરની દયા છે અને દંપતીનો સ્વભાવ પણ સારો છે. ત્યાં તારી જીંદગી આનંદમાં વીતી જશે." રામપ્રતાપે યાદ કરીને કહ્યું.

"રામાવતાર! તમે આ બાબુને કલકત્તાની ગાડીમાં બેસાડી તરત મારે ત્યાં આવજો. ઘેરે ન હોઉ તો ચોકી પર આવજો." રામપ્રતાપે કૉન્સ્ટેબલને સંબોધીને કહ્યું.

"રામનાથ અને શ્યામા! તમારા ઘર આગળના રસ્તા પર ઊભા રહેતા પોલિસને હું તમો બન્નેની ભલામણ કરી દઉ છું. તમે ત્રણ દિવસની અંદર જો કાશીનો કેડો ન મૂકયો તો તે સિપાહી ફટકાનો માર મારતો મારતો તમને ચોકીપર લઇ આવશે. જો ત્યાં આવ્યાં તો ચાર છ વર્ષને માટે જરૂર જેલમાં મોકલાવી દઇશ. માટે જેમ ઠીક લાગે તેમ કરજો." રામપ્રતાપે છેવટની ભલામણ કરી અને ત્યાર પછી કૉન્સ્ટેબલને સ્ટેશનપર જવાનો ઇશારો કરી એક ભાડાની ગાડી બોલાવી. તેમાં પ્રથમ સુશીલાને બેસાડી અને ત્યાર પછી પોતે બેઠો. પોતાના બંગાળી મિત્રના ઘરના ઠેકાણે ગાડી લઇ જવાનું ગાડીવાન-ને કહી દીધુ એટલે ગાડી રવાના થઇ ગઇ.

---

૨૬

## નવીન આશ્રય—નવીન આપત્તિ !

રામપ્રતાપ ચૌબેની કૃપાથી સુશીલાએ એક વૃદ્ધ બંગાળી બ્રાહ્મણને ત્યાં આશ્રય મેળવ્યો હતો. તેમનુ નામ શ્રી હરિમોહન મુખોપાધ્યાય હતું. તેમણે પોતાની પૂર્વ અવસ્થામાં કલકત્તા નગરમાં ન્યાયાધીશના આસનને શોભાવીને સારૂં નામ પ્રાપ્ત કર્યુ હતુ. તેમની સેવાના બદલામાં સરકાર તેમને અત્યારે પોણાબસો રૂપિયા પેન્શન ઘેર બેઠા આપતી હતી. જે વખતે મુખોપાધ્યાય મહાશય કલકત્તામાં રહેતા હતા, તે વખતે તેમના સહવાસમાં આવનારા લોકો તેમને 'કંજૂસ' તરીકે ઓળખતા હતા. લોકો કહેતા હતા કે મખ્ખીચૂસપણું

કરીને જ તેમણે મિલ્કત જમા કરેલી છે. પરંતુ આજે તેમના પર કૃપણવૃત્તિનો દોષારોપ કોઇ પણ કરતું નહોતું. પોણાબસોના પેન્શનમાંથી તેઓ બન્ને સ્ત્રીપુરુષ માસિક સો રૂપિયા ખર્ચ કરતાં હતાં અને પોણોસો રૂપિયા 'અણધારી આફત'ને માટે બૅન્કમાં રાખી મૂકતા હતા. કાશી જેવા શહેરમા અને તેમાં પણ જે વખતે ખાનપાનની ચીજોની સોંઘારત ચાલતી હતી તેવા વખતમાં બે જીવોને માટે મહીને સો રૂપિયાનો ખર્ચ કોઇ પણ રીતે ઓછો તો નજ કહેવાય. ઘરમા દાસ દાસી તથા રસોઇ કરી આપનાર બ્રાહ્મણ રસોયોએ ટલા ત્રણ નોકરો રાખેલા હતા. વધારામાં મુખોપાધ્યાય મહાશય ગરીબ-ગુરબાને પણ યથાશક્તિ મદદ કરતા હતા. કહેવાનું તાત્પર્ય કે આવી સ્થિતિના એક ગૃહસ્થના ઘરમાં સુશીલા જેવી અનાથ અબળાએ આશ્રય મેળવ્યો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇપણ નથી. હરિ-મોહન બાબૂએ તેને ખુશી થઇને પોતાના ઘરમાં રાખી લીધી. પરંતુ તેમની ગૃહિણી એથી નારાજ થઇ ગઇ. તે સુશીલાને ' અણધારી આફત' સમજવા લાગી ! મુખોપાધ્યાય મહાશય તેને પાળવાનું વચન આપી ચૂકેલા હોવાથી તે તેને ઘરમાંથી કાઢી તો શકી નહિ, પણ તે વૃદ્ધાએ એક યુક્તિ શોધી કાઢી. ઘરમાં જે દાસી હતી તેનો વગર વાંકે વાંક કાઢીને તેને રજા આપી દીધી એટલે સ્વાભાવિકજ સુશીલા-ને તે દાસીનું કામ સંભાળવું પડ્યુ ! બાબૂ તથા ગૃહિણીનાં લૂગડાં ધોવાં, પાણી ભરી લાવવું, વાસણ ઉટકવાં, વાસીદું વાળવું, ગૃહિણી દેવ-દર્શન કરવા કે ગંગાસ્નાન કરવા જાય અને નોકરો પરના અવિશ્વાસને લીધે બજારમાથી ચીજ વસ્તુ ખરીદવા જાય ત્યારે સાથે જવું, એવાંજ કામ સુશીલાને કરવાનાં હતાં. એ સ્થિતિ માટે પણ સુશીલાએ પોતાના મનમાં ને મનમાં શ્રી કાશીપતિનો આભાર માન્યો. તેણે પોતાના

મનને એમ મનાવ્યુ કે: 'ચાલ મન એક ભલા ગૃહસ્થના ઘરમાં રહેવાનું તો મળ્યુ ! દાસીપણું તો દાસીપણુ પણ અનીતિ અને અધર્મ તો નહિ કરવો પડે. ધર્માત્મા વૃદ્ધ દંપતીના આશ્રય નીચે મારી દુ:ખી જીંદગી પણ સુખમાં વીતાડીશ.' અફસોસ ! પોતાનાં માતા-પિતાની લાડકી કન્યા દાસીનું કામ કરીને પણ પોતાને ભાગ્યશાળી સમજવા લાગી હતી ! કેવુ અવસ્થાનું પરિવર્તન ! કેવી વિધવાની સંસારવાસના ! !

સુશીલાએ વૃદ્ધ મુખોપાધ્યાય મહાશયના આશ્રયમાં દાસીપણુ કરીને પણ એક વર્ષ વીતાડી દીધું. તેણે હવે એમજ ધારી લીધું હતું કે દુ:ખ અને કષ્ટમાં આ રીતે જ અભાગિનીનું અવશિષ્ટ જીવન વીતી જશે. હવે કોઇ બીજી સ્થિતિ સ્વીકારવી નહિ પડે. પરંતુ પરમાત્મા કાંઇક જૂદું જ ધારી બેઠો હતો. સુશીલાના ભાગ્યમાં સુખ લખાયલું જ નહોતું. જો તેના ભાગ્યમા સુખ લખાયું હોત, તો તે બાલવિધવા શા માટે થાત ? જો તેના નસીબમાં સુખ લખાયું હોત, તો તેનો બાપ જેલમાં કેમ જાત ? જો તે સુખ ભોગવવા સારૂ પેદા થઇ હોત, તો સતીશચન્દ્ર ચટ્ટોપાધ્યાય જેવા પોતાના 'ખરા શુભેચ્છકની પાસે ન રહેતાં કલકત્તામાં શા માટે રહેત ? જો તે સુખી થાય એ વાત વિધાતાને મંજૂર હોત, તો તેની બુદ્ધિ એટલા બધા ચક્કરમાં શા માટે પડત ? જો તેના ભાલમાં સુખજ લખાયું હોત, તો તે પોતાની જન્મદાત્રી માતાનો આશ્રય ત્યાગીને કોઇના ક્ષણિક મોહમાં શા માટે પડત ? તેના હૃદયમાં જે પાપવાસનાનો પ્રવેશ થયો હતો તેનુંજ દાસત્વ તે અત્યારે કરી રહી હતી. આર્યજનોની દૃષ્ટિમાં વિધવાની એ વિષયવાસના એક અક્ષમ્ય અપરાધ ગણાય છે। એજ અપરાધની શિક્ષા તરીકે તેને એવા કઠોર દણ્ડ રૂપ પ્રાયશ્ચિત્તની

જરૂર પડી હતી. એ પ્રાયશ્ચિત તે જીંદગી સુધી કર્યા કરશે અને એ સિવાય બીજી કોઇ પણ જાતની સજા તેને ભોગવવી પડશે નહિ, એમ વિચાર કરતી હતી. તે બિચારીનો વિચાર ખોટો પણ નહોતો. બીજાના ઘરમાં દાસીપણું કરવું, આખો દિવસ બાલ્યાવસ્થાનાં સુખોને યાદ કરીને પ્રાયશ્ચિતના અગ્નિમાં બળતા રહેવું; એથી વિશેષ બીજી સજા શી હોઇ શકે વારૂ ? તેના હૃદયમાં વાસનાનો અગ્નિ પ્રકટ થયો હતો એ વાત ખરી છે, કિન્તુ તેણે તેમાથી પોતાનુ રક્ષણ કર્યુ હતું, પ્રલોભનમા પડવા છતાં તે પ્રલોભનથી દૂર જઇ શકી હતી. પરંતુ તેનો ગૃહત્યાગ–ક્ષણિક સંસારતૃષ્ણાને વશ થઇ પર પુરુષ સાથે ગુપ્ત સલાહ કરી માતાના ખોળામાંથી પલાયન કરી જવુ, એ મહા-પાપની શિક્ષા કેવળ દાસીવૃત્તિ અને અનુશોચના જ હોઇ શકે ખરી? સધવા તેમજ વિધવા બન્ને અવસ્થાની સ્ત્રીઓને માટે આર્યજનોએ મનસા, વાચા અને કર્મણા પાતિવ્રત્ય કિવા સતીત્વની જ આજ્ઞા કરેલી છે સુશીલાએ જો કે કર્મણા કોઇ પણ પાપ કર્યું નહોતુ કિન્તુ કર્મણા પાપાચરણ કરવાની સ્થિતિમાં તે મૂકાઈ ગઇ હતી. કોઇ પ્રબલ પુણ્ય પ્રતાપ વડેજ તે પોતાના પાતિવ્રત્ય ધર્મનુ રક્ષણ કરી શકી હતી એ વાત ખરી છે; પણ મનસા અને વાચા તો તે પાપવાસનાને વશીભૂત થઇ ચૂકી હતી. આર્ય વિધવાના પવિત્ર જીવનમાર્ગથી વિચલિત થઇને કલંકિની થઈ ચૂકી હતી. તેથી જ તેના પર એક પછી એક સંકટો આવ્યા જતાં હતાં. તેણે જે કુમાર્ગ ગ્રહણ કર્યો હતો તેના દંડ તરીકે ફક્ત દાસીપણું જ બસ ન હોવાથી વિધાતાએ તેને માટે વિશેષ દુઃખદાયક પ્રાયશ્ચિત્તની વ્યવસ્થા કરી રાખી હતી.

અસ્તુઃ અમો ઉપર કહી જ આવ્યા છીએ કે સુશીલાએ

મુખોપાધ્યાય મહાશયને ત્યાં દાસી તરીકે એક વર્ષ પૂરૂં કર્યુ હતું. આ એક વરસના કાલાવધિમાં તે કોઇ દિવસમા ઘરમાંથી એકલી બહાર નીકળી નહોતી. હા, કોઇ કોઇ વખત ગૃહિણીની સાથે ગંગાસ્નાન તથા દેવદર્શન કરવા માટે ગઇ હશે. પોતાના શરીરની તેણે કોઇ દિવસ દરકાર કરી નહોતી; ઇચ્છાપૂર્વક દર્પણમાં પોતાનું મોઢું સુદ્ધાં જોયું નહોતુ. અભાગિની વિધવાએ પોતાના સૌંદર્યનો નાશ કરવાનો ઘણોય પ્રયત્ન કર્યો કિન્તુ સ્વાભાવિક–ઇશ્વરદત્ત સુન્દરતાનો તે નાશ કરી શકી નહિ. વસ્ત્ર અને અલંકારો વગર પણ ચન્દ્ર જેમ શોભાયમાન જણાય છે, તેમ જુનાં અને મેલાં વસ્ત્રો પહેરનારી અલંકારહીં વિધવા સુશીલાનું સૌન્દર્ય જોનારને મનોહર લાગતુ હતુ. એ સૌન્દર્ય જ તેના સર્વનાશનુ કારણ થયું હતુ.

એક દિવસ મુખોપાધ્યાય મહાશય માંદા પડયા. તેમને એકાએક સખ્ત તાવ ચઢી આવ્યો. પહેલાં તો એક બે દિવસ દવાદારૂ કાંઇ પણ કર્યુ નહિ, પરંતુ ત્રીજે દહાડે પણ જ્યારે તાવ ન ઊતર્યો ત્યારે ગૃહિણીના વિશેષ આગ્રહથી મુખોપાધ્યાયના એક કવિરાજ મિત્રને બોલાવવામાં આવ્યા. નાડીપરીક્ષા કર્યા પછી વૈદ્ય મહાશય કેટલીવાર સુધી વિચાર કરતા બેસી રહ્યા.

“વૈદ્યરાજ ! વિચાર શું કરો છો ? ત્યાં મારી જરૂર પડી છે કે શું ? એટલા માટે જ તો શ્રી વિશ્વેશનાં ચરણોમાં આવીને રહ્યા છીએ. મિત્ર તમે એક કામ કરો. ઔષધાદિકની વ્યવસ્થા કરવાનુ કામ પડતું મૂકીને એક બીજીજ વ્યવસ્થા કરી આપો !” હરિમોહન બાબૂએ વૈદ્યને વિચારમાં પડેલો જોઇને કહ્યું.

"ના, એવું કાંઇ પણ નથી. ત્રણ દિવસના તાવથી નાડીની અવસ્થા એવી થઇ ગઇ હતી કે એકાએક અભિપ્રાય આપતાં જરા વચાર કરવો પડે. શરીરનું બંધારણ પહેલેથી સારૂં હોવાથી અને હાડ જૂનાં હોવાથી સુધારો થવાની આશા રહે છે." વૈદ્યે આશ્વાસન-દાયક ખુલાસો કર્યો.

"આમ આશ્વાસન આપવાની કાંઇ પણ જરૂર નથી; કારણ કે, આમાં ફિકર કરવા જેવું અથવા ગભરાવા જેવુ કાંઇ પણ નથી. જો કાગળ પહોચવા જેટલો અવકાશ ન રહ્યો હોય, તો તાર કરીને છોકરાઓને અહી બોલાવો." મુખોપાધ્યાય મહાશયે હસતાં હસતાં કહ્યું,

"કોણ જાણે ભાઇ! આ બાબતની ખાત્રી કોણ આપી શકે? તેથી એક તાર મોકલી દેવામાં હરકત જેવુ જણાતું નથી." વૈદ્યે અનુમતિ દેખાડી.

હરિમોહન બાબુને ત્યાજ બેઠા બેઠા વૈદ્યરાજે એક તાર લખીને બાબુના નોકર સાથે રવાના કરી દીધો. ઘેર જતી વખતે વૈદ્યે તેમને દવાની પડીકી પણ આપી હતી; પરંતુ તે દવાની કંઇપણ અસર થઇ નહિ. ત્રીજે દિવસે જ્વર એક સો પાંચ ડિગ્રી ચઢી આવ્યો અને પોતાનાં પુત્ર, પુત્રી, પૌત્ર અને પૌત્રીઓ વગેરે આત્મીય જનોના મંડળમા બેસીને શ્રી કાશી વિશ્વેશ્વરના નામનું સ્મરણ કરતાં કરતાં વૃદ્ધ મુખોપાધ્યાય મહાશયે પૂર્ણ શુદ્ધિમાં કાશી નિવાસ કરવાનો મનોરથ સફળ કર્યો, તેમનો કૈલાસવાસ થયો.

યથાસમયે અન્ત્યેષ્ટિ શ્રાદ્ધ આદિ કર્મ થઇ ગયાં. પછી મુખોપાધ્યાય મહાશયના મોટા દિકરાએ પોતાની માતાને કાશી નિવાસ કરવાનું છોડી દઇને કલકત્તાવાસિની થવાનું કહ્યું. ગૃહિણીએ કાશી-

માંજ બાકીની જીંદગી પૂરી કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. છેવટે ગૃહિણીની ઇચ્છા મુજબજ થયું. ફેર એટલો જ કે તેમનો સૌથી નાનો પુત્ર રમેશ પોતાની માતા પાસે કાશીમાં રહ્યો. રમેશની ચાલચલગત સારી ન હોવાથી તેનો મોટો ભાઇ તેને એકલાને કાશીમાં રાખવાને રાજી નહોતો. પરંતુ એક તો તેમની માતાએ રમેશની વાતને પુષ્ટિ આપી અને બીજું રમેશે પોતાનું આચરણ સુધારવાની મોટા ભાઇને ખાત્રી આપી હતી. તેથી બે ચાર દિવસ રહીને રમેશ સિવાયનાં બીજા બધાં માણસો કલકત્તા ચાલ્યાં ગયાં. સુશીલા રૂપી ચન્દ્રને સંકટમાં નાખનાર રમેશ રાહુ જ પોતાની મા પાસે કાશીમાં રહ્યો !

બે ચાર દિવસ તો રમેશે પોતાના ભાઇને આપેલું વચન પાળ્યું. પણ જે માણસે કેટલાય વર્ષ કુસંગતિમાં કાઢયાં હોય, તે એકાએક સુધરી જાય ખરો ? સત્તર વર્ષનો થયો ત્યારથી તે મદિરાપાન કરવા લાગ્યો હતો. પીવા ઉપરાન્ત તે ગાંજાની ચિલમનો સ્વાદ પણ લેવા લાગ્યો હતો ! ગામની ગામઠી નિશાળે તેણે ત્રણ ચોપડી સુધીનો વિદ્યાભ્યાસ કર્યો હતો. ત્યારપછી નિશાળે જવાનું બંધ કર્યું હતું. તેના પિતાએ તેમજ પિતા તુલ્ય વડિલ ભાઇએ તેને ઠેકાણે લાવવાની ઇચ્છાથી તેનાં લગ્ન કરી આપ્યાં હતાં. પોતાની સ્ત્રી તરફ તો તે મહાત્માએ કોઈ દિવસ જોયું જ નહોતું ! પારકી સ્ત્રીઓનાં મોઢાં જોવાના કામમાંથી તેને નવરાશ મળે તો પોતાની સ્ત્રીનું મોં જૂએને ! કાશીમાં આવ્યા પછી તેણે સુશીલાને દૃષ્ટિનો મુખ્ય વિષય બનાવી હતી. એ જ કારણથી તે પોતાની માતાના સેવાના બહાના નીચે પોતાની ઇચ્છા પાર પાડવા સારૂ હઠ કરીને કાશીમાં તે રહ્યો હતો; એજ કારણથી તેનો મોટો ભાઇ તેને કાશીમાં મૂકી જવામાં રાજી નહોતો ! ચારેક દિવસ કૃત્રિમ સજ્જનતા

દેખાડયા પછી રમેશ પોતાની પ્રકૃતિ કિંવા અસલ સ્વભાવ પર આવી ગયો. દારૂ, ગાંજો વગેરે ઘરમાં છડેચોક પીવાનું શરૂ કર્યું. નોકરચાકરો બધુ જોઈ રહ્યાં હતાં, પણ કોઇ કાંઇ કહેતુ નહોતુ. તેમને કહેવાની શી જરૂર હોય ? તેમને કયાં કોઇ જાતનુ નુકશાન થતુ હતુ ?

જે દિવસે રમેશ પહેલ વહેલો સુશીલાની નજરે પડયો હતો તે જ દિવસે સુશીલાના મનમાં એક પ્રકારનો ભય પેસી ગયો હતો; અને હતું પણ તેમજ. રમેશ સુશીલાના સંબંધમાં કેવળ એટલું જ જાણતો હતો કે તેના પિતાએ તેને માર્ગમાંથી બોલાવીને ઘરમાં આશ્રય આપ્યો હતો. તેથી સ્વાભાવિકજ તે સુશીલાને બીજી દાસીઓના જેવી ખરાબ ચરિત્રની દાસી જ સમજતો હતો, અને તેના જેવા એક ઉદ્ધત અને ઉચ્છૃખલ સ્વભાવના યુવકને માટે આશ્ચર્ય જેવુ કાંઇ પણ નહોતું. પરંતુ સુશીલાને તેની એકે રીતભાત અથવા એકે વાત પસંદ પડતી નહોતી. તો પણ તે તેને કાંઇ પણ કહી શકતી નહી. અને ખરેખર, જો તેણે કહેવાની હિંમત કરી પણ હોત, તો કોને કહેત ? જેમની દયાથી તેણે એક વર્ષનો કાળ આનંદમાં–નિરુપદ્રવ સ્થિતિમાં વીતાડયો હતો. તેઓમાંથી એક પુરુષ તો પરલોકવાસી થઇ ગયો હતો. વિધવા માતુશ્રી—હરિમોહન મુખોપાધ્યાયનાં ધર્મપત્ની–તેના પર પહેલેથી જ સારો ભાવ રાખતા નહોતાં, માત્ર સુશીલા સારી રીતભાત અને સારા આચારવિચારવાળી હોવાથી અને ગૃહિણીનો પડતો બોલ ઝીલી લેતી હોવાથી જ તેમણે તેને રજા આપી નહોતી. અત્યારે સુશીલા પોતાના મનમાં વિચાર કરતી હતી કે. "ગૃહિણીને રમેશની ફરિઆદ કરવા જાઉ અને કદાચ તે 'તારી મરજી હોય તો અહીં રહે, અને મરજી નહોય તો ચાલતી થા !' એમ કહી દે તો મારી શી દશા થાય ? હું કયાં જાઉં ?"

સુશીલા આ પ્રમાણે વિચાર કરીને બધું સહન કરવા લાગી અને સાવચેતી રાખવા લાગી. પરંતુ જેની સાથે એક જ ઘરમાં રહેવું હોય, જેની સાથે દિવસનો વધારે ભાગ ગુજારવાનો હોય, જેની સાથે વારંવાર કામ પડતું હોય, તેનાથી બચીને ચાલવું કેટલુ કઠિન હોય છે એ તો જેને અનુભવ થયો હોય તે જ જાણી શકે છે. પહેલાં તો રમેશ ગુપ્ત રીતે ઇશારાથી પોતાની કુત્સિત ભાવના પ્રકટ કરતો હતો; ચોરી છુપીથી તેને બે ખરાબ શબ્દો સંભળાવતો હતો પરંતુ હવે તો તે ખુલ્લંખુલ્લા બધું કરતો હતો. જેમ નોકરચાકરોના દેખતાં તે દારૂ અને ગાંજો પીતો હતો, તેમ સુશીલાનો પાલવ પણ ખેંચતો હતો. તેને પોતાની ચિલમ ભરી દેવાનું, શીશીમાંથી મદિરા પાવાનુ અને પાસે બેસી રહેવાનુ કહેતો હતો.એક દિવસ સુશીલાએ તેને પગે પડીને કહ્યું, " આપની ભુલ થાય છે. હું એ જાતની સ્ત્રી નથી. મારો કેડો મૂકી દેવામાં જ આપનુ અને મારૂં કલ્યાણ સમાયલું છે. ધર્માત્મા પિતાના પુત્રે ધર્મનો ત્યાગ ન કરવો જોઇએ. સંસારસુખથી ક્યારની હાથ ધોઇ બેઠેલી હું એક અભાગિની વિધવા છું. મને કોઈ પણ શખ્સની સાથે હસીને વાત કરવાનો સુદ્ધાં અધિકાર નથી ! "

સુશીલાના એ અનુનયવિનયનો—એ ધર્મોપદેશનો રમેશે કાંઇ પણ જવાબ દીધો નહિ. ઘણીવાર સુધી આડું અવળું જોયા પછી તેણે મંદ સ્વરથી સત્ય કથન કરી દીધુઃ

" સુશીલા ! ચોર ધર્મની વાતો નથી સાંભળતો–હું એક ચોર છુ ! તારા ધર્મોપદેશને માટે મારા હૃદયમા કિંવા મસ્તિષ્કમાં સ્થાન નથી. હું તો કલકત્તાનો એક કુટિલ કામી પુરુષ છું. તને જોઇ છે ત્યારથી મારૂં દિલ મારા કાબુમાંથી જતું રહ્યું છે. સુશીલા

જો તારી પાસે એક દયાળુ નારી હૃદય હોય, તો મારા પર દયા કર મને જીવતદાન આપી મરતાને ઉગાર ! ”

સુશીલા સમજી ગઇ કે પત્થર ઉપર પાણી ટકવાનુ નથી. આ સ્થિતિમાં વધારે વાર્ત્તાલાપ કરવો નુકસાનકારક સમજીને તે ત્યાંથી ઊઠીને રમેશની માતા પાસે જતી રહી. એક દિવસ રાત્રિના સમયમા દુષ્ટ રમેશે તેના પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો. એ વખતે સુશીલાએ ચંડિકાનું સ્વરૂપ ધારણ કરીને આત્મરક્ષણ કર્યું. તે રમેશના ગાલો પર બબ્બે તમાચા તથા પીઠપર અકેકેક લાત મારીને અંધારી રાત્રિમાં બહાર નીકળી ગઇ ! થોડીવાર પછી ઉઠીને રમેશ તેની પાછળ પાછળ ગયો, પણ નિરાશ થઇ બડબડતો બડબડતો પાછો ઘેર આવીને સૂઇ ગયો.

આ તરફ અનાથિની, અસહાયિની, અભાગિની સુશીલા કાશીના અજાણ્યા માર્ગોપર એકલી એકાટ નીકળી પડી. તે એક વર્ષથી કાશીમાં રહેતી હતી છતાં એક ગંગાગીર અને બીજું શ્રી વિશ્વનાથના મન્દિરના માર્ગ સિવાય ત્રીજો રસ્તો તે જાણતી ન હોતી. રમેશને તેના કર્મનું ફળ ચખાડયા પછી ભયને લીધે થરથર ધ્રુજતી સુશીલા જ્યાં માર્ગ જડયો ત્યાં આગળ ને આગળ વધી રહી હતી. ઘણે દૂર નીકળી ગયા પછી તેણે ગંગાતીરે જવાનો વિચાર કર્યો. કાશીના જે બે માર્ગો તે જાણતી હતી તેમાંથી એજ માર્ગ તેણે ગ્રહણ કર્યો હતો, કારણ કે, તેના જેવી અસહાયિની અબળાને પતિતપાવની વિષ્ણુપદી ( ગંગા ) વિના બીજુ કોઇ પણ આશ્રય આપે તેમ ન હોતું. કૃષ્ણ પક્ષની અષ્ટમીની કૃષ્ણ સ્વરૂપિણી મધ્ય રાત્રિએ તે કેવળ તારાઓની મંદ જ્યોતિના આધારે તે દશાશ્વમેઘ ઘાટ

તરફ જવાના માર્ગે પવન વેગથી જઇ રહી હતી. વીસેક મિનિટમાં તે આડા અવળા રસ્તાઓમાંથી પસાર થઇને પોતાના ધારેલા સ્થાનપર જઇ પહોંચી. જે વખતે તે ગંગાતીરે જઇને ઉભી રહી હતી તે વખતે કોઇ બે પુરુષો ઘાટનાં પગથિયાં પર બેસીને વાર્તાલાપ કરી રહ્યા હતા. નદીના સામા કિનારા પરના મછવાઓમાંના બે દીપકોનો પ્રકાશ જે ઠેકાણે સુશીલા જઇને ઊભી રહી હતી તે ઠેકાણા સુધી પહોંચવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો. સુશીલાનાં નેત્રો સમક્ષ મહાસાગરને મળવા માટે શીઘ્રતાથી વહેતી અને કલકલ નાદ કરતી જાન્હવી સિવાય બીજું કાંઈ પણ ન હોતુ. ગંગા જાણે કે મધુર સંગીત ગાઈ રહી હોય અને એ સ્વર્ગિય સંગીતદ્વારા તે સુશીલાને પોતાની પાસે બોલાવી રહી હોયની ? એવો જ તેને ભાસ થતો હતો.

ગંગાના પ્રવાહને જોતાંજ સુશીલાને એક પ્રકારના આશ્વાસનનો અનુભવ થયો હતો. જાણે કે તે ઘણા દિવસથી માગ ભૂલી ગઈ હતી અને આજે ખરો માર્ગ તેને જડયો હતો. તે પોતાના મનમા વિચાર કરતી હતી કેઃ ' આવું શીતલ, શાન્તિદાયક આશ્રયસ્થાન છોડીને હું પણ કેવા કેવા લોકોને બારણે ભટકવા સારૂ ગઇ હતી ! આજ મને સાચો માર્ગ હાથ લાગ્યો; આ માગેજ મારૂં કલ્યાણ થવાનુ છે. અહા ! મારા આ વિચારને આકાશમાંના તારલાઓ પણ અનુમોદન આપે છે. સાંભળ, મૂઢ મન, સાંભળ ! દયાળુ દેવી પોતાની સુધાવાણીનું શ્રવણ કરાવે છે. અહા ! કેવું મનોહર અને દિવ્ય સગીત હું સાંભળી રહી છું ? ' આવ, પુત્રિ ! આવ. મારા ખોળામાં આવ. હું તારી સર્વ જવાળાઓને શાન્ત કરી દઇશ. આટલા દિવસ માતાને ભૂલીને તું કયાં કયાં ભટકી આવી

છે ? કોઇએ તને આશ્રય આપ્યો ? કોઇએ તને સ્નેહભરી વાણીથી 'આવ' એમ કહ્યું ? જગત્ તને ભ્રષ્ટ, પતિત અને કલંકિત કહીને તારો તિરસ્કાર કરે છે; હુ તને પુત્રી કહી, મારા ખોળામાં લઇને સ્નેહથી ચુમ્બન કરવા ઇચ્છુ છું ! આવ, પ્રાણપુત્રિ, આવ.' અહા ! એ મધુર માતૃપ્રેમપૂર્ણ દિવ્ય સગીત મારા નિરાશ અંતઃકરણમાં આશાના અંકુર ઉત્પન્ન કરે છે, . અંધકારયુક્ત હૃદયમાં જ્ઞાનજ્યોતિ પ્રકટાવે છે ! મારે માતૃ આવ્હાનનો સ્વીકાર કરવો જોઇએ—સ્નેહમયી માતાના આશ્રયમાં જવુ જોઇએ. "

આ પ્રકારના વિચારોમાં નિમગ્ન થયેલી સુશીલા ધીરે ધીરે ઘાટનાં પગથિયાં ઊતરવા લાગી. તેના હૃદયમાં આજે ભયનો લેશ પણ ન હોતો; કારણકે, આજે તેણે અભય વાણી સાંભળી હતી. ઊતરતાં ઊતરતાં તે પાણીના પ્રવાહ સુધી જઇ પહોંચી. પગોને પાણી અડયા પછી તેણે પોતાનુ માથું નમાવીને પૂર્ણ ભક્તિભાવથી દેવી ભાગીરથીને પ્રણામ કર્યા. પછી બન્ને હાથને એકઠા કરીને તે કહેવા લાગી, " માતા ! મેં બહુ દુઃખ વેઠયુ છે. એક ક્ષણના મોહમાં પડીને, એક ક્ષણભરની એકજ ભૂલ કરીને મેં અનેક આપદાઓ ઊઠાવી છે. હવે હું કયાંય પણ નહિ જાઉં, તમે મને આશ્રય આપો. માતા ! " એમ કહીને તે વધારે ઊંડા પાણીમાં ઊતરી. જ્યારે તે છાતી સુધી પાણીમાં પહોંચી ત્યારે તેને પોતાની હૃદયજ્વાલા શાંત થતી જણાવા લાગી; તેનુ હૃદય શીતલ થઇ ગયું. તેણે એક અંજલિ જલ પોતાને માથે ચઢાવ્યું અને વળી હાથ જોડીને કહ્યું: "તારી બાલિકાને ખોળામા લે માતા ! " આટલું કહીને તેણે પાણીમાં ડૂબકી મારી.

ઘાટનાં પગથિયાં પર જે બે પુરુષો બેઠા બેઠા વાર્તાલાપ કરી રહ્યા હતા, તેમણે સુશીલાના સર્વ ઉદ્‌ગારો સાંભળ્યા હતા. તેઓમાંનો એક જે સન્યાસી હતો તે તરત જ ઊઠયો અને જરાપણ વિલંબ કર્યા વગર પ્રવાહમાં કૂદી પડયો. સુશીલા ઘાટના છેવટના પગથિયાના પત્થર આગળ અટકી ગઇ હતી તેથી પ્રવાહની સાથે તણાઇ ગઇ ન હોતી. સંન્યાસીને તરતાં આવડતું હતું. તેણે સુશીલાનું સંજ્ઞાશૂન્ય શરીર પાણીમાથી બહાર કાઢયુ. પછી કૃત્રિમ ઉપાયોવડે તેના પેટમાંનુ પાણી તેણે કાઢી નાખ્યુ. શ્વાસ પ્રશ્વાસની ક્રિયા ફરીથી ચાલુ કરવા માટે જે પ્રક્રિયા કરવામાં આવે છે, તેને સન્યાસી જાણતો હતો. તે પ્રક્રિયા પણ તેણે કરી લીધી. આટલું કર્યા પછી તેને જણાયુ કે જે ભય હતો તે ટળી ગયો હતો. એટલે સુશીલાનું અચેતન શરીર પોતાને ખભે નાંખીને તે સન્યાસી તથા તેની સાથેનો બીજો માણસ ઘાટનાં પગથિયાં ચઢતા ચઢતા કોણ જાણે અંધારામાં ક્યાં ચાલ્યા ગયા.

---

## ૨૭

## કારાગારવાસીનો કાગળ.

સુશીલાનાં સંકટો જાણવાના કાર્યમાં પડીને આપણે દીનેશચન્દ્ર તથા સતીશચન્દ્રના સંબધમાં આગળ કાંઇ પણ જાણી શકયા નથી. દીનેશચન્દ્રના જેલમાં જવા પછી સતીશચન્દ્ર અવારનવાર તેને કાગળ લખ્યા કરતો હતો; એ કાગળો દ્વારાજ દીનેશ પોતાની સ્રી તથા પુત્રીની હકીકત જાણી શકતો હતો. સુશીલાના એકાએક ગુમ થઇ જવાની ખબર સતીશે જાણી જોઇને દીનેશને જણાવી

ન હતી; કારણ કે, એ દુઃખદાયક બનાવના સમાચાર જાણવાથી દીનેશને વધારે દુઃખ થવાનો સંભવ હતો. દીનેશને જેલમાં ગયાને સોળ માસ પૂરા થઇ ગયા હતા અને વળી અદાલતે કરેલો દીનેશનો દંડ સતીશે ભરી દીધો હતો તેથી સતીશને એક પ્રકારની ચિન્તા થવા લાગી હતી; કારણ કે, જે બાબત અત્યાર સુધી તેનાથી ગુપ્ત રાખવામાં આવી હતી તે હવે ઉઘાડી પડી જવાનો સંભવ હતો. અત્યાર સુધી સતીશે દીનેશની સ્ત્રી સાથે સુશીલાના સબંધમા કોઇ પણ દિવસ વાત સરખી ઉચ્ચારી ન હોતી. તેમ દીનેશની સ્ત્રીએ પણ સુશીલાનુ નામ ભૂલથી પણ લીધુ ન હોતું. સતીશે પોતાના પરિવારના માણસોને પણ સુશીલા વિશેની વાત સુશીલાની માતા પાસે ન કરવાની ખાસ ભલામણ કરી હતી. પરંતુ હવે એ લાંબા વખતના મૌનવ્રતનો ભગ કરવાનો એટલે કે સુશીલાના ગૃહત્યાગની વાર્તા પ્રકટ કરવાનો અવસર પાસે આવતો જતો હતો. દીનેશ બે મહીના પછી જેલમાંથી છૂટવાનો હતો. આજે રવિવાર હોવાથી સતીશને કોર્ટમા જવાનુ ન હોતુ. બપોરે જમ્યા પછી સતીશ દિવાનખાનામાં જઇને ધૂમ્રપાન કરી રહ્યો હતો. પોતાની નાની દિકરીને કહીને તેણે દીનેશની સ્ત્રીને તથા ઘરનાં બીજાં માણસોને દિવાનખાનામાં બોલાવ્યાં હતાં.

" કેમ બાપુ, આજે અમોને બધાંને અહીં શા માટે બોલાવ્યાં છે વારૂ ? " સતીશની નાની કન્યાએ બધાને બોલાવી લાવ્યા પછી પોતાના પિતાને પૂછ્યું.

" આજે તને તથા તારી બાને સજા કરવાની છે ! " સતીશે હસતાં હસતાં કહ્યું.

"સજા? મને તથા મારી બાને? તમે આ શું કહો છો? અમે તમારો કાંઈ પણ વાંક કર્યો નથી. તો શું તમે અમોને વગર વાંકે સજા કરશો? કોઇ પણ જાતનો અપરાધ કીધા વગર માણસને સજા કરવાનું તમારા કાયદાની પોથીમાં લખ્યું છે ખરૂં?" કન્યાએ ધારાશાસ્ત્રીની દુહિતાને શોભે તેવા સવાલો પૂછીને પોતાના નિર્દોષ સ્વભાવનો પરિચય કરાવ્યો.

"તું તો જબરી દેખાય છે જયન્તી! ઉપરા ઉપરી આટલા બધા સવાલો પૂછીને મને પણ ગભરાવી નાખવા ઇચ્છે છે કે શું? તમે વાંક નથી કર્યો એમ કોણ કહે છે?" સતીશે કન્યાને પોતાના ખોળામાં લઇને તથા તેના મસ્તકપર વારંવાર ચુમ્બન કરીને કહ્યું.

"હું કહું છું-મારી બા કહેશે! કેમ બા, કહેશો ને?" એમ કહીને જયન્તી સતીશના ખોળામાંથી પોતાની માતા પાસે જતી રહી.

"તું અને તારી મા કહેશે તેથી અમે શું એમ માની લેશું કે તમે વાંક નથી કર્યો? વાંક કરનાર પોતે કોઇ દિવસ એમ કહે ખરૂં કે મેં વાંક કર્યો છે?" સતીશે વિનોદને ખાતર તથા કન્યાની બુદ્ધિની પરીક્ષા કરવા ખાતર દલીલ આગળ ચલાવી.

"શા માટે ન માનો ભલા? એમે કાંઇ જૂઠું બોલીએ છીએ?' જયન્તીએ પોતાની વાત સાચી માનવાનું ખરેખરૂ અને સચોટ કારણ આપ્યું.

"ત્યારે શું તુ સાચું બોલે છે?" સતીશે પૂછ્યું.

"હાજી, સાચું તો શું પણ સાચે સાચુ અને તે પણ એક વાર નહિ સો વાર! બોલો, હવે કાંઇ કહેવાનું છે?" સત્યવાદિની કન્યા જયન્તીએ હિંમતથી કહ્યું.

"ગાંડી, પણ આટલું બધુ શા માટે કરે છે? પહેલાં તું એમને એ તો પૂછ કે તેં વાંક શો કર્યો છે? સાચા જૂઠ્ઠાની પરીક્ષા પછી થશે." દીનેશની સ્ત્રીએ કન્યાને એક વિચાર આપ્યો.

"હા, મોટી બા ખરૂં કહે છે. પહેલાં એ તો કહો કે અમે શો વાંક કર્યો છે? અમારા પર શી બાબતનો આરોપ મૂકો છો બાબુ?" જયન્તીએ સુશીલાની માએ બતાવેલી દલીલ કરીને કહ્યું.

"વાંક એજ કે તમે સુશીલાનાં બાને બહુ કષ્ટ આપ્યું છે; એમની પાસે ઘરનાં ન કરાવવાનાં કામ કરાવ્યાં છે." સતીશે ખાસ કારણથી એ આક્ષેપ મૂકયો.

"ના, બાબુજી, એ વાત બિલકુલ ખોટી છે. મોટી બાને પૂછી જૂઓ. અમે એમને જરાએ તકલીફ આપી નથી. ઘરનું દરેક કામકાજ મારી બા, મોટી બહેન, ભાઇ અને હું કરીએ છીએ. મારી બા એમને પોતાની મોટી બહેન સમજે છે અને અમો ભાઇ બહેન એમને મોટી બા કહીને બોલાવીએ છીએ. હા, કોઇ કોઇ વાર એ નાના ભાઇને લઇને રમાડે છે ખરાં. ભાઇને લેવો એ કાંઇ કષ્ટ કહેવાય કે?" જયન્તીએ ગંભીર થઇને ખુલાસો કર્યો.

"સતીશ બાબુ! જો કે તમે સુશીલાના પિતાના મિત્ર એટલે કે ભાઈ છો છતાં હું એમ સમજુ છું કે તમે મારા પણ ભાઇ જ છો. અમારા સંકટના સમયમાં અમને બન્નેને તમે મદદ કરી છે તે જીંદગી સૂધી ભૂલી શકાય તેમ નથી. બિચારી જયન્તીને વિના કારણ ન વઢશો. એ તો રાત દિવસ મારી હાજરીમાં જ રહે છે. ઘરના લોકો પણ મારી સાથે એવી રીતે વર્ત્યા છે કે હું મારા દુઃખને તો ભૂલી જ ગઇ છુ." દીનેશની સ્ત્રીએ શરમાતાં શરમાતાં કહ્યું.

" બસ, હું પણ એટલું જ જાણવા માગતો હતો. હવે દીનેશના છૂટકારાને બે મહીનાથી પણ ઓછો વખત રહ્યો છે. એ વખતે બે દિવસ પહેલાં હું કલકત્તા જઇશ અને તેને અહીં લઇ આવીશ. વખતે શરમને લીધે અહીં ન આવે અને આડા અવળા બીજે કયાંય ચાલ્યા જાય, તો વળી પાછા કયાં શોધતા ફરીએ ? પણ મારી તમને પુછવાની મુખ્ય વાત તો એ હતી કે મારે સુશીલાના સમાચાર તેમને કયારે આપવા અને કેવી રીતે આપવા ? આટલા દિવસ સૂધી ' સુશીલા તથા તેનાં માતુશ્રી આનંદમાં છે ' એમ લખીને પણ કામ ચલાવ્યું; પરંતુ હવે તો તે બાબત ઉઘાડી કર્યા વિના છૂટકો જ નથી." સતીશે પોતાનો વિચાર કલકત્તા જવાનો જણાવીને સુશીલાની વાત દીનેશને કેવી રીતે કરવી, એ સંબંધમાં ઘરના લોકોની સલાહ માગી.

" એ વિશે અમે આપને શી સલાહ આપીએ ? આપને જેમ યોગ્ય લાગે તેમ કરજો." દીનેશની સ્ત્રીએ કહ્યું.

" સરકાર, ટપાલી આ કાગળો આપી ગયો છે." એમ કહીને સતીશની ઑફિસના નોકરે સતીશના હાથમાં ત્રણ ચાર કાગળો આપ્યા.

" કોના કોના કાગળો છે, બાબુજી ?" જયન્તીએ એક પોસ્ટ કાર્ડ હાથમાં લઇને જોતાં જોતાં ઉત્સુકતાથી પૂછ્યું.

" અહા ! દીનેશનું આયુષ્ય તો બહુજ લાંબું જણાય છે. યાદ કરતાંની સાથેજ તેમનો કાગળ પણ આવી પહોંચ્યો ! " સતીશે જેલમાંથી આવેલા દીનેશના કાગળને ઓળખી લઇને આનંદથી એ ઉદ્‌ગાર કાઢયા.

" શું કારાગારવાસીનો કાગળ છે ? જેલના ઉપરી અમલ-

બહારોએ કેદીના કુટુંબીઓપર કાગળ લખવા દેવાની કૃપા ભલી કરી? ” સતીશની મોટી દિકરી સુરબાળાએ આશ્ચર્યથી એ શબ્દો ઉચ્ચાર્યા.

“ આમાં આશ્ચર્ય પામવા જેવુ કશું નથી બેટા ! સારી ચાલ-ચલગતના કેદીઓને પોતાના ઉપરીને બતાવીને બે ત્રણ મહીને એકાદ કાગળ લખવાની રજા આપવામાં આવે છે. એજ પ્રમાણે ચાર છ મહીને એકાદવાર જેલના ઉપરીની હાજરીમાં તેનાં સગાં-ઓને મળવા દેવામાં પણ આવે છે. ” સતીશે ખુલાસો કર્યો.

“ વાંચોને શું લખ્યું છે ? ” દીનેશની સ્ત્રીએ કહ્યું

“ સાંભળો ત્યારે. ” એમ કહીને સતીશે નીચે મુજબ કાગળ વાંચી સંભળાવ્યો.

“ પરમપ્રિય ભાઇ સતીશચન્દ્રની સેવામાં,

મુકામઃ શાહજહાંપુર.

મારા કૃપાળુ જેલરે આજે મારાપર કૃપા કરીને મને કાગળ લખવાની રજા આપેલી છે તે માટે પહેલાં તેનો અને પછી એક મહીના પછી હું જેલમાંથી છૂટીને તમારી પાસે આવી શકીશ ને માટે પરમેશ્વરનો જેટલો આભાર માનુ તેટલો ઓછોજ છે. મારા ભાગ્યમાં જે સંકટ લખાયલું હતું, તે એક મહીના પછી ટળી જશે. પરંતુ ત્યાર પછી? કારાગારમાંથી મુક્ત થયા પછી હું શું કરીશ, એ વિષેનો વિચાર આજે લગભગ સવા વર્ષથી કરી રહ્યો છું, પરંતુ હજી સૂધી કોઇપણ જાતના નિર્ણયપર આવી શકયો નથી. નિર્ણયપર આવવું તો દૂર રહ્યું પણ મને કોઇ રસ્તો જ સૂઝતો નથી. ભાઇ સતીશ! જીવનમાં અનેક પાપકર્મ કરેલાં છે, તેનું ફળ પણ ભોગવવું જ જોઇએને ! મારો અંતરાત્મા તો મને એમ કહે છે કે મારા પર હજી કોઈ ભયંકર આપત્તિ આવવી જાઇએ. મારા જેવા

પાપાત્માને જે કાંઇ સજા થઇ છે તે મારાં કર્મો જોતાં ઓછી જણાય છે! હજી મારૂં પ્રાયશ્ચિત પૂરૂં થયું નથી. મારા જેવા દુશ્ચરિત્ર, ચોર, વિશ્વાસઘાતક તથા લૂટારાને કેદમાં જવું પડયું, એ કાંઇ પુરતો દણ્ડ નથી. હું આથી પણ વિશેષ દણ્ડ ભોગવવાને યોગ્ય છું! મારા જીવનનો વિચાર કરવાથી મને જણાય છે કે સંસારમાં મારા જેવો હીનભાગી ભાગ્યેજ બીજો મળી આવશે. મારે શું નહોતું? હું વિદ્યા ભણ્યો હતો, ઉચ્ચ પદ પર પ્રતિષ્ઠિત થયો હતો, તમારા જેવા અભિન્ન હૃદય મિત્ર હતા, પતિપ્રાણા સ્ત્રીનો સ્વામી હતો, અને પોતાના નામને સાર્થક કરનારી તથા માતાપિતાને આનંદ આપનારી પુત્રીનો પિતા હતો. કહેવાની મતલબ કે મારે કોઇ વાતની ખામી નહોતી. ખામી ફક્ત મારા ચારિત્ર્યબળની હતી; તેથી જ હું નરકમાં પડયો હતો, માર્ગ ભૂલી ગયો હતો. એ વખતે જો મારી પાસે તમારા જેવો એક પણ મિત્ર હોત, તો મારી આ દશા ન થાત. હું આટલી હદ સુધી તિરસ્કારને પાત્ર, નીચ, અભક્ષ્ય ભક્ષ કરનારો, સર્વ સ્વજનોથી ત્યજાયલો અને છેવટે મનુષ્યના નામને કલંક લગાડનારો ન થાત !

હશે; જે થવાનું હતુ તે થઇ ગયું. હવે મારા સુખના એ દિવસો પાછા આવવાના નથી; મારા જીવનમાં મને શાન્તિનો સાક્ષાત્કાર થવાનો નથી. એતો બધું ઠીક, પણ અત્યારે મુખ્ય વિચાર તો એ છે કે જેલમાંથી છૂટયા પછી હું શું કામ કરીશ ? કોઇ વાર તો એમ વિચાર થાય છે કે તમને મોઢુંજ ન બતાવવું. અને ખરેખર હું મોઢું બતાવવા જેવો રહ્યો છું જ કયાં? પરંતુ જ્યારે મારી એકની એક આત્મજા સુશીલાનું સ્મરણ થાય છે, ત્યારે મારો એ વિચાર હવામાં ઉડી જાય છે! એ બિચારીને હવે આ સંસારમાં બીજું કોઇ

નથી. કેવળ તેનો પોતાનો જીવ છે. હું પાંખડી છું, દારૂડિયો છું, ચોર છું, લુટારો છું; અને જે કહો તે છું; પરંતુ હું ખરૂં કહું છું કે સુશીલાને જોતાંજ મને પરમ શાંતિ થતી હતી અને હજી પણ થશે ! તેને સુખી કરવા સારૂ મેં મારી શક્તિ ઉપરાન્ત વર દક્ષિણા આપીને એક સુપાત્રના હાથમાં તેનો હાથ સોંપ્યો હતો. પરંતુ અમો ભાગ્યહીન દંપતીના ભાગ્યદોષને લીધે તેના સર્વ સુખની સામગ્રીઓ વ્યર્થ ગઇ હતી. અમારી પ્રાણાધિક પુત્રી સદાને માટે દુઃખિની દુહિતા મારા જીવનનો એક માત્ર આધાર થઇ રહી હતી. તેને જોયા વિયા એક દિવસ પણ હું રહી શકતો નહોતો ! અહીં જેલમાં આવ્યા પછી પણ તેની યાદગીરી વગરનો એક દિવસ પણ વીત્યો નહિ હોય. ખરૂં કહું તો મારૂં આવુ અધમ જીવન પણ ટકી રહ્યું છે તે સુશીલાના પ્રતાપેજ. કિન્તુ હવે તેને મારી સાથે રાખીને હું કેવી રીતે સુખિની કરી શકીશ ? તેને લઇને હું ક્યાં જઇશ ? શું કરીશ ? ત્યારે મારી આશાનું શું થશે ?

જો મારી પાસે થોડા ઘણા પણ પૈસા હોત, તો બન્ને મા દીકરીને લઇને કાશીક્ષેત્રમાં ચાલ્યો જાત અને બાકીની જીંદગી ત્યાંજ પૂરી કરત. સુશીલાને ભક્તિમાર્ગની પ્રવાસિની બનાવી તેના દીલને શાન્ત કરવાનો હું પ્રયત્ન કરત. પરંતુ મારી એ ઇચ્છા પરિપૂર્ણ થવાનાં લક્ષણ દેખાતાં નથી. હું એટલો બધો દીન અને હીન છું કે મારી સ્ત્રી તથા કન્યાને તમે આશ્રય ન આપ્યો હોત, તો આજે એક મુઠ્ઠી અન્નના દાણા સારૂ ઘર ઘર ભટકતી એ મા દીકરીની કોણ જાણે કેય દશા થઈ હોત ? કદાચ ખાવા પીવાનું ન મળવાથી વખતે તે મરી પણ ગઈ હોત ! ભાઇ ! તમે જે કાંઇ કર્યું છે તે આજ કાલ સગો ભાઈ પણ કરી શકતો નથી. હું તમારો શું થાઉં છું ?

તમે બ્રાહ્મણ છો, હું કાયસ્થ છું. તમારી સાથે એકજ સ્કૂલમાં ભણ્યો છું; આપણે બન્ને એકજ ગામના રહેનારા છીએ: આટલો તમારો અને મારો સંબંધ છે! અત્યારે તો પિતા પુત્રને સહાયતા નથી કરતો અને પુત્ર પિતાનો ભાર નથી લેતો; નાનો ભાઈ સકુટુમ્બ ભૂખે મરતો હોય અને ધનવાન્ મોટો ભાઇ આનંદ કરતો હોય છે! મતલબ, આવા ભયંકર સમયમાં અને હૃદયશૂન્ય થઇ ગયેલા દેશમાં તમે મારા માટે જે કર્યું છે, તે મારા પિતા અથવા મા જણ્યા ભાઇઓ પણ કરત કે નહિ, એ વિશે મને તો શંકાજ છે. હશે, એ બાબત જવાદો; જેના જીવનભર ગુણગાન કરતાં પણ પાર આવે તેમ નથી. જન્મ જન્માન્તર પર્યન્ત જેનું દાસત્વ કરું તો પણ જેના ઋણમાંથી મુક્ત થઈ શકાય તેમ નથી, તે બધી વાતો આ નાનકડા પત્રમાં શી રીતે લખી શકું? ત્યારે મારી મુખ્ય વાત શી છે? 'હું જેલમાંથી છૂટયા પછી શું કરીશ?' સુશીલા તથા તેની મા મારી વાટ જોઇને બેઠાં હશે, અને એમાં ખોટું પણ શું છે? પરંતુ એમને માટે મારા જેવો ભાગ્યહીન પતિ તથા પિતા શું કરી શકે તેમ છે વારૂ? મને વધારે ચિન્તા તો સુશીલાની થાય છે. તેનુ મારે શું કરવું? આટલા દિવસથી તે તમારી પાસે રહી છે. તેનું જીવન કયે માર્ગે લગાડવું જોઇએ એનો વિચાર તમે કોઇ દિવસ કર્યો છે ખરો? જૂઓ, કાશીમાં અથવા એવાજ કોઈ બીજા તીર્થસ્થાનમાં એક સહાયતા કરી શકશો? હું મોટી મોટી વાતો નથી કરતો; કોઇ મોટા પગારની નોકરીનું નથી કહેતો. અમો ત્રણ જીવોને ફકત એક વખત પેટ પૂરતું ખાવાનું મળી શકે, એવી કોઇ નોકરી તમે અપાવી શકશો? મહીને વીસ અથવા પચ્ચીસ રૂપિયા મળશે તોપણ સંતોષ માની લઇશું. ભાઇ સતીશ! એક વખત હું મારા હાથ નીચેના નોકર ચાકરોને વીસ પચ્ચીસ રૂપિયા ઇનામ આપતો હતો. એક

દિવસમાં સેંકડો રૂપિયા હું મારી કુટેવની પાછળ ખર્ચી નાખતો હતો. તે આજ પોતાના આખા કુટુમ્બને પાળવા સારૂ મહીના દિવસના વીસ રૂપિયાની માગણી કરી રહ્યો છે!

એજ માર્ગ મને ઠીક દેખાય છે. તમે જો પ્રયત્ન કરશો તો જરૂર કરી શકશો. સુશીલા તથા તેની માને લઇને હું કોઇ તીર્થક્ષેત્રમાં રહીશ. ત્યાં નોકરી કરીશ, સુશીલાને ભક્તિભાવમાં લગાડી દઇશ અને જીવન દરિદ્ર અવસ્થામાંજ વીતાડી દઇશ. જીવનના અંતિમ દિવસો સુધી સુશીલાની સાથે રહેવાની ઇચ્છા છે તે ગમે તે દશામાં પણ પરિપૂર્ણ થશે. એ સિવાય મારી કાંઇ પણ ઇચ્છા નથી!

બસ; એજ મારો અંતિમ નિર્ધાર છે. જેલમાંથી છૂટીને હું સીધો તમારી પાસે આવીશ. તમે આગગાડીની ટિકિટના કલકત્તાથી શાહજહાંપુર સુધીના થર્ડ ક્લાસના થતા હોય તેટલા રૂપિયા જેલના સુપરિન્ટેન્ડેન્ટપર મનીઑર્ડર દ્વારા મારી છૂટવાની તારીખ પહેલાં મોકલી આપજો. હું જેલમાથી બહાર નીકળતાંની સાથેજ હાવરા સ્ટેશને પહોંચીશ અને ત્યાંથી જે પહેલી ટ્રેન મળશે તેમાં શાહજહાંપુર આવવા સારૂ રવાના થઇશ. મારી દુઃખિની ધર્મદારા તથા અભાગિની આત્મજા મારી વાટ જોઇને બેઠા હશે! એ વખતે શું હું રસ્તામાં ખોટી થઇશ?

કાગળ બહુ લાંબો થઇ ગયો છે. જેલના અધિકારીઓ આમાં કાપકૂપ નહિ કરે તો સારૂં. હજી તો કેટલીય વાતો લખવાની રહી ગઇ છે. થોડાક દુઃખના દિવસ વળી વીત્યા પછી તમને ભેટીને તથા સુશીલાને ખોળામાં લઇને મારા ક્ષુધિત ચિત્તને શાન્ત કરીશ. એજ વિજ્ઞપ્તિ.

તમારો જીવનભરનો ઋણી
દુર્ભાગી દીનેશચન્દ્ર."

કાગળ વંચાઇ રહ્યા પછી દીનેશની સ્ત્રી કપાળપર હાથ રાખીને ઊંડા વિચારમાં પડી ગઇ. તેનું હૃદય ચીરાઇ રહ્યું હતું. તે પોતાના મનમાંને મનમાં જ કહેતી હતી કે: "હાય! હત ભાગ્ય! કઇ આશાના આધારે તમે કારાવાસમાંથી મુક્ત થઇને દોડતા આવવા ધારોછો! અહી તમારા માટે જે વજ્ર તૈયાર થયેલું છે તે અકસ્માત્ તમારાપર પડીને તમારા ચૂરેચૂરા કરી નાખશે, એની તમને કલ્પના પણ કયાંથી હોય?"

" ત્યારે કેમ કરીશું?" સતીશે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને પૂછ્યું.

"કરવાનું શું છે? તમે તો એમને લેવા જવાનુ કહોછોને? ઠીક છે; આવતાં આવતાં ટ્રેનમાં વાત કરી દેજો." દીનેશની સ્ત્રીએ જવાબ દીધો.

"એ મારાથી થઈ શકવાનું નથી. આ પ્રમાણે અકસ્માત્ વજ્રઘાત કરવાની મારામાં શકિત નથી. મને એ બીક લાગે છે કે એ આઘાત થતાંની સાથેજ કદાચ તેમના પ્રાણ જ નીકળી જાય!" સતીશે સુશીલા વિશેની વાતચીત કરવાની ચોકખી ના પાડી દીધી.

" એ વાતનો વિચાર કરવાથી હવે શો લાભ થવાનો છે? સુશીલા કુળને કલંક લગાડીને ચાલી ગઇ, એ પણ સહન કર્યું જ છે ને? તેમ એ પણ સહન કરી લઇશ.મારૂં હૃદય હવે પત્થરના જેવું કઠોર થયું છે. મારા જેવી દુઃખિનીએ ગમે તેવા દુઃખદાયક સમાચાર સાંભળવાને તૈયાર થઇ રહેવુ જોઇએ." સુશીલાની માતાએ હૈયું કઠણ કરીને કહ્યું, અને તે બીજા ઓરડામાં જતી રહી.

તેની પાછળ સતીશનાં બાળકો પણ ચાલ્યાં ગયાં. કેવળ સતીશ તથા તેની સ્ત્રીજ દિવાનખાનામાં રહ્યાં.

## ૨૮
## સ્વામીની સુશ્રૂષા કિંવા સન્યાસીઓના સમુદાયમાં.

અજ્ઞાન સન્યાસી સુશીલાને તે રાત્રે પોતાના આશ્રમમાં લઇ ગયો હતો. આશ્રમ દશાશ્વમેધ ઘાટથી થોડોક દૂર હતો એટલે કે એક રીતે જોતાં શહેરની બહારના ભાગમાંજ આવેલો હતો. તેના આશ્રમમાં ત્રણ ચાર તરૂણ વયના શિષ્યો હતા. એ બધા શિષ્યો ઉત્તર હિન્દુસ્તાનના રહેવાશી હતા. પરંતુ સુશીલાને ડૂબતી બચાવી આશ્રમમાં લઇ જનાર સન્યાસી બંગાલી હતો; અને તેની અવસ્થા જોનારને ચાલીસથી પચ્ચાસ વર્ષની વચમાંની હોય, એમ લાગતું હતું. લગભગ દશ વર્ષથી સન્યાસી તે ઠેકાણે આશ્રમ બનાવીને રહેતો હતો. ચેલાઓ શહેરમાં જઇને શ્રી અન્નપૂર્ણા દેવીનો આશીર્વાદ મેળવી આવતા હતા, તો કોઇ કોઇ વાર આસપાસમાં રહેનારા તથા યાત્રાર્થે કાશીમાં આવેલા પરોપકારી ગૃહસ્થો આર્થિક સહાયતા કરતા હતા; અને એમાંથીજ આશ્રમવાસીઓનો જીવન નિર્વાહ ચાલતો હતો. મોટા રસ્તાને ઓળંગીને સન્યાસી જ્યારે સુશીલાને લઇને પોતાના આશ્રમના આંગણામાં દાખલ થયો, ત્યારે આશ્રમમાંના બધા માણસો સૂઇ ગયા હતા. સન્યાસીએ બધાને જગાડયા અને ત્યાર પછી સર્વે મળીને સુશીલાની સેવા સુશ્રૂષા કરવા લાગી ગયા. લગભગ બે કલાકના પરિશ્રમ પછી સુશીલાએ જ્યારે શુદ્ધિમાં આવીને પોતાની આંખો ઉઘાડી, ત્યારે તેણે પોતાને સન્યાસીઓના સમુદાયમાં બેઠેલી જોઇ. તેણે જોયું કે એક આધેડ અવસ્થાનો સ્વામી તેની સેવા કરી રહ્યો હતો, અને કેટલાક યુવાવસ્થાને પ્રાપ્ત થયેલા સન્યાસીઓ તેની ચારે બાજૂએ બેઠેલા હતા. સુશીલાએ પોતાનાં ચક્ષુઓ ખોલતાંની સાથેજ "મા-એ મા!" એવા શબ્દો અર્દ્ધ સ્પષ્ટ સ્વરથી

ઉચ્ચાર્યો. ત્યાર પછી તેણે ફરીથી પોતાનાં નેત્રો બંધ કરી દીધાં; અને તે વળી અચેતન થઇ ગઇ. આશ્રમનિવાસી સન્યાસીઓ તેની પ્રાણરક્ષાના પ્રબલ પ્રયત્નો કરવા લાગી ગયા હતા.

સન્યાસીઓએ જોયું કે સુશીલા મૂર્ચ્છિત થવા સાથે જ્વરથી પણ જકડાઇ ગઈ હતી. સાત દિવસ અને સાત રાત્રિઓ સૂધી અચેતન અવસ્થામાં પડી રહ્યા પછી સુશીલા શુદ્ધિમાં આવી હતી; કિન્તુ તેનો તાવ હજી દૂર ગયો નહોતો. તાવ વધારે પણ નહોતો તેમ ઓછો પણ નહોતો. પરંતુ તે દુબળી બહુ થઇ ગઇ હતી. એક મહીના સૂધી કષ્ટ ભોગવ્યા પછી તેનો તાવ ઊતર્યો હતો, છતાં પણ તે અશકત એટલી બધી થઇ ગઇ હતી કે બિછાનાપર બેસી શકતી નહોતી. સન્યાસી તથા તેના શિષ્યોએ સુશીલાની સેવા સુશ્રૂષા સારી રીતે કરી હતી. ખાસ કરીને તેમનામાંના એક સન્યાસીએ તેની ભાવ પૂર્વક સેવા કરી હતી. તે ઘણું ખરૂં સુશીલાની શય્યા પાસેજ બેસી રહેતો હતો, અને તેને જે ચીજ જોઇતી હતી તે તે લાવી આપતો હતો. આશ્રમમાં પણ તેનો પ્રભાવ પડતો હતો; કારણ કે, તે ચારિત્ર્યવાન્ તથા જ્ઞાનવાન્ હતો. બીજા સાધુઓની માફક તે ગાંજાની ચિલમ કે ભાંગનો લોટો ચઢાવતો નહોતો. આખો દિવસ ગુરુની આજ્ઞાનુસાર વાંચતો વિચારતો તથા લખતોજ જોવામાં આવતો હતો. જે વખતે આ વાર્તાનો પ્રસંગ ચાલતો હતો તે વખતે તે વેદાન્તનો અભ્યાસ કરી રહ્યો હતો. તેની અવસ્થા લગભગ એકવીસ બાવીસ વર્ષની થઇ હતી. સુશીલાને સાજી નરવી કરવાની તેણે જાણે કે પ્રતિજ્ઞાજ લીધી હોયની! તેવી રીતે તે તેની સેવા સુશ્રૂષા કરતો હતો; માત્ર એટલુંજ નહિ, પણ, તે સુશીલાને એકલી મૂકીને થોડી વારને માટે પણ ક્યાંય જતો નહોતો. જ્યારે જૂઓ ત્યારે સુશીલાની પાસેને

પાસેજ બેઠેલો નજરે પડતો હતો. સુશીલા જે વસ્તુ માગતી હતી તે તે લાવી આપતો હતો, એટલુંજ નહિ પણ જે વસ્તુની તેને જરૂર પડવાનો તેને સંભવ જણાતો હતો તે વસ્તુ પણ તે આગળથી લાવી રાખતો હતો! સુશીલા પણ જાણી ગઇ હતી કે તેજ તરૂણ સન્યાસીની પરિશ્રમયુક્ત સુશ્રૂષાથી તે સારી થઇ હતી.

જે સન્યાસી સુશીલાને ગંગામાંથી ડૂબતી બચાવીને આશ્રમમાં લઇ ગયો હતો, તેણે તેનું નામઠામ પૂછી લીધું હતું. બધી હકીકત સાંભળી લીધા પછી તેણે સુશીલાને બીજી વાર સંસારમાં ન પડવાની શિખામણ આપી હતી; અને સારી થયા પછી તેને સન્યાસદીક્ષા આપવાનું કહ્યું હતું. એ વાત સુશીલાને ગળે પણ ઊતરી હતી. તેની પરિશ્રમ પૂર્વક સેવા કરનાર સન્યાસી તેના વિષયમાં કાંઇ પણ જાણવા માટે આતુર થઇ રહ્યો હતો. એક દિવસ પ્રાતઃકાલમાં જ્યારે આશ્રમના અધિષ્ઠાતા સન્યાસી સમાધિસ્થ થયા હતા અને તેમના બીજા શિષ્યો શહેરમાં ભિક્ષા માગવા માટે ગયા હતા, ત્યારે પેલા યુવક સન્યાસીએ સુશીલાની સાથે વાતચીત કરવાનો વિચાર કર્યો હતો.

"દેવિ! શું હું તમારૂં શુભ નામ જાણી શકું છું? વળી તમે જન્મ ધારણ કરીને કયા દેશને શોભાવ્યો છે, એ પણ જાણવાની મારી એટલીજ અભિલાષા છે." તરૂણ સન્યાસીએ એક દિવસ સુશીલાને ઉદ્દેશીને પૂછ્યું.

"સન્યાસી મહારાજ! મારો પૂર્વ પરિચય હું આપને શું આપું? મારો પૂર્વ વૃતાન્ત કાંઇ પણ નથી. આપે તથા આપના ગુરુશ્રીએ મને નવું જીવન આપ્યું છે, એટલુંજ માત્ર હું આપને જણાવું છું. મારી આગલી હકીકત મને ન પૂછો તો બહુ સારૂં થશે." સુશીલાએ પોતાનું મોઢું ભૂમિ તરફ નમાવીને જવાબ દીધો.

"સુન્દરિ! શું ઇચ્છા કરવાથીજ આપણા ભૂત કાલની વાતો આપણાથી ભૂલી શકાય છે? સ્વામીજી પાસેથી મેં સાંભળ્યું છે કે તમે ગંગામાં ડૂબી મરવા સારૂ ગયાં હતાં. એવું તમારા પર શું સંકટ આવ્યું હતું જેને માટે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરવો પડયો હતો?" સન્યાસીએ સહાનુભૂતિ દર્શક સ્વરથી બીજી વાર પૂછયું.

"મહારાજ, આપ સાધુ હોવાથી એ બધું સમજી શકો તેમ નથી. આપે એવી સંસારતૃષ્ણા સંબંધી વાતો સાંભળવાની ઇચ્છા પણ ન કરવી જોઇએ." સુશીલાએ તેને તેના સંન્યાસ ધર્મનુ સ્મરણ કરાવીને એકજ વાકયમાં નિરુત્તર બનાવી દીધો.

એ દિવસે સંન્યાસી આગળ કાંઇ પણ બોલ્યો નહિ.

* * * * *

ત્રણ ચાર દિવસ વીત્યા પછી સાયંકાલનો સમય થવા આવ્યો હતો. એ વખતે પેલો સંન્યાસી પોતાના વેદાભ્યાસના કાર્યની સમાપ્તિ કરીને ફરતો ફરતો સુશીલા પાસે જઇ પહોંચ્યો. સુશીલા એ વખતે પર્ણકુટિના પાછલા ભાગના દ્વાર પાસે બેસીને અસ્તાચલમાં જતા આદિત્ય નારાયણનું અવલોકન કરી રહી હતી. સંન્યાસી પોતાની બગલમાંનુ આસન સુશીલાની સામેના ભાગમાં નાખીને તેના પર બેસી ગયો.

"કેમ દેવિ! હવે તો તમારી પ્રકૃતિ સારી છે ને?" સન્યાસીએ આસનપર બેઠા પછી સુશીલા તરફ જોઇને કહ્યું.

"જી હા, મારી પ્રકૃતિ હવે સ્વસ્થ છે. હવે હું હરી ફરી શકું છું તથા પાશેર અનાજ પચાવી શકું છું." સુશીલાએ સંકોચ દેખાડીને કહ્યું.

"ત્યારે હવે તમે શું કરશો?" સન્યાસીએ બીજો સવાલ પૂછયો.

"હું સ્વામીજી પાસે દીક્ષા લઇને આ આશ્રમમાં જ રહેવાનો વિચાર કરૂં છું." સુશીલાએ જવાબ આપ્યો.

"દીક્ષા લેવાનો વિચાર તમે પોતેજ કર્યો છે કે બીજા કોઇએ તમને સલાહ આપી છે?" સન્યાસીએ થોડી વાર સુધી ચુપ રહ્યા પછી આ પ્રમાણે પૂછયું.

"સ્વામીજીએજ મને આમ કરવાનો ઉપદેશ કર્યો છે." સુશીલાએ સાચો જવાબ દીધો.

"સુન્દરિ! આજ એક મહીના ઉપર થવા આવ્યો છે કે હું તમારી સેવા કરી રહ્યો છું. શું તમે મારી સલાહ માનશો? આ આશ્રમ તમારે રહેવા લાયક નથી. આમ કહેવામાં મારો કોઇ પણ જાતનો સ્વાર્થ નથી; હું કેવળ તમારા કલ્યાણ માટેજ કહું છું કે તમે આ આશ્રમમાં ન રહેશો." સન્યાસીએ ગંભીર વાણીથી એ વાકયો ઉચ્ચાર્યા.

"આ સ્થાન મારે રહેવા યોગ્ય નથી! ત્યારે આવા અયોગ્ય સ્થાનમાં તમે પોતે શા માટે રહ્યા છો? આ પરથી મારે તમારા વિશે શો વિચાર કરવો? મારા જીવનદાતાને આ પ્રકારના પ્રશ્નો મારે પૂછવા પડે છે તે માટે મને બહુ દુઃખ થાય છે, પરતુ મારે ન છૂટકે એમ કરવુ પડે છે." સુશીલાએ ધીમે રહીને સન્યાસીનેજ સકંજામાં લીધો.

"મારી બાબતમાં અને તમારી બાબતમાં ફેર છે. ખરી વાત એ છે કે અત્યાર સુધી એ વાત મારા જાણવામાં આવી નહોતી. હું મારા વિદ્યાધ્યયનના કાર્યમાં જ નિમગ્ન રહેતો હતો. કોણ કેવો

છે, શું કરે છે અને કયાં જાય છે એ જાણવાની મને ફુરસદ નહોતી અને દરકાર પણ નહોતી." સન્યાસીએ ખુલાસો કર્યો.

"ત્યારે હવે જાણ્યા છતાં અહીં કેમ પડી રહ્યા છો ?" સુશીલાએ તેના હૃદયની વાત કઢાવવાના વિચારથી પૂછ્યુ.

"તમે જો અચેતન અવસ્થામાં અહીં ન આવ્યાં હોત એટલે કે મારો નાલાયક ગુરુ તમને અહીં ન લાવ્યો હોત તો હું કયારનો અહીંથી અડધી રાતે અગીઆરાં ગણી ગયો હોત !" સન્યાસીએ સુશીલાની સેવાનુંજ કારણ આપ્યું.

"વૃદ્ધ સન્યાસી આ આશ્રમમાં સાત આઠ વર્ષથી રહે છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. આટલા દિવસ સુધી આપને સંદેહ ન થયો અને હવે જ થયો એનું કારણ ?" સુશીલાએ બીજો મુદ્દો કાઢીને સવાલ ઉભો કર્યો.

"મેં કહ્યું તો ખરૂં કે એ તરફ મારૂં ધ્યાનજ નહોતું. હજી પણ મેં જે કાંઇ જોયું છે તથા સાંભળ્યું તે મારા મનમાંજ રાખીને હું અહીંથી ચુપચાપ ચાલ્યો ગયો હોત. પરંતુ આટલા દિયસથી તમારી મહાપરિશ્રમથી સેવા કરીને તમને સ્વસ્થ કર્યાં છે અને તમને ચેતવણી આપ્યા વગર હું ચાલ્યો જાઉં તે મારાથી કેવી રીતે થઇ શકે ? તમે જરૂર એ દંભમૂર્તિના કહેવા પ્રમાણે કરીને તમારા ધર્મને ગુમાવા બેસો. એટલા માટે તમને સાવધાન કરી દેવાં એ મારૂં કર્તવ્ય હતું." સન્યાસીએ સુશીલા પ્રત્યેની પોતાની લાગણી વાણીદ્વારા કહી બતાવી.

"ક્ષમા કરજો, સન્યાસીજી ! પરંતુ હું આપના કહેવાનો ભાવાર્થ સમજી શકતી નથી. જે સાધુ પુરુષે મને ગંગામાંથી બહાર કાઢી, જે આ આશ્રમમાં લઇ આવ્યા, જે મને આશ્રય આપીને મારૂં રક્ષણ

કરી રહ્યા છે, જે મને પોતાની કન્યા સમાન ગણે છે, અને જે મને બ્રહ્મચારિણી બનાવી આશ્રમમાં રહેવાનો ઉપદેશ કરી રહ્યા છે, તેમના મનમાં કોઇ પણ જાતનો સ્વાર્થ હશે, એ વાત હું તમારી સાથેની વાતચીત પરથી સમજી શકતી નથી." સુશીલાએ તેની વાત ઉડાવી દેવાના ઇરાદાથી આ પ્રમાણે કહ્યું.

"એ સમજવાને હજી તમને બહુ વખત જોઇશે ! અમારા સન્યાસીઓના સમુદાયમાં કેટલા ચોર, કેટલા બદમાશ અને કેટલા વિષયલમ્પટ પુરુષો પડેલા છે, તે જ્યાં સૂધી કોઇ ખાસ કારણ ઉપસ્થિત ન થાય ત્યાં સૂધી કોઇ પણ જાણી શકતું નથી. વળી જેઓ પ્રસિદ્ધ સન્યાસી, મહાગુરુ, મહન્ત અને પરમહંસ નામ ધરાવનારા હોય છે, તેઓમાં તો ભાગ્યેજ કોઇ ખરો 'સાધુ' જોવામાં આવે છે. પરમભક્ત, પરમ ઇન્દ્રિયનિગ્રહ અને પરમ પરોપકારી સાધુ તરીકે પ્રસિદ્ધ થયેલા અનેક નરપિશાચો આ પવિત્ર કાશીપુરીને અપવિત્ર તથા કલંકિત કરે છે. પરંતુ એ વાત શું સહજમાં જાણી શકાય તેમ છે? અમારા આશ્રમમાં પણ એવા કેટલાક માણસો છે. એ વાત તમે ખાસ સ્મરણમાં રાખશો કે જે બહારથી બહુજ આડમ્બર કરતો હોય, બહુજ ધર્મભાવના તથા પરોપકાર ભાવના દેખાડતો હોય, તેને અંદરથી અવશ્ય ભ્રષ્ટ સમજવો. પોતાની ધર્મભ્રષ્ટતા કિંવા ચારિત્રભ્રષ્ટતાને છુપાવવા ખાતરજ તે એવા આડમ્બર કરતો હોય છે. પરંતુ એ આડમ્બરને જોઇને તમે ભૂલાશો નહિ. દેવી સુશીલા!" સન્યાસીએ સાધુ વેષમાં ફરતા શયતાનોથી સુશીલાને સાવચેત રહેવાનો બોધ આપ્યો.

"ત્યારે તમે મારી પાસે શું કરાવવા ઇચ્છો છો?" સુશીલાએ થોડીવાર વિચાર કરીને પૃછયુ.

"તમારે આ સ્થાન છોડી ચાલ્યા જવું એજ યોગ્ય છે." સન્યાસીએ તરતજ કહેવા માંડ્યું: "સ્વામીજીનો તમારી પાસે શો સ્વાર્થ છે તે તમને કહીને હું મારી વાણીને અપવિત્ર કરવા ઇચ્છતો નથી. અત્યારે ફક્ત એટલુ યાદ રાખજો કે તમારે માથે એક ભયંકર આપત્તિ આવવાની છે. તમારા સબંધમાં જો કે હું વિશેષ કાંઇ પણ જાણતો નથી તોપણ સ્વામીજી પાસેથી જ જેટલું સાંભળ્યુ છે તેટલા પરથી હુ સમજી શકયો છું કે તમારા પર અસંખ્ય સંકટો આવેલા છે. પરંતુ તે સંકટોમાંથી તમારો ઉદ્ધાર થઇ શકયો હતો. કારણ કે, તે સંકટો આપનારા માણસો અમારા જેવા 'સાધુ' નહોતા. અમારી માફક તેમણે ભગવાં વસ્ત્રો, ભસ્મ, ત્રિપુણ્ડ લાંબાં ટીલાં અને જટા તથા માળાઓ ધારણ કર્યા ન હોતા. બદમાશોના હાથમાંથી તમે તમારૂ રક્ષણ કરી શકો તેમ છો, પરતુ સાધુવેષધારી શયતાનોના હાથમાંથી બચી શકો તેમ નથી. તમારી આગળ ધર્મનીતિ અને ભકિતભાવની વાતો કરીને પહેલાં તેઓ તમારા હૃદયમાં તેમના માટે વિશ્વાસ ઉત્પન્ન કરશે. ત્યારપછી તેમની જેવી ઇચ્છા થશે તેમ તમારી પાસે કરાવશો. તે વખતે તમે ખુશીથી અધર્માચરણ કરશો; કારણ કે, તેમના સમજાવવાથી તે વખતે તમે અધર્મનેજ ધર્મ માની રહ્યાં હશો. એટલા માટે જ હું તમને કહું છું કે જો તમે તમારા ધર્મનું રક્ષણ કરવા ઇચ્છતાં હો, તો આ આશ્રમનો સત્વર ત્યાગ કરી જાઓ."

"કયાં જાઉં?" સુશીલાએ ગંભીરતાથી પૂછ્યું.

"જો તમે મનેજ પૂછતા હો, તો હું તમને એક સારી જગ્યાએ લઇ જવાને તૈયાર છું." સંન્યાસીએ કહ્યું.

"હં! પણ, તમારૂં નામ શું?" સુશીલાએ તેનું નામ પૂછ્યું.

"આ શરીરને લોકો આત્માનન્દના નામથી ઓળખે છે." સંન્યાસી આત્માનન્દે જવાબ દીધો.

"ત્યારે મહારાજ આત્માનન્દજી! હું તમને પૂછું છું કે તમે પોતે પણ એક સન્યાસીજ છો ને? તમે પણ મારા પર શું શું નહિ ગુજારો એની શી ખાત્રી? જે અપરાધ તમારા ગુરૂના હાથથી થવાનું મને કહો છો, તેજ અપરાધ તમારા હાથથી નહી થાય એમ મારે શાપરથી માનવું ભલા? મને અહીથી બીજે કોઇ અજાણ્યે સ્થળે લઇ જઇને ત્યાં મારો સર્વ નાશ તમે નહિ શામાટે કરો? નહિ, નહિ, એવી વાતો તમે મને કહેશો નહિ. તમારા ગુરૂના સંબધમાં મારા મનમાં જરા પણ સદેહ થતો નથી, કિન્બહુના તેથી વિપરીત તમારા વિષયમાં જ અનેક જાતની શકાકુશકાઓ મારા મનમા થયા કરે છે. અનેક આપત્તિઓનો અનુભવ કરેલો હોવાથી હું તમારા બોલવા પર વિશ્વાસ રાખી શકતી નથી, તે માટે ક્ષમા ચાહું છું. તમારા સંબંધમાં જ આમ છે એમ હું નથી કહેતી, પરંતુ પુરૂષ જાતિને માટે કિંબહુના મનુષ્યજાતિને માટે મારા અંતઃકરણમાં હવે સદ્ભાવના કિવા શ્રદ્ધા રહી નથી. હું તમને હાથ જોડીને કહું છું કે તમે તમારે રસ્તે જાઓ. મારી સાથે એવી વાત ન કરશો. હું અહીજ રહીશ. અને જે કાંઇ સુખદુઃખ મારા પર આવશે, તે સહન કરીશ. મારા ભાગ્યમાં જેમ લખાયલું હશે તેમ થશે. તે માટે તમે વ્યર્થ ચિન્તા કરશો નહિ. શ્રીકાશીવિશ્વેશ મારૂ રક્ષણ કરશે. આટલાં દુઃખો ભોગવીને હું એ શીખી છું કે મનુષ્યની સહાયતા કાંઇ પણ કામ આવતી નથી. હુ કેવળ ઈશ્વર પર ભરોસો રાખીને દિવસો વીતાડી રહી છું." સુશીલાએ પોતાનું હૃદય ખોલીને ખરે-ખરી હકીકત કહી દીધી.

•

"ભલે, જેવી તમારી ઇચ્છા. મેં મારા કર્તવ્યનું પાલન કરી લીધું છે. મારૂં માનવુ ન માનવું એ તમારા અધિકારની વાત છે. આજે તમારી સાથે આટલીવાર સુધી વાત કરવાનુ એક કારણ છે. આવતી કાલે જ હું આ આશ્રમ છોડી જવાનો છુ. આટલા દિવસ તમને સ્વસ્થ કરવા માટે જ રહ્યો હતો. સ્વામીજી કાંઇ મારા મંત્રગુરુ નથી; તેઓ કેવળ વિદ્યાગુરુ છે. એમની પાસે હુ વેદાન્તનો અભ્યાસ કરવા સારૂ આવ્યો હતો. લગભગ એક મહીનો હું ભણ્યો, પણ હવે આગળ પાઠ લેવાની ઇચ્છા થતી નથી. એક બીજી બાબત પણ હું તમને જણાવી દઉં છુ કે હું કાશીનો ત્યાગ કરી જવા ધારૂં છું. હરિદ્વારમાં મારા મંત્રગુરુનો આશ્રમ છે ત્યા હુ જઇશ તમે તો જો કે અત્યારે મારામાં જ દૂષણ જુઓ છો કિન્તુ તેથી હું માઠું લગાડતો નથી; કારણ કે તમે મનુષ્યમાત્ર તરફ સંદેહની નજરે જુઓ છો. છતાં હું કહી જાઉં છુ કે જો કોઇ વાર અચાનક આપત્તિ આવે અને મારી સહાયતાની જરૂર પડે, તો જયપુરક્ષેત્રમાં જઇને હરિહરાનન્દ બ્રહ્મચારીને મળજો. તે તમને મારી પાસે હરિદ્વાર મોકલી આપશે; અને ત્યાં મારા ગુરુના નિવાસસ્થાનમા તમે કોઇપણ જાતની અડચણ વગર ધર્મ–નીતિથી રહી શકશો." આટલુ કહીને આત્માનન્દ તેના જવાબની વાટ જોયા વગર ત્યાંથી જતો રહ્યો.

સુશીલા ત્યાં જ બેઠી બેઠી આકાશ પાતાળના વિચારો કરી રહી હતી. તેના વિચારોનો અંત જણાતો નહોતો. બીજે દિવસે આત્માનન્દ આશ્રમમાંથી ચાલ્યો ગયો હતો.

* * * *

આત્માનન્દે કહ્યુ હતુ તે સાચુ સિદ્ધ થવાના સંયોગો સુશીલાને દેખાવા લાગ્યા હતા. તેના ચાલ્યા ગયા પછી સાતમે દિવસે એક

એવી ઘટના બની કે જેથી સુશીલાના હૃદયમાં આત્માનન્દ વિષેનો ખરાબ અભિપ્રાય બદલાઈને સારો અભિપ્રાય બંધાયો.

સુશીલાની પ્રકૃતિ સ્વસ્થ થઈ ગઈ હતી. એક દિવસ સન્ધ્યા સમયે તે પોતાની પર્ણકુટીમાં બેઠી બેઠી સ્ત્રીના સન્યાસાશ્રમનો વિચાર કરી રહી હતી. એવામાં આશ્રમના અધિષ્ઠાતા, સુશીલાના જીવનરક્ષક તથા આશ્રયદાતા સન્યાસી અભેદાનન્દ ફરતા ફરતા તેની પાસે આવી પહોચ્યા.

'કેમ સુશીલા! તબિયત કેમ છે?" સ્વામીએ સુશીલાની નજીકમાંજ બેસીને પૂછયું.

"સારી છે મહારાજ." સુશીલાએ જરા આઘે ખસીને ટુંકામાં જવાબ દીધો.

"ત્યારે હવે મારી પાસે મંત્રોપદેશ લેવા માટે કયારે આવીશ?" સ્વામીજીએ બીજો સવાલ પૂછયો.

"મંત્રોપદેશ લઈ લીધો છે!"

"કોની પાસે?" અભેદાનન્દ સન્યાસીએ આશ્ચર્યચકિત થઈને પૂછયું.

"શ્રી કાશીવિશ્વનાથે જ મને મંત્રોપદેશ કર્યો છે. તેમનોજ આપેલો મંત્ર હું જપ્યા કરૂં છું. બીજા કોઈના મંત્રની મારે હવે આવશ્યકતા નથી." સુશીલાએ પૂર્વવત્ ગંભીરભાવથી ખુલાસો કર્યો.

"અરે! તેનું નામ મંત્ર ન કહેવાય. વિશ્વનાથનું નામ જપ તરીકે ન જપાય! સાધુ, સન્યાસી તથા ગુરુદેવનાં ચરણોમાં જવાથી અને તેમની પાસેથી મંત્ર ગ્રહણ કરવાથી સાધના સફલ થાય છે." અભેદાનન્દે ધર્મોપદેશ કર્યો.

"ધારો કે કોઈએ મંત્ર ગ્રહણ કર્યોજ નથી તો તેને પહેલાં કયું અનુષ્ઠાન કરવું પડે છે તે કહો. તે જાણ્યા પછી હું મંત્ર ગ્રહણ કરવા

યોગ્ય છું કે નહિ તે કહીશ." સુશીલાએ સ્વામીજીનું હૃદય જાણવાના હેતુથી એ વચનો ઉચ્ચાર્યાં.

"તુ નથી જાણતી સુશીલા, કે સ્ત્રીઓ સાધનાપંથમાં એકાકિની જઇ શકતી નથી. કોઇ પણ સાધુ પુરૂષનો આશ્રય ગ્રહણ કર્યા પછીજ આગળ વધી શકાય છે." સ્વામીજીએ ધીરે ધીરે પોત પ્રકાશના માડયું.

"હુ તમારી વાતો સમજી શકતી નથી." સુશીલાએ જાણી જોઇને પોતાની અજ્ઞાનતા દેખાડી.

"તારે આ માર્ગમાં આગળ વધવા માટે એક સન્યાસીને તારો સ્વામી–ભર્ત્તા બનાવવો પડશે.' અભેદાનન્દે છેવટે પોતાના હૃદયની ભાવના જણાવી દીધી.

"ત્યારે તો આત્માનન્દે કહ્યુ હતુ તેજ થયુ." સુશીલાએ આસન પરથી ઉઠીને પોતાના મનને સંબોધીને એ ઉદ્ગાર કાઢયા.

"તેણે શું કહ્યું હતુ ?" અભેદાનન્દે પૂછયુ.

"તમે નીચ, નારકીય પિશાચ છો ! શ્વાનો કરતાં પણ તમે અધમ વિષયલમ્પટ છો ! ધિક્કાર છે તમને !!" સુશીલાએ આવેશમાં આવીને તિરસ્કારદર્શક ભાવથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"ખબરદાર ! તુ કોની સાથે વાત કરી રહી છે તેનુ તને ધ્યાન છે કે ?" અભેદાનન્દે પોતાના રંગમાં આવીને કહ્યું.

"હા. હું એક સાધુવેષધારી મહાલમ્પટ પુરુષ સાથે વાત કરી રહી છું. સાવધાન ! એક ડગલુ પણ આગળ વધ્યો છે તો."

સ્વામીજી એનો દેખાવ જોઇને ચકિતજ થઇ ગયા. તે કાંઇપણ બોલી કે હાલીચાલી શકયા નહિ.

થોડીવાર પછી સુશીલા 'લે, આ હું આશ્રમનો ત્યાગ કરી ચાલી જાઉં છું. તારામાં શક્તિ હોય તો મને અટકાવ' એમ કહીને આશ્રમમાંથી બહાર નીકળી ગઈ. સ્વામીજી તેના તરફ જોતા જ રહી ગયા.

સુશીલા આશ્રમમાંથી બહાર નીકળ્યા પછી કાંઇક કાંઇક વિચાર કરવા લાગી. જે શક્તિએ તેને આશ્રમમાંથી બહાર નીકળવાની પ્રેરણા કરી હતી તે શક્તિ ધીરે ધીરે ઓછી થતી જણાતી હતી. માંદગીમાંથી ઊઠયા પછી તે કોઇ પણ દિવસ બહાર નીકળી નહોતી. આવેશમાં ને આવેશમાં ઉતાવળે ચાલવાથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યુ હતુ. થોડીવાર પછી તે અચેતન થઇને ભૂમિપર પડી ગઇ હતી. કેટલોક વખત વીત્યા પછી તે જ્યારે શુદ્ધિમા આવી ત્યારે તેને જણાયું કે તેની પાસે કોઇ બેઠુ હતુ. પહેલાં તો તે તેને ઓળખી શકી નહિ. ફરી વાર આંખો ઉઘાડીને જોયુ તો તીનકોડીની મોટી બહેન તેનુ માથુ પોતાના ખોળામાં લઇને બેઠી હતી. સુશીલા 'માસીબા! તમે છો?' એમ કહીને પાછી મૂર્ચ્છિત થઇને પાસે બેઠેલી સ્ત્રીના ખોળામા પડી ગઇ!

---

૨૯

## તીનકોડીની તીર્થયાત્રા

ખરેખર સુશીલા તીનકોડીની મોટી બ્હેનના ખોળામાંજ પડી હતી. તીનકોડી પોતાની બહેનને તીર્થયાત્રા કરાવવા સારૂ નીકળ્યો હતો. સુશીલાના ગૃહત્યાગ પછી તીનકોડીના સ્વભાવમાં બહુ જોવાલાયક ફેરફાર થયો હતો. અતિ ચંચલતા, ઉચ્છૃંખલતા, અવિચારિતા તથા વિલાસિતા આદિ દોષોનો તેણે સર્વથા ત્યાગ કરી દીધો હતો. પોતાના જૂના ઇષ્ટમિત્રોને મળવાની વાત તો દૂર રહી, પરંતુ

તેણે તેમની સાથે સભાષણ કરવાનુ પણ બધ કર્યું હતુ. તેના ઘરમાં જે ગાયનપાર્ટી કિંવા કન્સર્ટ પાર્ટી તે એકઠી કરતો હતો તે પણ બધ કરી દીધી હતી હરિશ્ચન્દ્ર બાબૂએ તેને માટે માસિક રૂપીઆ પંદરના પગારની એક નોકરી શોધી કાઢી હતી. કિન્તુ તીનકૌડીએ તે નોકરી કરવાનો અસ્વીકાર કર્યો હતો. તે સ્વતંત્ર રીતે વ્યવસાય કરવાના નિશ્ચયપર આવ્યો હતો અને તેથી તેણે પોતાની બહેન પાસેથી ફક્ત બસો રૂપિયાની મદદ લઇને ચિતપુર રોડપર સ્ટેશનરીની નાના સરખી દુકાન કરી હતી. જે ચીજ જ્યાથી સસ્તા ભાવે મળતી તે ત્યાંથી લઇ આવતો અને વાજબી નફો ચઢાવીને તેને પોતાની દુકાને વેચતો. ગમે તેવા ઓળખાણવાળાને કે મિત્રને પણ ઉધાર આપતો નહિ. ને ઉધાર લેવા આવનારાને એકજ વાત કહેતો હતો કે: ' ઉધાર આપવુ હશે તો ઘેરથી આપીશ, અહીં દુકાન પર નહિ; કારણ કે, અહીં હુ વેપાર કરવા બેઠો છુ, ભાઇબંદી કરવા બેઠો નથી. ' ધીરે ધીરે તેની દુકાન સારી ચાલવા લાગી હતી. દર મહીને રૂપિયા ત્રીસથી ચાળીસનો ચોકખો નફો મળવા લાગ્યો હતો.

દુકાનમા તીનકૌડી જે કાંઇ મેળવતો હતો તે પોતાની બહેનને આપી દેતો હતો. તેને લાઇનપર આવેલો જોઇને તેની બહેને તેનાં લગ્ન કરવાની વાત ઉચ્ચારી હતી. પરંતુ તીનકૌડીએ તેમ કરવાની પોતાની અનિચ્છા દેખાડી હતી તેણે કહ્યું હતુ કે: ' મોટી બહેન ! આ જન્મમા તો હુ વિવાહ કરીશ નહિ. મારા ઉપર ભગવાનનો શાપ ઉતરેલો છે. તમે નથી જાણુતા કે મારાજ પાપથી સુશીલા પલાયન કરી ગઈ છે ? એ વાત શુ હું આટલી જલ્દી ભૂલી ગયો છું ? જ્યારે જ્યારે મને વખત મળે છે ત્યારે ત્યારે સુશીલાનાજ વિચારો આવ્યા કરે છે, અને એ વખતે મારાં કર્મોનો મને બહુ જ

પસ્તાવો થાય છે. જો મેં મારા ઘરમાં એ બદમાશોને આવવા ન દીધા હોત, તો સુશીલા ઘરમાંથી ન્હાસી જવાનો વિચાર સરખો પણ કરત ખરી? જો હું અપમાન ભૂલી શકું, જો હું મારાં કર્મોને ભૂલી શકું, તો જ મારાથી પરણવાનો વિચાર કરી શકાય તેમ છે. હું તો હવે કુંવારો જ રહીને તમારી સેવા કરીશ. તમારી મરજી થશે તો થોડા દિવસ પછી દુકાને કોઈ ભરોસા લાયક માણસને બેસાડીને આપણે બન્ને તીર્થયાત્રા કરવા સારૂ નીકળીશું. છેવટે શ્રી વિશ્વેશની રાજધાની વારાણસીમાં રહીને બાકીની જીંદગી ઈશ્વર-ભજનમાં તથા પરોપકારમાં પુરી કરીશું."

તીનકોડીએ બરાબર એજ પ્રમાણે કર્યું હતું. દુકાન પર બીજા માણસને બેસાડીને તે પોતાની બ્હેનને લઈને તીર્થયાત્રા કરવા નીકળ્યો હતો, અને ફરતો ફરતો કાશી આવી પહોંચ્યો હતો. ત્યાં ભાગ્યયોગે સુશીલાનો તથા તેમનો ભેટો થઈ ગયો હતો. બેશુદ્ધ થઈ પડેલી સુશીલાને એક ગાડીમાં બેસાડીને તેઓ પોતાને ઉતારે લઈ ગયા હતા. ઉતારા પર લઈ ગયા પછી તીનકોડી એક ડાક્ટરને બોલાવી લાવ્યો હતો. ડાક્ટરે તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કર્યો હતો અને ચિન્તા ના કરવાનું કહ્યું હતું. તે દિવસની આખી રાત વીત્યા પછી બીજે દહાડે સવારના સાત વાગ્યે સુશીલા કાંઈક શુદ્ધિમાં આવી હતી. તેણે આંખો ઉઘાડીને જોયું તો પરિચિત માણસોને પોતાની પાસે બેઠેલા દીઠા હતાં.

"મારીબા! તમે છો કે શું?" સુશીલાએ તીનકોડીની બ્હેનને સંબોધીને કહ્યું.

"હા, બેટા હું જ છું. આ તારા મામા તીનકોડી તારી સેવામાં ઊભેલા છે." તીનકોડીની બહેને જવાબ દીધો. સુશીલાએ તીનકોડીની સામે જોયું અને કાંઈક બોલવાનો વિચાર કર્યો, પણ

અશક્તિને લીધે તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ.

"તીનકોડી મામા, તમે શું કરો છો?" દશેક મિનિટ પછી બહુજ ધીમેથી તે બોલી.

"તુ વધારે વાત કરીશ નહિ. જ્યારે તુ સારી થાય ત્યારે જે કહેવુ હોય તે કહેજે. હજી તારામાં અશક્તિ બહુ છે; અને તેથી જ ડાક્ટર તને બોલવાની કહી ગયા છે." તીનકૌડીએ તેને આગળ બોલતી અટકાવીને કહ્યુ

સુશીલાએ તીનકોડી તથા તેની બહેન તરફ ટગર ટગર જોવા માંડયું. થોડીવાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેણે ફરીથી પોતાના નેત્રો બંધ કરી દીધા.



૩૦

દીનેશનું ગૃહાગમન.

દીનેશના જેલમાંથી છુટવાના દિવસો પાસે આવી લાગ્યા હતા. સતીશ તેને લેવા જવા સારૂ પહેલેથી જ તૈયારી કરીને બેઠા હતા. ત્રણ ચાર દિવસના કેસિસ-મુકદ્દમાઓનો ભાર એક બીજા વકીલને સોંપીને તે કલકત્તા જવા માટે રવાના થઇ ગયા હતા; અને દીનેશના છુટકારાના દિવસની એક દિવસ આગળથી કલકત્તા પહોંચી ગયા હતા.

સતીશ આ વખતે કલકત્તામાં પોતાના ભત્રીજા સુબોધ અથવા કોઇ ઇષ્ટ મિત્રને ત્યાં ઉતર્યા નહોતા. તેમણે કોઇને ખબર પણ આપી નહોતી. કારણકે, જો કોઇ ઓળખીતાને ત્યાં ઉતર્યા હોત તો દીનેશને પણ ત્યાં લઇ જવો પડત કે જે વાત દીનેશને અણ-ગમતી થવાનો સંપૂર્ણ સંભવ હતો. તેથી તે જાણી જોઇને એક હિન્દુ ધર્મશાળામાં જ ઉતર્યા હતા.

બીજે દિવસે સવારના પહોરમાં સતીશ ભાડાની ગાડી લઈને પ્રેસીડેન્સી જેલ આગળ પહોંચી ગયા હતા, કારણકે, તેમણે તપાસ કરીને પહેલેથી જ ખબર મેળવ્યા હતા કે દીનેશ આજે સવારના સાત વાગ્યે એજ જેલમાંથી છૂટવાનો હતો. સતીશ તેના છુટકારાના સમયની અર્ધો કલાક આગળ જેલના દરવાજા પાસે પહોંચી ગયા હતા; અને ગાડીમાંથી ઉતરીને એક વૃક્ષની છાયા નીચે તેના આવવાની વાટ જોતા બેઠા હતા. બરાબર સાત વાગ્યે દીનેશનો જેલમાંથી છુટકારો થઇ ગયો. તેણે બહાર આવીને ચારે તરફ જોયુ, કારણ કે, આજે લગભગ અઢાર મહીના જેટલો કાળ વીત્યા પછી તે બહારની દુનિયા જોવા પામ્યો હતો. દીનેશ જેવો જેલના દરવાજામાંથી બહાર નીકળ્યો તેવોજ સતીશે તેને બન્ને હાથો વડે પકડી બાથમાં લીધો. એ સમયનો દેખાવ–એ પ્રાણપ્રિય મિત્રોના મેળાપનો દેખાવ–ખરેખર જોવા લાયક–કરૂણાજનક જ હતો. દીનેશમાં એ વખતે બોલવાની શક્તિ રહી નહોતી. તે સતીશને પોતાની છાતી સાથે લગાડીને નાના બાળકની માફક રડી પડ્યો. સતીશના ચક્ષુઓમાંથી પણ હર્ષાશ્રુ ટપકી રહ્યા હતાં. આવી સ્થિતિ લગભગ ત્રણ ચાર મિનિટ સુધી રહી હતી. કોઇના મોઢામાંથી કોઇ પણ જાતના શબ્દો નીકળી શકયા નહિ. જે દેશમાં સમયના પરિવર્તનને લીધે ભાઇ ભાઇને આવી સ્થિતિમા જોવા ઇચ્છતો નથી, અને કદાચિત્ અકસ્માત્ ભેટો થઇ જાય, તો બીજીજ બાજૂએ જોવા લાગે છે; તેજ દેશમાં એ બે મિત્રોનુ મિલન જોનારના હૃદયપર અમર કરનારૂ હતું. મિત્રમિલનના ભાગ હોઈને કેવળ પરમેશ્વર જ જાણતો હતો અને તે અદૃશ્ય રહીને બન્ને મિત્રો તરફ આશીર્વાદની મંગલમય દૃષ્ટિથી જોતો હતો !

આવી સ્થિતિમાં તેઓ વધારે વખત રહી શકયા નહિ. ગાડીવાળાના તકાદાથી તેમને છૂટા પડવુ પડયું હતુ.

" આવો ભાઇ, આપણે આ વૃક્ષોની છાયા નીચે થોડી વાર બેસીએ અને ભરાઇ રહેલું હૃદય ખાલી કરીએ." દીનેશે સતીશનો હાથ પકડીને તથા તેને વૃક્ષ તરફ ઘસડી લઇને આ પ્રમાણે કહ્યું.

" કેમ, અહીં બેસવાનું શું કારણ છે ? હવે તો ઘેર ચાલીએ, અહીં રહેવાની મુદ્દત પૂરી થઇ છે ! " સતીશે હસતા હસતા ઘેર જવાની ઇચ્છા દેખાડી.

" સતીશ, તમે કલકત્તા કયારે આવ્યા છો ? " દીનેશે એક વિશિષ્ટ હેતુથી પૂછ્યુ.

"હુ ગઇ કાલેજ અહીં આવ્યો હતો અને આજે તમને લઇને શાહજહાંપુર જવાનું છે. " સતીશે જવાબ દીધો.

" ત્યારે હમણાં આપણે કયાં જઇશું ? " દીનેશે કોઇ ખાસ મતલબથી બીજો સવાલ પૂછ્યો.

" હમણાં આપણે ધર્મશાળામાં જઇશું, કારણકે, તમારો જ વિચાર કરીને હું મારા ભત્રીજા સુબોધને ત્યાં અથવા કોઇ ઓળખીતાને ત્યાં ન ઊતરતાં ધર્મશાળામાં ઊતર્યો છું, ત્યાં બનતાં સુધી કોઇ જાણીતું માણસ મળવાનો સંભવ નથી. " સતીશે ખુલાસો કર્યો. તરત જ બન્ને મિત્રો ગાડીમાં બેઠા એટલે ગાડી રવાના થઇ. ગાડી ચાલવા લાગ્યા પછી તેમની વાતચીત પાછી શરૂ થઇ.

" તમારે ઘેર સૌ કુશળ છે ને ? સુશીલા કેમ છે ? " દીનેશે પૂછ્યું.

સતીશ એજ સવાલની વાટ જોઈ રહ્યા હતા અને તેનો જવાબ દેવાને પણ તૈયાર થઇને બેઠા હતા. તેમણે કહ્યુ કે, " સુશીલા આનન્દમાં છે, મારા ઘરમા પણ બધા કુશળ છે. મારાં ભાભી પણ ખુશીમાં છે. "

" ભાઈ સતીશ, કયા શબ્દોમાં તમારો ઉપકાર માનુ ? તમે મારા માટે જે—"

" અહીં એ બધી વાતો રહેવાદો." સતીશે તેને આગળ બોલતો અટકાવીને કહેવા માંડયુ, " બોલો, જેલમાં તમારી તબિયત કેવીક રહી હતી ? હું અત્યારે ભોગવેલા કષ્ટોની કથા સાભળવા ઇચ્છતો નથી. કિન્તુ આટલાં બધાં કષ્ટો ભોગવવા છતાં તમારૂં શરીર તો સારૂં રહ્યુ હતુ ને?"

" આ બે વર્ષોમા મને કોઇ પણ જાતનું કષ્ટ થયુ નથી. જેલર તથા જેલનો ડોકટર મારી સાથે સારી રીતે જ વર્ત્યા હતા. મને લાગે છે કે એમાં પણ તમારો જ હાથ હોવો જોઇએ. કારણ કે, તમારા જેવા આબરૂદાર તથા લાગવગવાળા ગૃહસ્થની ભલામણ વગર જેલના અધિકારીઓ ભલાઇથી વરતે, એ બનવા જેવું નથી.' દીનેશે પોતાને જેલમા કોઇ પણ જાતનુ દુઃખ ન હોવાનુ જણા· વીને તેના કારણ તરીકે સતીશની ભલામણનો જ ઉલ્લેખ કર્યો.

" મારો હાથ હતો એ વાત ખરી છે. પણ મે લાંચ રૂશ્વત આપીને તેમ કર્યું હતુ એમ જો તમે ધારતા હો, તો તમારી ભૂલ થાય છે. મારા એક મિત્ર પટનાની જેલના અધિકારી છે, તેમની માર્ફત મેં તમારી ભલામણ કરાવી હતી. પરતુ એકલી ભલામણ પરથી જ તેમણે તમારી સાથે સારૂ વર્ત્તન કર્યું હોય, એ વાત હુ માનતો નથી. જેલમાં તમે પોતે બહુ સારૂં વર્ત્તન કર્યું હોય એમ હુ ધારૂ છું." સતીશે ખુલાસો કર્યો.

આ પ્રમાણે વાર્ત્તાલાપ કરતાં કરતાં તેઓ ધર્મશાળામાં જઇ પહોંચ્યા. ત્યાં જઇને શૌચસ્નાન તથા નિત્ય કર્મના કાર્યથી નિવૃત્ત થયા પછી પહેલાં તેમણે સાધારણ નાસ્તો કરી લીધો. ત્યાર પછી

ધર્મશાળાની પાસેના એક ભોજનગૃહમાં બન્ને જણા સારૂ રસોઈ તૈયાર કરવાની સૂચના સતીશે તે ભોજનગૃહના વ્યવસ્થાપક બ્રાહ્મણ-ને આપી દીધી.

સતીશ પ્રયત્ન પૂર્વક સુશીલાની વાત ઉચ્ચારતા ન હોતા, એટલુ જ નહિ, પણ દીનેશને પણ આડી અવળી વાતોમાં લગા-ડીને સુશીલા સંબધી વાત કરતાં અટકાવતા હતા. જે સતીશ કૉર્ટમાં કેટલીય વાર અસત્ય ભાષણ કરીને પોતાના ખોટા મુકદ્-માઓને સાચા સાબીત કરતા હતા, તેજ સતીશ અત્યારે દીનેશ સાથે વાતચીત કરતાં ગભરાતા હતા, કારણ કે, તેમને એવો ભય રહેતો હતો કે વખતે વાતચીતના પ્રસંગમાં મોઢામાથી ખરેખરી હકીકત નીકળી જાય અને જે બનાવ ઘેર ગયા પછી બનવાનો હોય તે અહીં જ બની જાય ! આ ઠેકાણે કદાચિત્ વાચકોને શંકા થશે કે અસત્ય ભાષણ કરવાનો જેનો નિત્યનો વ્યવસાય હોય તે મનુષ્ય અમુક વખતે સકારણ અસત્ય બોલતાં પણ સંકોચાય ખરો ? તો તેના જવાબમાં અમારે જણાવવું જોઇએ કે વકીલ જ્યારે અસત્ય ભાષણ કરે છે ત્યારે તે પોતાને માટે કરતો નથી, પણ અસીલને માટે કરે છે. એક વૈદ્ય જ્યારે કોઇ રોગીને રોગમુક્ત કરવા સારૂ તેના શરીરના કોઇ પણ રોગ યુક્ત ભાગને કાપે છે, ત્યારે તે નિર્દય થઇ જતો નથી, પરંતુ રોગીના ભલા સારૂ તેને તે વખતે અમુક પરિમાણમા દયાહીન કિંવા કઠોર હૃદયી થવું પડે છે. તે પરથી એમ નથી સમજવાનું કે વાઢકાપ તેને પસંદ પડે છે. એજ સ્થિતિ ન્યાય-મંદિરમાં અસત્ય ભાષણ કરનાર ધારાશાસ્ત્રીની સમજવાની છે. સતીશ અસત્ય ભાષણ કરવાથી બીતો હતો એ પરથી તેની સજ્જનતા—ધર્મભીરુતા પ્રકટ થતી હતી.

" જરા બજારમાં ચાલશો કે ? મારા કલકત્તા જવાની ખબર મળવાથી કાનપુરથી મારી છોકરીએ કેટલીક ચીજો લઇ જવાનું મને લખ્યું હતું. તે આજ કાનપુરથી શાહજહાપુર જશે. મારા જમાઈ કાનપુરમાં આસિસ્ટન્ટ સર્જન છે. ઘરને માટે પણ કેટલીક ચીજો લઇ જવાની છે. " સતીશે નાસ્તો કરી લીધા પછી દીનેશને ઉદ્દેશીને કહ્યું.

" હા, ચાલો, પણ સુશીલાએ કાંઇ પણ લાવવાનું નથી કહ્યું કે શું ? " દીનેશે જે વાતને સતીશ ટાળવા ઇચ્છતા હતા તે જ વાત પૂછી.

" મેં કહ્યું તો ખરૂં કે ઘરના બધા માણસોએ કાંઇને કાંઇ લાવવાનું કહ્યું છે. એમાં સુશીલા પણ આવી જ ગઇ ને ?" સતીશે બનાવટી મુખમુદ્રા કરીને બનાવટી જવાબ દીધો.

" ભલે ભાઇ ભલે! પણ તેમા નારાજ શા માટે થાઓ છો ? એ તો હું ગાંડો છું તે પુછુ છુ, નહિ તો ગાડમાં રાતી પાઇ ન મળે, અને વાતો મોટી મોટી કરૂં છું ! " દીનેશે પોતાની અકિંચન સ્થિતિનો વિચાર કરીને કહ્યું.

બન્ને મિત્રો બજારમાં જવા સારૂ નીકળ્યા અને બડાબાજાર, ચીના બાજાર, રાધા બાજાર, એન્ટિકસ્ટ્રીટ અને બહુ બાજાર સ્ટ્રીટ ઇત્યાદિ ઠેકાણેથી કેટલીક ચીજો તેમણે ખરીદી લીધી. ચીના બાજારમાંથી સતીશે જ્યારે જીન તથા શેતરંજીઓ લીધી ત્યારે દીનેશ કાંઇક વિચારમાં પડી ગયો.

" સુશીલાને માટે જીન નથી લેતા ? તે પણ જીનનું કામ જાણે છે. " દીનેશે વિચાર કરીને કહ્યું.

"એટલા માટે જ તો થોડીક વધારે લીધી છે." સતીશે બીજી તરફ જોઇને ટૂંકામાં પતાવ્યું.

"સુશીલાને મેં સીવવા ભરવાનાં ઘણાં કામ શીખવાડયાં હતાં. શુ તેણે તમને કાંઇ પણ યાદગીરી દાખલ ગૂંથીને નથી આપ્યું કે?" દીનેશે આગળ ચલાવ્યુ.

દીનેશનો એ સવાલ સાંભળીને પહેલાં તો સતીશ વિચારમા પડી ગયા. થોડીવાર સૂધી વિચાર કર્યા પછી તેમણે પોતાનો ગરમ ગળપટ્ટો બતાવી ને કહ્યું કેઃ "આ સુશીલાનોજ ગૂથેલો છે."

"વાહ, બહુ મજાનો છે! વારૂ, સતીશ! સુશીલા ઘરનું કામકાજ તો બરાબર કરે છે ને?" દીનેશે ધીરે ધીરે આગળ પગ ફેલાવવા માંડયા.

"બરાબર કેમ ન કરે? દરેક કામ સારી રીતે કરે છે." સતીશે જવાબ દીધો.

"તેની પાસે રસોઇ વગેરે કરાવો છો કે નહિ? મે તેને અનેક જાતની વાનીઓ બનાવવાનુ શીખવાડયું હતું" દીનેશે બધીજ વાતો અહી જ કરી લેવાના હેતુથી એક પછી એક પૂછવા માંડી.

"તમે શાહજહાંપુર નો ચાલો, ત્યા બધુ નજરો નજર જોઇ શકશો." એમ કહીને એ વાતને ટાળી નાખવાના ઇરાદાથી સતીશે કહ્યું કે. "ચાલો દીનેશ, હવે જમવાનો વખત થવા આવ્યો છે. ઉતારા પર જઇને વાતો કરીશું."

એક ભાડાની ગાડી કરીને બન્ને તેમાં બેઠા. ગાડી ચાલવા લાગ્યા પછી દીનેશે કહ્યુ કેઃ "તમે મને શાહજહાંપુર લઇ જઇને બહુ દિવસ રોકી રાખશો નહિ. મેં કાગળમાં લખ્યું હતું તેવી કોઇ નોકરી કાશીમાં અપાવી દો અથવા થોડાક રૂપિયા આપો તેમાંથી

ગધીઆણાની નાની સરખી દુકાન કરી એક ટંક ખાના જેટલું હું પેદા કરી લઇશ અને બાકીના રૂપિયા ધીરે ધીરે તમને મોકલી આપીશ. કેમ તમારો શો અભિપ્રાય છે? કન્યાને ખોળામાં લઇને જીવનના બાકીના દુઃખમય દિવસો પણ સુખમાં વીતાડીશ."

"શાહજહાંપુર ગયા પછી બધું થઇ રહેશે." સતીશે વળી પાછું ટુંકામાં પતાવીને વાતને ટાળવાનો પ્રયત્ન કર્યો.

દીનેશ બિચારો ભવિષ્યનો વિચાર કરી રહ્યો હતો. કિન્તુ તેના પર જે વજ્ર તુટી પડવાનું હતુ તેની તેને કલ્પના સરખી પણ ન હોતી. 'મનુષ્ય કેવળ વિચારો કરી શકે છે, તદનુસાર કિંવા તેથી વિરૂદ્ધ કાર્યવ્યવસ્થા તો પરમેશ્વર જ કરે છે, એ કિવદન્તીની સત્યતાનો આ વખતે બરાબર અનુભવ થઇ રહ્યો હતો. દીનેશની ધારણાઓથી બિલકુલ વિરૂદ્ધ પ્રકારની ધારણાઓ ઇશ્વરની હતી, એ ચતુર વાચકોને નવેસરથી જણાવવાની આવશ્યકતા નથી.

ધર્મશાળામાં આવ્યા પછી પહેલાં તેમણે આણેલો સરસામાન બાંધીને તૈયાર કરી રાખ્યો ત્યાર પછી ભોજનગૃહમા જઇ ભોજનને ઇન્સાફ આપી થોડીકવાર આરામ કર્યો. સન્ધ્યા સમય થતા વળી પાછો સાધારણ નાસ્તો કરીને તથા રસ્તા સારૂ થોડુક ખાવાનુ લઇને એક ગાડીમાં સામાન રાખીને સ્ટેશનપર પહોંચી ગયા. યથા સમયે હાવરા સ્ટેશને પહોંચી સેકન્ડ કલાસની બે ટિકિટો ખરીદી બન્ને મિત્રો મેલમાં બેસી ગયા. ગાડી ઉપડયા પછી દીનેશ પુનઃ વાર્તાલાપ કરવાનો વિચાર કરવા લાગ્યો.

"સતીશ, ફોકટ આટલા રૂપિયા ખર્ચીને સેકન્ડ કલાસમાં જાઓ છો. હું તો ગરીબ માણસ છું; મારા માટે તો ત્રીજા વર્ગની મુસાફરી પણ ભારે પડતી ગણાય. છતાં ફોર્થકલાસના અભાવે

કલાસ હજી ઠીક કહી શકાય, પણ સેકન્ડ કલાસમાં બેસવાથી તો ટ્રેન ખરાબ દેખાય છે." દીનેશે સતીશને સંબોધીને કહ્યું.

"ભાઇ, જો થોડા દિવસ પહેલાં તમારા આવા વિચારો હોત, તો તમારી આજે આ સ્થિતિ ન થાત. તે વખતે તો રૂપિયાને રૂપિયો ગણતા ન હોતા." સતીશે દીનેશની અમુક સમય પૂર્વેની સ્થિતિનુ સ્મરણ કરાવીને કહ્યું.

"તે વખતે તમારા જેવો કોઇ મિત્ર મારી પાસે નહોતો." દીનેશે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને એ શબ્દો ઉચ્ચાર્યા.

મેલ ટ્રેન હવામાં ઉડવા લાગ્યો. સતીશ દીનેશના સવાલોથી પોતાના પિંડને છોડાવવાના હેતુથી તેને કહેવા લાગ્યો કેઃ "સૂવાની વ્યવસ્થા કરી દીધી છે. રાત્રે સ્થાનપરિવર્તન થવાથી મને બરાબર નિદ્રા આવી નહોતી."

"મારી પણ એવીજ હાલત હતી. જેલમાંથી છૂટીશ; તમને મળીશ; શાહજહાંપુર જઇશ; સુશીલાને જોઇશ, એજ વાતો સ્મરણ-પટમા તર્યા કરતી હતી તેથી ગઇ કાલે રાત્રે મને જરાપણ ઉંઘ આવી નહોતી." દીનેશે પોતાની સ્થિતિ પણ તેવીજ હોવાનું જણાવ્યું.

એ પછી સતીશ ઉપરના બર્થ પર અને દીનેશ નીચેના ભાગમાંના બાકડા પર બિછાવેલા બિછાના પર સૂઇ ગયા. સતીશને થોડી વાર પાસાં બદલ્યા પછી ઉંઘ આવી ગઇ, પરંતુ દીનેશની આંખો મળી શકી નહિ.

એટલી શીઘ્રતાથી ચાલનારો પંજાબનો મેલ પણ દીનેશને ધીરે ધીરે ચાલતો જણાતો હતો. આટલા દિવસોથી તે શાહજહાંપુર જવાના અને સુશીલાને નજરે જોવાના દિવસ ગણી રહ્યો હતો. કેટલાય દિવસથી તેણે પોતાની પ્રાણાધિક પુત્રી સુશીલાને જોઇ

નહોતી તેથી તેને જોવાને આતુર થઇ રહ્યો હતો. આજે તે પોતાની આંખોથી તેને જોઇને હૃદયની જવાળાને શાંત કરવા ધારતો હતો. તે પોતાના મનમાં વિચાર કરતો હતો કે: "ગાડી ઉડીને કેમ નથી જતી? હમણાં શાહજહાંપુર કેમ નથી જતી?" ધીરે ધીરે તેની અધીરતા એટલી બધી વધી ગઇ હતી કે તે બારીઓમાંથી બહાર મોઢું કાઢીને વારંવાર જોતો હતો. ગાડી જ્યારે બર્દવાન સ્ટેશને પહોંચી ત્યારે તેણે સાંભળ્યું કે ત્રીજા વર્ગના ડબ્બામાં કોઇ મુસાફર ભજન ગાઇ રહ્યો હતો. તેણે બારીમાંથી મોઢું બહાર કાઢીને તે ભજન સાંભળવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેને જણાયું કે કોઇ બંગદેશીય સંન્યાસી પોતાની જન્મભૂમિની ભાષા બંગાળીમાં તે ભજન ગાઇ રહ્યો હતો. તેનો ભાવાર્થ આ હતો—

"સારા નરસા દિવસ ન રહેશે,
એક દિન સન્ધ્યા થાવી છે;
ખાઓ પીઓ ચેન ઉડાવો,
મૃત્યુ સૌનું ભાવી છે.

'મારૂં મારૂં' ના કાંઇ તારૂં,
માત્ર કાર્ય રહી જાવાનું;
એક દિન સોનાનું તન આ,
બળી ભસ્મ છે થાવાનું.

દિવસ બધો ગફલતમાં ખોયો,
સન્ધ્યારાજ થનારૂં છે;
તજી બધી જંજાળ રામ ભજ,
ના મારૂં, ના તારૂં છે!"

ટ્રેન બર્દવાનના સ્ટેશનથી ઉપડી તે વખતે પણ સંન્યાસી પોતાનું ભજન ગાઇ રહ્યો હતો. ધીરે ધીરે ગાડી વેગમાં આવતી ગઈ તેમ તેમ ગાનારનો શબ્દ માત્ર સંભળાવા લાગ્યો. થોડી વાર પછી તે પણ બંધ થઇ ગયો. એટલે દીનેશ બિછાના પર બળાત્કારે સુઇ ગયો. પડ્યો પડ્યો તે પોતાના મન સાથે બબડવા લાગ્યો:—

" સારા નરસા દિવસ ન રહેશે,
એક દિન સન્ધ્યા થાવી છે;
ખાઓ, પીઓ, ચેન ઉડાવો,
મૃત્યુ સૌનું ભાવી છે. "

થોડીવાર પછી તેની આંખો મળી ગઇ; થોડી વારને માટે તેને નિદ્રા આવી ગઈ. જાણે કે નિદ્રામાં તે કોઇ સ્વપ્નનો અનુભવ કરી રહ્યો હતો. તેની અભાગિની આત્મજા સુશીલા તેના માથા આગળ ઊભી રહીને "પિતાજી !" એમ કહી રહી હોયની ! એવો તેને ભાસ થતો હતો. જાગ્રતાવસ્થાના વિચારોને સ્વપ્નાવસ્થામાં મૂર્તિ-મન્ત થયેલા જોઇને પામર મનુષ્ય પ્રસન્ન કિંવા ઉદાસ થાય છે; કિન્તુ સ્વપ્નમાં જોએલાં સુખ દુઃખો જાગ્રતાવસ્થામાં જોવામાં આવે છે ખરાં? કોઇ કોઇવાર આવે છે પણ ખરાં ! ત્યારે બિચારા દીનેશની શી દશા થશે વારૂ ?

---

## ૩૧

## અંતિમ આશ્રય કિંવા એકજ ગાડીમાં.

સુશીલાએ આ વખતે ખરેખરો આશ્રય મેળવ્યો હતો. તીન-કૌડી અને તેની મોટી બહેન સુશીલાને સારી કરવા સારૂ જોઇએ

તેટલા રૂપિયા ખર્ચ કરતાં હતા; ડૉક્ટર તેમને જે વખતે જે વસ્તુ લાવવાનુ કહેતો હતો, તેજ વખતે તેઓ તે વસ્તુ લઇ આવતાં હતાં. તીનકૌડીની મોટી બ્હેન તીર્થયાત્રા કરવા સારૂ આવી હતી; તે શ્રી વિશ્વનાથ તથા અન્નપૂર્ણાનાં દર્શન અને ગંગાસ્નાન કરવા માટે આવી હતી; કિન્તુ સુશીલા મળ્યા પછી તેણે બધુ છોડી દીધુ હતું. જે રાત્રે સુશીલા તેમને મળી હતી તેજ દિવસના સાયંકાલે તે એક વખત શ્રી વિશ્વેશનાં દર્શન કરી આવી હતી. ત્યાર પછી કેટલાય દિવસથી તેને મન્દિર તરફ જવાનો તો શું પણ ઘરમાંથી બહાર નીકળવાનોય અવકાશ મળ્યો નહોતો. પ્રાતઃકાલમાં તે નિત્ય ગંગાસ્નાન કરી આવતી હતી, કિન્તુ દેવપૂજા તથા દેવદર્શન કરવાનો વખત તેને મળતો નહોતો.

"મોટી બ્હેન, હવે તો સુશીલા સારી થઇ ગઇ છે છતાં તું તારૂં નિત્યકર્મ કેમ નથી કરતી વારૂ?" એક દિવસ તીનકૌડીએ કહ્યું.

"તીનકૌડી, આ જ આપણુ નિત્યકર્મ છે. આનાથી વિશેષ કોઈ પણ દેવસેવા છે ખરી કે? સુશીલાની પાસે જ્યારે હું બેસું છું, જ્યારે તેના પર હાથ રાખુ છું, જ્યારે તેના મોઢા આગળ પાણીનો પ્યાલો લઈ જાઉં છું, ત્યારે મારા મનમાં એમજ થાય છે કે હું માતા અન્નપૂર્ણાની જ સેવા કરી રહી છુ. તેં જ ગઇ કાલે એક પુસ્તકમાંથી વાંચી સંભાળાવ્યું હતું કે 'દીન, દુઃખી અને નિરાશ્રય લોકોની સેવા કરવી તથા આપણી શક્તિના પ્રમાણમાં તેમને સહાયતા કરવી એજ ખરી દેવસેવા છે; એજ મનુષ્યધર્મ છે;' એ વાત હું કાંઇ ભૂલી ગઇ નથી." તીનકૌડીની બ્હેને સુશીલાની સેવાશુશ્રૂષાને જ દેવસેવા તથા દેવપૂજા તરીકે ગણાવીને ખુલાસો કર્યો.

"વારૂ, એ તો ઠીક; પણ જે રૂપિયા ઘેરથી લઇ આવ્યાં હતાં

તે ખલાસ થવા આવ્યા છે. ફક્ત ત્રીસ કે પાંત્રીસ રૂપિયા બાકી રહ્યા છે. આટલા રૂપિયાથી કાંઇ ઘણે દૂર સુધી જવાશે નહિ. તમે કહેતાં હો તો કાગળ લખીને કલકત્તેથી બીજા રૂપિયા મંગાવું." તીનકોડીએ બીજી વાત ઉપાડી.

"હવે મારી બીજે કયાય પણ જવાની મરજી થતી નથી. મારા મનમાં એમ થાય છે કે હું પાછી કલકત્તા પણ ન જાઉં; સુશીલાને લઇને અહીં જ રહું. તું કલકત્તા જા; ત્યાં જઇને તારા વિવાહની વ્યવસ્થા કર. આટલા દિવસ સુધી મેં તને સાથે રાખીને મનુષ્ય બનાવ્યો; હવે મને શા માટે તારી સાથે સાથે ફેરવીને હેરાન કરે છે? લગ્ન કરી ગૃહસ્થાશ્રમ ચલાવ અને સુખી થા. હું અહીં બેઠી બેઠી જ તારા સુખ સમાચાર સાંભળતી રહીશ અને શ્રી કાશીપતિના નામનું રટણ કરતી કરતી પરલોક પ્રયાણ કરી જઇશ. એક બીજી વાત છે અને તે સુશીલા સંબંધી છે. સુશીલાએ ગમે તેવું ખરાબ કામ કર્યું હોય તો પણ તે આપણી છે. સુશીલાના ઉદ્ધાર માટે જ શ્રી કાશીવિશ્વેશ આપણને અહીં લઇ આવ્યા હોવા જોઇએ, એવી મારી તો દૃઢ માન્યતા છે; કારણકે, તે સિવાય આપણે તે જ દિવસે, તેજ વખતે અને તેજ માર્ગે શા માટે જઇ ચઢત વારૂ? સુશીલાએ પાપ કર્યું હશે અથવા કર્યું છે; તે કલંકિની થઇ હશે અથવા થઇ છે, પણ તેથી શું? આત્મઘાત કરવાને તૈયાર થએલી સુશીલા આપણી નજરે પડી એનો અર્થ શો વારૂ? મારી અલ્પમતિ પ્રમાણે તો એનો અર્થ એજ કરવો જોઇએ કે આપણે સુશીલાનું સંરક્ષણ કરવુ જોઇએ. પહેલાં એની બાલ્યાવસ્થામાં જેમ હું એને મારા ખોળામાં લઇને બેસતી હતી. તે જ પ્રમાણે આ અવસ્થામાં પણ હું

મિની થઇ હતી તો તેના પરિણામમાં અનેક જાતનાં દુઃખો સહન કરી રહી છે. પણ તેથી આપણાથી એને છોડી દેવાય ખરી? બોલ, એ સંબંધમાં તારો શો અભિપ્રાય છે?" તીનકૌડીની બહેને પોતે કરી રાખેલા પોતા વિશેના તેમજ સુશીલા વિશેના વિચારો સ્પષ્ટ રીતે જાહેર કરી દીધા અને તીનકૌડી પોતે એ વિશે શા વિચારો ધરાવે છે તે જાણી લેવાના હેતુથી તેનો અભિપ્રાય પૂછ્યો.

તીનકૌડી પોતાની બહેનના મોઢા સામે મોઢું રાખીને તેની બધી વાતો સાંભળી રહ્યો હતો; કારણ કે, તેના મોઢામાંથી એવી વાતો તેણે આજ પૂર્વે કોઇ દિવસ સાંભળી નહોતી. થોડીવાર સુધી તો તે ચુપચાપ બેસી રહ્યો અને કાંઇક વિચાર કર્યા પછી તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે:

"મોટી બહેન, તમે જે કાંઇ કહ્યું છે તે ઠીક જ કહ્યું છે; પરંતુ તમને એકલાને અહીં રાખીને હું ક્યાંય પણ રહી શકવાનો નથી. વખતે તમારી ગેરહાજરીમાં હું પાછો કુસંગતિમાં પડી જાઉં તો મારી શી દશા થાય? નહિ, મોટી બહેન! એમ નહિ થાય. હું હજી તમે ધારો છો તેટલો ભલો, સમજુ અને દૃઢ વિચારનો થયો નથી. અત્યારે હું જો ખરાબ સોબતથી બચેલો હોઉં તો તે તમારા જ પુણ્યપ્રતાપથી અને નહિ કે મારી સમજણથી. એટલે કે હું પોતે ચેતેલો તથા મારી જ બુદ્ધિથી સુધરેલો મને ગણતો નથી; પણ બળાત્કારે સુધરેલો સમજું છું જે વખતે હું સ્વયં જાગ્રત થઇ સાધુચરિત બની જાઉં, તો તે વખતે તમે ખુશીથી તમારી ઇચ્છામાં આવે ત્યાં રહેજો; પણ અત્યારે તો નહિ."

"સુશીલા વિશે તારા શા વિચારો છે?" તીનકૌડીની બહેને તેને બીજા સવાલનો જવાબ આપવાનું કહ્યું.

" સુશીલાના સંબંધમાં મારા વિચારો તમારા વિચારો કરતાં જૂદી જાતના છે. પહેલાં તો સુશીલા ઘરમાંથી એક એવા બદમાશ માણસ સાથે ન્હાસી આવી હતી કે જેને આખું કલકત્તા ભ્રષ્ટચરિત્રના નવ યુવક તરીકે ઓળખે છે. યોગેશ કેવા સ્વભાવનો તથા કેવી ટેવોનો માણસ છે તે હું સારી પેઠે જાણુ છું જો કે તેણે તો મને એમ કહ્યું હતું કે સુશીલા કાશીના સ્ટેશન પરથી જ તેનાથી છૂટી પડી ગઇ. છતાં હું એ વાત માની શકતો નથી. કદાચિત્ ક્ષણભરને માટે આપણે એમ માનીએ કે સુશીલા યોગેશ સાથે ભ્રષ્ટ થઇ નહિ હોય, તો પણ તે લગભગ એક વર્ષથી વધારે વખત થયાં અહીં એકલી અટૂલી રહી છે. આટલા દિવસો સૂધી તેણે કયાં ખાધું હશે. કયાં પીધું હશે અને કઇ નીચ જાતિઓને ત્યાં આશ્રય મેળવ્યો હશે! મતલબ કે સુશીલાને આપણે આપણી સાથે રાખી શકીએ તેમ નથી. એ બનવા જોગ છે કે સારા માણસને ત્યાં આશ્રય મળવાથી સુશીલા સુધરી જાય; કિન્તુ એ વિશેની કાંઇ પણ ખાત્રી આપી શકાતી નથી. જે સ્ત્રી એક વાર ઘરમાંથી પલાયન કરી ગઇ હોય, તેને ગૃહસ્થના ઘરમાં આશ્રય આપવો યોગ્ય નથી. કેમ, શું કહો છો ?" તીનકૌડીએ પોતાના વિચારો તેટલી જ સ્પષ્ટતાથી પ્રકટ કર્યા, અને હવે તેની બહેન શું કહે છે તે સાંભળવા સારૂ આતુરતાથી વાટ જોવા લાગ્યો.

" એજ કારણથી તો હું એમ કહું છું ને કે સુશીલાને કલકત્તે ન લઇ જવી પણ તેણે ને મારે કાશીમાંજ રહેવું. હું તેને એકલી મૂકીને કયાંય જઇ શકું તેમ નથી. અને હું ખાત્રીથી કહું છું કે સુશીલા કુમાર્ગમાં ગઇ નથી." તીનકૌડીની બહેને ખુલાસો કરવા સાથે સુશીલાની ચારિત્ર્યશુદ્ધિ કિંવા પવિત્રતાની વકીલાત કરી.

"તમે સુશીલાને જ બધી વાતો કેમ ન પૂછી શકો? હું ધારૂં છું કે તે તમારાથી કાંઇ પણ છુપાવશે નહિ. વારૂ, એક બીજી વાત. સુશીલા મળી ગઇ છે અને માંદી છે, એવા ખબર તેની માને આપીએ કે નહિ? એ પણ સુશીલા શું કહે છે તે પછી જોઇશું" તીનકોડીએ ત્રીજો જ માર્ગ બતાવ્યો.

"તું શું ગાંડો થઇ ગયો છે તિનુ? હું તેને પૂછી શકીશ કે તેણે શું શું કર્યું છે? મારાથી તે થઇ શકવાનું નથી. તેની માને ખબર આપવા વિશે તેં જે કાંઇ કહ્યું છે તે ઠીક છે; એ વિચાર મારા મનમાં પણ આવ્યો હતો. પણ તેની માનો સ્વભાવ હું જાણું છું. તું શું કલકત્તાની વાત ભૂલી ગયો છે? મારાપર તેમના કેટલાય કાગળ પત્રો આવ્યા હશે, પણ તેમણે એક પણ કાગળમાં પોતાની છોકરીનું નામ સુદ્ધાં લખ્યું નહોતું. સુશીલાને તેઓ ક્ષમા કરે એવી મારી ધારણા નથી. આવી પરિસ્થિતિમાં હું સુશીલાને લઇને અહીં રહું, એજ યોગ્ય લાગે છે." તીનકૌડીની બહેને સુશીલાની માના સ્વભાવના વિષયમાં પોતાનો અનુભવ શબ્દો દ્વારા વ્યક્ત કરી સુશીલાને લઇને પોતાના કાશીમાં રહેવાના પ્રસ્તાવનો તીનકૌડી પાસે સ્વીકાર કરાવવાનું કર્યું.

"બહુ સારૂ ત્યારે; હમણાં એ વાત જવાદો. અત્યારે તો કાંઇ તમે ઘેર જતાં નથી ને? સુશીલાને જગાડો; પછી જેમ ઠીક લાગશે તેમ કરીશું." એમ કહીને તીનકૌડી ઘરમાંથી બહાર જતો રહ્યો.

તીનકૌડીની મોટી બહેન સુશીલાની રુગ્ણ શય્યા પાસે ગઇ અને તેના માથાપર હાથ ફેરવીને તેને કહેવા લાગી કે: "હવે તો ઠીક છે ને બેટા? જીવ ગભરાતો તો નથી ને?"

"માશીબા, તમે મને બચાવવા માટે આટલું બધુ કષ્ટ શા માટે ઊઠાવો છો? આટલા રૂપિઆ શા માટે ખર્ચ કરો છો? મારા

જીવવાથી અથવા મરવાથી દુનિયાને શી લાભ હાનિ છે ? તમે મને રસ્તામાંથી શામાટે ઊપાડી લાવ્યાં હતાં ? હું તો મરવા સારૂ જ માર્ગમાં પડી હતી." સુશીલાએ તેના સવાલનો જવાબ આપવાને બદલે સામા બીજા સવાલો પૂછયા.

"આ તું શું કહે છે, સુશીલા ? અને તારે આટલી બધી બીક રાખવાની શી જરૂર છે ? તને રસ્તામાં પડેલી જોઇને હું ઘેર ચાલી આવુ અથવા તને મળ્યા છતાં મારી સાથે ન રાખું, એ આ જન્મમા તો બનવાનું નથી." તીનકૌડીની બહેને પોતાની લાગણી શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવી.

"ત્યારે શુ તમે મને મૂકીને ક્યાંય નહિ જાઓ ? તીનકૌડી મામા તો એમ કહેતા હતા કે તમે તીર્થયાત્રા કરવા માટે આવ્યાં છો; કાશીમાં હમેશને માટે રહેવા આવ્યાં નથી." સુશીલાએ તેના મુખ્ય કાર્યનું તેને સ્મરણ કરાવ્યુ.

"એ વાત ખરી છે કે અમો ભાઇ બહેન તીર્થયાત્રા કરવા નિમિત્ત નીકળ્યા છીએ. પરંતુ તારી સેવા, તારી સારવાર એજ અત્યારે અમો બન્નેનું મુખ્ય અને પવિત્ર કાર્ય થયું છે. તેથી અમો જ્યાં જઇશું ત્યાં તને સાથે લઇને જઇશું." તીનકૌડીની બહેને ખુલાસો કર્યો.

"શું તમે ખરેખર મને સાથે લઇ જશો, માશીબા ? ત્યારે તો હું બચી જઇશ; નહિ તો તમારા વિના મરી જઇશ !" સુશીલાએ ઉદાસ થઇને આ પ્રમાણે ઉદ્‌ગારો કાઢયા.

"તું આટલી બધી ઉદાસ કેમ થાય છે, પુત્રી ? હવે હું પાછી કલકત્તા જઇશ નહિ. તીનકૌડી હવે શ્રી કાશીવિશ્વેશની કૃપાથી ઠેકાણે પડી ગયો છે. તેણે કલકત્તામાં કટલરી તથા સ્ટેશનરી સામાનની એક

દુકાન કરી છે. પોતાના જૂના સાથીઓનો સહવાસ તેણે બિલકુલ જ છોડી દીધો છે. એટલે તેના તરફથી હું હવે નિશ્ચિન્ત થઇ છું. હવે તને લઇને હું આનંદથી અહી રહી શકીશ." તીનકૌડીની બહેને સુશીલાને આશ્વાસન આપીને તીનકૌડીમાં થયેલા ફેરફારની વાત પણ તેને જણાવી દીધી.

" માસી, તમે મને ક્ષમા કરશો કે ? મે મોટો અપરાધ કર્યો છે. મહાપાપ કર્યું છે; અને તેને માટે મને દણ્ડ પણ પૂરતો મળ્યો છે. મારી અત્યન્ત દુર્દશા થઈ છે. હજી કેટલી દુર્દશા થવાની બાકી છે, એ કોણ જાણે છે ?" આ પ્રમાણે કહીને સુશીલા મૌન રહી ગઇ–તે આગળ બોલી શકી નહિ. તેનું ગળું રુંધાઇ ગયુ હતું અને અશ્રુપાત કરવાથી તેની છાતીનો ભાગ ભીંજાઈ રહ્યો હતો.

સુશીલાની એ સ્થિતિ જોઇને તીનકૌડીની મોટી બહેનનું હૃદય પણ પીગળી ગયુ; ને તે પણ સુશીલાની માફક જ રડવા લાગી ગઇ. તે સુશીલાને પોતાના ખોળામાં લઇને કહેવા લાગી કે: " આમ છેકજ અધીરી શું થઇ જાય છે બેટા ? જે થવાનુ હતું તે થઈ ગયું છે. હવે એ બધી વાતો મનમાં લાવવાથી શો લાભ છે ? શ્રી વિશ્વનાથનું નામ સ્મરણ કર્યા કર, તેજ તારાં સર્વ પાપોને પ્રક્ષાલન કરી નાખશે."

"માસીબા, જો ખરૂ કહું તો અત્યાર સૂધી હું શ્રી કાશીવિશ્વ-નાથના નામ સ્મરણના પ્રતાપે જ બચી શકી છું. તેમના કૃપાકટાક્ષથી જ મારા જેવી પાપિણીનો ઉદ્ધાર થયો છે ! એ જ અનાથોના નાથ, અશરણોના શરણ અને અનાશ્રિતોના આશ્રયની દયાથી આટલાં દુઃખો ભોગવવા છતાં હું ધર્મભ્રષ્ટ–નીતિભ્રષ્ટ થતી બચી શકી છું." એમ કહીને સુશીલા ફરીથી રડવા લાગી.

તીનકોડીની બહેને પોતાના સાડલાના પાલવ વડે તેની આંખોનાં આંસુ લૂછી નાખ્યાં અને ત્યાર પછી તેને આશ્વાસન આપતી તે કહેવા લાગી કે: " વિશ્વનાથના પવિત્ર નામનું સ્મરણ કર. સુશીલા ! તે સર્વ જાણે છે; સર્વ જૂએ છે. ગમે તેવું મોટું પાપ ભલેને કર્યું હોય, પરંતુ તે પાપમોચનનું નામ લેવાથી આપણો અવશ્ય ઉદ્ધાર થાય છે."

" માસી ! મેં મહાપાપ કર્યું છે. તેનો દણ્ડ હું ભોગવી રહી છું તે તમો નજરે જોઇ રહ્યાં છો. છતાં હું તમને કહી દેવા ઇચ્છું છું–ફક્ત તમને જ કહેવા ઇચ્છું છું, કે વાસ્તવિકમાં જેને પાપ કર્મ કહે છે તે શ્રી વિશ્વનાથની દયાથી મારા હાથે થયું નથી. હું વિધવા છુ–મારી મા પાસેથી ગુપ્ત રીતે ન્હાસી આવી છું; કિન્તુ માશીબા, તેને માટે મેં થોડું કષ્ટ ભોગવ્યું નથી. અત્યારે હુ રસ્તાની ભિખારણ છું; માર્ગમાં મરવા પડેલી હતી તે હું છું ! હજી હું કયા જન્મને માટે તમારાથી છુપાવી રહી છું ! માસી, હું ખરૂં કહું છું કે હું જીવનથી કટાળીને ગંગામાં ડૂબી મરવા સારૂ જઈ રહી હતી. એક વાર તો હું ગંગામાં ડૂબી પણ ગઇ હતી; કિન્તુ ગંગામૈયાએ મારા જેવી અભાગિનીને આશ્રય ન આપ્યો. તમારી સાથે છેવટની મુલાકાત થવાની હતી તેથી જ હું બચી ગઇ હતી. પરંતુ હવે હું સુખેથી મરી શકીશ; હવે હુ મરીશ. તમે મારા માટે–આ અભાગિનીને માટે તમારૂં બધું છોડીને કાશીમા શામાટે રહો ? હું તમારી કોણ છું ? હું જો તમારી હોત, તો તમને બધાને છેતરીને ઘરમાંથી ન્હાની આવત ખરી કે ? ના, માસી, હું તમારી નથી; અને તેથી મારા માટે તમારે અહીં રહેવાની જરૂર નથી. તમારા ખોળામાં હું માથું રાખી શકી, એ જ મારા માટે ઘણું છે; એથી વિશેષ કાંઇ પણ હું ઇચ્છતી નથી. તમે મને એકવાર ખોળામાં લીધી–તમે

આ કલંકિની દુહિતાને હસતાં હસતાં 'સુશીલા' કહીને બોલાવી છે, 'પુત્રી' કહીને સંબોધન કર્યું છે, એટલાથી જ હું કૃતાર્થ થઇ ગઇ છું. માસી, ખરેખર હું કૃતાર્થ—"

સુશીલા આથી વધારે બોલી શકી નહિ. તે હજી બરાબર સારી થઈ નહોતી. હજી તેનામાં ઊઠવાની પણ શકિત આવી નહોતી. છતાં આવેશમા આવીને તે બહુ બોલી ગઇ હતી. બોલતાં બોલતાં જ તેનું માથું ફરવા માંડયું હતું; તેની આંખે અંધારાં આવી રહ્યાં હતાં. તીનકૉડીની બહેનની પણ લગભગ એવીજ અવસ્થા થઇ હતી. બન્ને સાથે જ મૂર્ચ્છિત થઇને ભૂમિપર પડી ગઇ હતી !

જે વખતે સુશીલા અચેતન થઇને પડી ગઇ તેજ વખતે તીનકૌડીની બહેન શુદ્ધિમાં આવી હતી. શુદ્ધિમાં આવતાં જ તે એકદમ આક્રન્દ કરવા લાગી ગઇ હતી. એજ વખતે સદ્‌ભાગ્યે તીનકૌડી બજારમાંથી આવી ગયો હતો. તે પોતાની બહેનનું આક્રન્દ સાંભળીને એકદમ ઘરમાં દોડી આવ્યો હતો.

"મોટી બહેન, શું થયું છે ? સુશીલા પાછી બેશુદ્ધ કેમ થઇ ગઇ છે? તમે રડો છો શા માટે ?" તીનકૌડીએ આતુરતાથી ઉપરાઉપરી સવાલો પૂછ્યા.

"તું સુશીલાના મોઢાપર તથા આંખોપર જલસિંચન કર. હું તો હવે એને ખોળામાંથી ઊતારી શકતી નથી." તીનકૉડીની બહેને ગભરાયલા અવાજે કહ્યું.

તીનકૌડીએ તેના કહેવા પ્રમાણે સુશીલાના મુખપર તથા તેનાં નેત્રોપર પાણીનો છટકાવ કર્યો; એટલે થોડી વાર પછી સુશીલાએ શુદ્ધિમાં આવીને પોતાની આંખો ઊઘાડી.

"બા, ઓ બા !" સુશીલાએ અતિશય મંદ સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"કેમ બેટા, શું છે? હું તને ખોળામાં લઇને બેઠી છું. તું ગભરાય છે શા માટે? હમણા તું વાતો કરીશ નહિ; ચુપચાપ સૂઇ રહે." તીનકોડીની બ્હેને સુશીલાને આશ્વાસન આપીને તેને ચુપચાપ રહેવાનું કહ્યું. પછી તે તીનકોડીને ઉદ્દેશીને કહેવા લાગી કે: "વાંક મારોજ થયો છે. મે એને વાતે ચડાવી ત્યારે બહુ બોલવાથી એમ થઇ ગયું. પરંતુ એ વખતે મને પોતાને પણ મારી સ્થિતિનું ભાન નહોતું."

"હશે; જે થયુ તે થયું, હવે એની સાથે વાતચીત કરીશ નહિ." તીનકોડીએ તેને સુશીલા સાથે વાત ન કરવાની ભલામણ કરી.

"માસી બા, પણ હવે હું બચવાની નથી. બે ચાર કહેવાની વાતો બાકી છે તે પણ તમને કહી દઉં, એમ મનમાં થાય છે." સુશીલાએ ધીમા સ્વરથી કહ્યું.

"શાન્ત રહે, વહાલી દિકરી! વધારે બોલવાથી તું પાછી અચેતન થઇ જઇશ. જ્યારે તુ ઊઠવા બેસવા જેવી થાય, તારા શરીરમાં થોડી ઘણી શક્તિ આવી જાય, ત્યારે તારે જે કહેવું હોય તે મને કહેજે. તે વખતે હું તારી બધી વાતો સાંભળીશ. હમણાં સુઇજા!" તીનકોડીની બ્હેને સુશીલાને તેની શય્યાપર સૂવાડીને બોલવાની ના પાડી.

સુશીલા શાન્ત થઇ ગઇ. આવેશથી તેનું શરીર અવસન્ન થઇ ગયું હતું. થોડી જ વારમાં તેની આંખો મળી ગઇ.

ત્રણ ચાર દિવસ વીતી ગયા હતા. તીનકોડીની બ્હેન સુશીલાને આવશ્યક્તા વગર એક અક્ષર પણ બોલવા દેતી નહોતી. ના કહેવા છતાં પણ સુશીલા નહોતી માનતી તો તે તેની પાસેથી ઊઠી જતી હતી. આટલું બધુ છતાં પણ સુશીલાની પ્રકૃતિ પ્રતિદિન વધારે ને વધારે બગડતી જતી હતી. તેના અશક્ત થઇ ગયેલા શરીરમાંથી દરરોજ શક્તિ ઓછીજ થતી રહી હતી. તેની એવી ચિન્તાજનક

અવસ્થા જોઇને **તીન**કૌડી બીજી વાર ડૉકટરને બોલાવવા સારૂ ગયો હતો.

ડૉકટરે સુશીલાને જોઇને તથા તેની નાડી પરીક્ષા કરીને **તીન**કૌડીને કહ્યું કે: "છોકરીની પહેલાં જે સ્થિતિ હતી તે પરથી આશા રાખી શકાતી હતી; કિન્તુ આજની સ્થિતિ જોતાં તો મને ભયંકર આશંકા તથા નિરાશા જ થાય છે. શરીરમાંનું રક્ત ધીરે ધીરે ઓછું થતું જાય છે. આજે દવામાં ફેરફાર કરી આપું છું. તે દશપંદર દિવસ સૂધી આપતા રહેજો. ઈશ્વર કરશે તો સારૂંજ થશે. છતાં જો કોઇ ખરાબ લક્ષણ જોવામાં આવે તો મને તરત ખબર આપજો."

ડૉકટર દવા લખી આપીને રવાના થઇ ગયો. **તીન**કૌડી પોતાને માથે હાથ મુકીને પ્રથમ ધીમેથી અને ત્યાર પછી ઉચ્ચ સ્વરથી રુદન કરવા લાગ્યો. તેની મોટી બહેને તેને પૂછ્યું, "ભાઇ **તીન**કૌડી, તું શા માટે રડે છે? ડૉકટર શું કહી ગયા છે?"

"મોટી બહેન! હવે આપણે સુશીલાનું રક્ષણ કરી શકીશું નહિ. સુશીલા હવે થોડા દિવસની મહેમાન છે!" **તીન**કૌડીએ રડતાં રડતાં જવાબ દીધો.

તેની મોટી બહેન એ જવાબ સાંભળીને ગભરાઇ ગઇ. તેની આંખોમાથી પણ અશ્રુબિન્દુઓની ધારા વહેવા માંડી. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર સુશીલાની પથારી પાસે જઇને બેસી ગઇ.

"માસી, હું સમજી ગઇ. તમે ઉદાસ શા સારૂ થાઓ છો? હું તો તમને ક્યારની કહેતી આવી છું કે આ વખતે હું બચવાની નથી. મારે આ લોકમાંથી પ્રયાણ કરી જવામાં વધારે વિલમ્બ નથી અને એ મહાપ્રસ્થાનનો દિવસ જેમ શીઘ્ર આવે તેમ સારૂં, એવી મારી અભિલાષા છે. તમે મને અટકાવશો નહિ. માસી! હું આજ

તમને બાકી રહેલી આત્મકથા કહી દઉં છું; કારણ કે હવે પછી એ કહેવાનો અવસર મળી શકશે નહિ એ નિશ્ચિત છે." સુશીલાએ તીનકૌડી તથા તેની બહેનને ઉદાસ જોઇને પોતાનામાં બોલવાની શક્તિ ન હોવા છતાં પણ કહેવા માંડયું.

તીનકૌડીની બહેને તેને ઘણી રીતે સમજાવીને બોલવાની ના પાડી, પણ તેણે માન્યું નહિ. તેણે ધીરે ધીરે પોતાની કલકત્તાથી પલાયન કરી જવાથી માંડીને જે દહાડે તે અર્ધમૃત અવસ્થામાં કાશીના માર્ગમાં પડેલી તેમના જોવામાં આવી હતી ત્યાં સુધીની બધી કથા જરા પણ છુપાવ્યા વગર કે સંકોચ કર્યા વગર કહી દીધી. પોતાની સંપૂર્ણ કથા કહી સંભળાવ્યા પછી સુશીલાએ તીનકૌડીની બહેનને સંબોધીને કહેવા માંડયું કે—

"માસીબા ! તમે મારી સંપૂર્ણ પાપકથા સાંભળી છે તો મને કહો કે મારા પાપનું પ્રાયશ્ચિત્ત પૂરું થયું હશે કે હજી બાકી હશે ?"

"મારી પ્રાણાધિક પુત્રી સુશીલા ! તારા પ્રશ્નનું ઉત્તર આપવું જેટલું સહેલું છે તેટલું જ કઠિન છે. એટલે કે એક રીતે તો વિચાર કરતાં એમ જણાય છે કે તારું પ્રાયશ્ચિત્ત હવે અવશ્ય પૂરું થઇ ગયું હશે; કારણ કે તેં કોઇ જાતનુ પાપ જ કર્યુ નથી. માત્ર બિન અનુભવને લીધે માતાની સંમતિ વગર એક અપરિચિત યુવાન પુરુષ સાથે ઘરમાંથી પલાયન કરી ગઇ હતી. ત્યાર પછી તેં જે જે સંકટો સહન કર્યા છે તે તારી ધર્મવીરતાજ દેખાડી આપે છે. પરંતુ આ પ્રશ્નની એક બીજી બાજૂ પણ છે. આર્ય ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીને માટે સધવાવસ્થામાં તેમ જ વિધવાવસ્થામાં પાતિવ્રત્ય ધર્મનુ મન, વાણી અને કર્મથી પાલન કરવાનું કહ્યું છે. આર્ય નારી કોઇ પણ સ્થિતિમાં પરપુરુષનું ચિન્તન કરી શકતી નથી–તેને માટે એ મહા પાપ

ગણવામાં આવ્યું છે. આપણી સતીત્વ કિંવા પાતિવ્રત્યની ભાવના એટલી બધી ઉંચા આદર્શવાળી છે કે માનસિક પાપમાં તથા કાયિક પાપમાં આપણે ન્યૂનાધિકતા જોતાં જ નથી. અને એ ખરૂં પણ છે, કારણ કે, માનસિક પાપવાસનાના ઉદ્ભવથી જ મનુષ્ય કાયિક પાપ કરવાને પ્રવૃત્ત થાય છે. આર્ય વિધવાની અન્ય પુરુષમા સંસાર-વાસના કિંવા સંસારતૃષ્ણા એટલા માટે જ અક્ષમ્ય અપરાધ ગણાય છે. એ દૃષ્ટિથી વિચાર કરતાં તારૂં પ્રાયશ્ચિત્ત હજી બાકી હોય, તો તે સંભવિત છે." તીનકૌડીની બ્હેને સુશીલાના પ્રશ્નનુ ધર્મશાસ્ત્રના આધારથી સંતોષકારક ઉત્તર આપ્યુ; અને ત્યાર પછી તે પુનઃ નેત્રોમાથી અશ્રુ પાડવા લાગી.

"માસીબા, મારે લીધે તમે આંસુ પાડશો નહિ. મને હવે મરણની ભીતિ નથી. કિન્તુ માસી, મારી ઇચ્છા–" એટલુ કહીને સુશીલા ચોધાર અશ્રુઓ વર્ષાવવા લાગી. તે બોલતી બોલતી એટલી બધી ગભરાઈ ગઇ કે તેનાથી આગળ બોલી શકાયુ નહિ

"સુશીલા! ચુપ કેમ થઇ ગઇ? તારી શી ઇચ્છા છે?" તીનકૌડીની બ્હેને પૂછ્યું.

"માસી! એકવાર બાને તથા પિતાજીને નજરે જોવાની ઇચ્છા થાય છે. શું મારી એ ઇચ્છા પાર પડી શકશે? હાય! મારા પિતાની શી સ્થિતિ હશે? મારી વહાલી માતા અત્યારે કયાં હશે?" સુશીલાએ જવાબ દીધો.

"તેને માટે તું જરાપણ ચિન્તા કરીશ નહિ. હું આજે જ તે માટેની વ્યવસ્થા કરાવી દઉં છું. સુશીલા! તેં આજ ઘણી વાતો કરી છે. હવે જરા સુઇજા; હું તને પંખો નાખુ છું." એમ કહીને તીનકૌડીની બ્હેન સુશીલાને હવા નાખવા લાગી એટલે થોડીવાર પછી સુશીલા નિદ્રાધીન થઇ ગઇ.

તીનકૌડીની બહેને સુશીલાના સૂવાના ઓરડામાંથી બહાર જઇને તીનકૌડીને બોલાવ્યો અને તેને સુશીલાની ઇચ્છા જણાવી દીધી.

"એમાં વિચાર શો કરવાનો હતો? સતીશ બાબૂને શાહજહાંપુર તાર કરી દઇએ કે સુશીલાની માતાને લઇને તરત અહીં ચાલ્યા આવે. તે દિવસ તમે કહ્યું હતું કે સુશીલાના પિતાનો જેલમાંથી છૂટવાનો સમય પણ આવી લાગ્યો છે. સતીશ બાબુ વગેરેના અહીં આવી ગયા પછી તેમને પણ અહીં બોલાવવાની વ્યવસ્થા કરી લઇશું." તીનકૌડીએ તરત જ પોતાની અનુમતિ પ્રકટ કરી.

"સુશીલાની માનો સ્વભાવ જ્યાં સૂધી હું જાણું છું ત્યાં સૂધી તે અહીં આવે એમ લાગતુ નથી. કલકત્તાથી જતી વખતે તે શું કહેતી હતી, તે તને યાદ નથી કે શું? શાહજહાંપુર ગયા પછી મને આટલા કાગળો લખ્યા પણ સુશીલાનું નામ એકે કાગળમાં ન મળે! તે એટલી બધી અભિમાની છે કે અહીં આવવામાં પોતાની હલકાઇ સમજશે!" તીનકૌડીની બહેને સુશીલાની માતાના સ્વભાવ વિશેનો પોતાનો અનુભવ વ્યકત કરીને તેના નહિ આવવાનુ જણાવ્યું.

"એમ ન થઈ શકે. માતાનું હૃદય એટલું બધુ કઠોર ન હોઈ શકે. બહેન! કન્યા કુમાર્ગગામિની થઇ, ધર્મભ્રષ્ટા થઇ, એ વાત ખરી છે; કિન્તુ તે છતાં પણ માતા એટલી બધી નિર્દય કે હૃદયશૂન્ય થઈ શકે ખરી? કદાપિ નહિ, કદાપિ નહિ!" તીનકૌડીએ તેના માતૃહૃદયનો ઉલ્લેખ કરીને પોતાની બહેનનો પ્રતિવાદ કર્યો.

"તીનકૌડી, સુશીલાની બધી વાતો મેં સાંભળી છે. તેનો ધર્મ નષ્ટ થયો નથી. તેણે પોતાના ધર્મ રક્ષણ સારૂ જે જે સંકટો સહન કર્યા છે, તે બહુ ઓછી સ્ત્રીઓજ સહન કરતી હશે." એમ કહીને તીનકૌડીની બહેને સંક્ષેપમાં સુશીલાની સર્વ વાતો તેને કહી દીધી.

"જો આ બધી વાતો કાગળમાં જણાવીને સુશીલાની માને અહીં બોલાવવામાં આવે, તો તે આવ્યા વગર રહેશે નહિ. હું હમણાં જ તાર કરી આવું છું." તીનકૌડીએ બધી વાતો સાંભળી લીધા પછી કહ્યું.

"ના તીનકૌડી, સુશીલાની માતાને ખબર આપવાથી કાંઇ પણ વળવાનું નથી. કોઈના લખવાથી તે માની જાય એવી નથી. હું તેને સારી પેઠે જાણુ છું. મારા વિચાર પ્રમાણે સીધો રસ્તો તો એ છે કે સુશીલાને લઇને આપણે જ શાહજહાંપુર જઇએ. ત્યા જો તે સુશીલાને ક્ષમા કરીને પોતાના ખોળામાં લેશે, તો તો ઠીક જ થશે બે ચાર દિવસ સુશીલા બચી શકશે અને છેવટે પોતાની માતાના ખોળામા જ મરી જશે. અને જો તે તેને ક્ષમા નહિ કરે તો તે તરતજ મરી જશે. ગમે તે રીતે પણ જનનીના દર્શનમાત્રથી જ સુશીલાની સર્વ જ્વાલાઓ શાન્ત થઇ જશે." તીનકૌડીની બહેને દીર્ઘદૃષ્ટિએ વિચાર કરીને કહ્યું.

"એક રીતે તો તમારૂં કહેવુ ખરૂં છે. બહેન સુશીલાની હાલત હવે દહાડે દહાડે ખરાબ થતી જાય છે. એટલે તે કેટલા દિવસ કાઢશે એનું કાંઈ નક્કી નથી. આમ કરવામાં જોખમ ફક્ત એટલુજ છે કે રસ્તામા કોઇ માઠો બનાવ બને." તીનકૌડીએ તેની વાત કબૂલ કરીને સુશીલાને શાહજહાંપુર લઇ જવામાં એક મોટી અડચણ દેખાડી.

"તે માટે ડૉકટરની સલાહ લઈ લેવાની જરૂર છે. જો તે એમ કહેતા હોય કે હરકત નથી, તો આવતી કાલે આપણે શાહજહાપુર જવા સારૂ ઊપડી જઇએ." તીનકૌડીની બહેને ડૉકટરની સલાહ લેવાનું કહ્યું.

"બહુ સારૂં ત્યારે. આજ સન્ધ્યાકાલે જ હું ડૉકટરને મળીને વાત કરી આવીશ." એમ કહીને તીનકૌડી ત્યાંથી ઉઠીને બહાર ચાલ્યો ગયો.

× × × ×

સાંજે ઘેર આવીને તીનકૌડીએ પોતાની બહેનને કહ્યું કેઃ—
"ડાકટરે સુશીલાને બહુજ સાવચેતીથી લઇ જવાની સલાહ આપી છે. બે ચાર દિવસ સૂધી તો એટલો બધો ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી. વળી તેમણે એમ પણ કહ્યું છે કે વખતે ત્યાંની હવાથી તેને આરામ પણ થઇ જાય. જો કે એ આશા પૂર્ણ થવાનાં ચિન્હો હજી સૂધી જોવામાં આવતાં નથી."

તેજ રાત્રે મુસાફરીની બધી તૈયારીઓ કરી લેવામાં આવી હતી. તીનકૌડીએ ઘરનું ભાડું તથા મોદીખાનાના પૈસા વગેરે ચૂકવી દીધા હતા. ડૉકટરના પૈસા તો તે સાંજે સલાહ લેવા ગયો હતો ત્યારે જ ચૂકવી આવ્યો હતો. બીજે દિવસે સવારના દશ વાગ્યે શાહજહાંપુર જનારી ગાડી કાશીના સ્ટેશનપર આવનારી હતી. પ્રાતઃકાલના ચાર વાગ્યાને સુમારે જ તીનકૌડીની બહેન જાગી ઉઠી હતી. લગભગ છ એક વાગ્યે તીનકૌડી તથા સુશીલા પણ જાગ્રત થઇ ગયાં હતાં.

"સુશીલા! ડૉકટરે તને હવા બદલ કરવાનું કહ્યું છે તેથી આજ દશ વાગ્યાની ગાડીમાં આપણે પશ્ચિમ તરફ જવાનું ઠરાવ્યું છે. ત્યાં તારૂં શરીર સારૂં થઇ જશે. કાશીની હવા માંદાં માણસો માટે ફાયદાકારક નથી." તીનકૌડીની બહેને સુશીલાને કહ્યું.

"હજી પશ્ચિમમાં કયાં જવાનું છે, માસી? મને તો કયાંય સારૂં નથી થવાનું!" સુશીલાએ પોતાના માટે નિરાશાદર્શક ઉદ્ગારો કાઢીને પૂછ્યું.

" તને તારી મા પાસે લઇ જવાની છે. " તીનકૌડીની બ્હેને ખરેખરૂં કહી દીધુ.

" ના, માસી, ત્યાં જવાની કાંઇ પણ જરૂર નથી." સુશીલા તરતજ બોલી ઉઠી. એટલું જ નહિ, પણ તેની મુખાકૃતિમાં એવું પરિવર્તન થઇ ગયુ કે જે પરથી જોનારને એમ જણાય, કે તેને એ વાત અણગમતી થઇ હતી. બે ત્રણ મિનિટ મૌન ધારણ કર્યો પછી તે વળી કહેવા લાગી કે: " ના, માસી, ત્યા જવાનું કામ નથી. હું મારી બાને મળવા ઇચ્છતી નથી; હું તેની પાસે જઇ શકુ તેમ નથી. અરે ! હવે મને વધારે કષ્ટ શા માટે આપો છો ? મને અહીજ મરવા દો; પતિતપાવની ગંગાના પ્રવાહમાંજ મારી ભસ્મ પડવા દો. મેં મારી માતાનો અક્ષમ્ય અપરાધ કર્યો છે. હું તેનો સ્વભાવ જાણુ છું; તે મને ક્ષમા કરવાની નથી. મારા જેવી કલંકિની કન્યા તરફ તે આંખો ઉંચી કરીને નજર સરખી પણ કરવાની નથી ! "

" એ વિશેની તારે જરા પણ ચિન્તા કરવી નહિ. એ બધું અમારે સંભાળવાનું છે. તારી મા બિચારી તારા માટે રાતદિવસ રડયા કરે છે. શાહજહાપુર ગયા પછી તેણે મને તારા માટે કેટલાય કાગળો લખ્યા છે. તે અવશ્ય તને પોતાના ખોળામા લેશે. " તીનકૌડીની બ્હેને આશ્વાસન આપ્યું.

" સુશીલા ! તું એટલી બધી ગભરાય છે કેમ ? તારી મા તારાં અસંખ્ય સંકટોની કથા સાભળીને તને અવશ્ય ક્ષમા કરશે. તેં જ્યારે કોઇ પણ જાતનું પાપકર્મ કર્યું નથી ત્યારે તેને નારાજ થવાનું –તારો તિરસ્કાર કરવાનું શું કારણ હોઇ શકે વારૂ ? " તીનકૌડીએ પણ પોતાની બહેનના કથનને પુષ્ટિ આપનારાં વાક્યો ઉચ્ચાર્યાં.

"પાપ પુણ્યની વાત તો હમણાં રહેવા દે તીનકોડી. હું એક વિધવા છું, અને તેથી આર્ય વિધવાના કર્ત્તવ્યને સારી પેઠે જાણું છું. સુશીલાના હૃદયમાં જોઇએ તો એક દિવસને માટે અને જોઇએ તો એક ક્ષણને માટે પણ સંસારતૃષ્ણા અવશ્ય ઉદ્ભવી હતી. એ વાત ખરી છે કે એક વાસના માત્રના બદલામાં સુશીલાએ જે પ્રાયશ્ચિત્ત કર્યું છે, તે ઘણું વધારે છે. આટલું પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ તેને અપવિત્ર ગણવી, એ તેના પ્રાણોપર બળાત્કાર કરવા જેવું છે. સુશીલાની માતા એટલી બધી મૂર્ખ સ્ત્રી નથી કે પોતાની પવિત્રચરિત્રા તથા પ્રાયશ્ચિત્તશુદ્ધા પુત્રીનો પરિત્યાગ કરશે." આટલું કહ્યા પછી તે સુશીલાને સંબોધીને કહેવા લાગી કે:—

"સુશીલા ! તું કોઇ પણ જાતની ચિન્તા કરીશ નહિ. મેં જે કાંઇ કહ્યું છે તેની યોગ્યાયોગ્યતાનો વિચાર કરી જો. આર્ય વિધવાનું શું કર્ત્તવ્ય છે તે તને હવે સમજાયું હશે. આ તો તું એટલી નસીબદાર હતી કે આટલાં સંકટો સહન કરીને પણ અણીશુદ્ધ બચી શકી છે. નહિ તો આવી રીતે પરપુરુષ સાથે પલાયન કરી જનારી તારા જેવી ભોળી નારીઓ અવશ્ય ધર્મભ્રષ્ટા તથા કર્ત્તવ્યભ્રષ્ટા થાય છે. જો તેં આટલાં કષ્ટો ન ભોગવ્યાં હોત તો તારા ભાગ્યમાં શું હતું, એ કેવળ શ્રી કાશીવિશ્વનાથ જ જાણતા હશે. અસ્તુઃ તું હવે શાહજહાંપુર જવામાં જરા પણ આનાકાની કરીશ નહિ. હું જે કાંઇ કહું છું તે તારા ભલા માટેજ કહું છું. તો મારી વાત માનીને એજ અશરણ શરણ વિશ્વનાથમાં વિશ્વાસ રાખ, અને નિશ્ચિન્ત થઈને અમારી સાથે ચાલ."

"હવે આપણે જવાની તૈયારી કરવાની છે. રસ્તામાં સુશીલાના ખાવા સારૂ જે લેવું હોય તે સાથે લઇ લો. હા, પણ બહેન !

આ વખતે પણ તમને શ્રી વિશ્વનાથનાં દર્શન થઇ શક્યાં નહિ. " તીનકૌડીએ શ્રી વિશ્વનાથનાં દર્શનોનું સ્મરણ કરાવીને ચાલવાની તૈયારી કરવાનું કહ્યું.

" વિશ્વનાથનાં દર્શન નથી થયાં ? એ તું શું કહે છે ? હું નિત્ય સુશીલાની રુગ્ણશય્યા પાસે બેસીને વિશ્વનાથ તથા અન્નપૂર્ણાનાં દર્શન કર્યા કરતી હતી, એ તું નથી જાણતો કે શુ ? જો વિશ્વનાથની કૃપા ન હોત તો સુશીલા આપણને મળત ખરી કે ? અને જો વિશ્વનાથનીજ સેવા પૂજા કરવાનું આપણા ભાગ્યમાં હોત, તો સુશીલા આવી રોગગ્રસ્ત સ્થિતિમાં આપણને શા માટે મળત ? હું તો એમ કહું છુ કે જે કાંઇ થાય છે તે શ્રી વિશ્વનાથની ઇચ્છાથીજ થાય છે, અને તે આપણા કલ્યાણ માટે જ થાય છે." તીનકૌડીની બ્હેને પોતાનો ધર્મવિશ્વાસ શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

" હે વિશ્વનાથ ! હે અન્નપૂર્ણા માતા ! " સુશીલાએ અત્યન્ત દીન ભાવે કિન્તુ તેટલાજ આનન્દથી એ શબ્દો ઉચ્ચાર્યા. ત્યારપછી તે કાંઇ પણ બોલી નહિ. એ પરથી શ્રી વિશ્વનાથે જ તેને તેની જન્મદાત્રી પાસે જવાની અનુમતિ આપી હતી એમ શા માટે ન સમજવું ?

થોડી વાર પછી તીનકૌડી પોતાની બ્હેન તથા સુશીલાને ભાડાની ગાડીમાં બેસાડીને સ્ટેશન પર ગયો. યથા સમય ટ્રેન આવી અને ત્રણે ત્રીજા વર્ગના એક ઓછી ભીડવાળા ડબ્બામા બેસી ગયા. સંયોગવશાત્ એ જ ગાડીના સકન્ડ કલાસમાં બે મિત્રો—દીનેશ અને સતીશ—પણ પ્રવાસ કરી રહ્યા હતા. બન્ને પક્ષના લોકો એક બીજાથી અજ્ઞાત રીતે શાહજહાપુર પ્રતિ જઇ રહ્યા હતા, એ પણ વિધિનું એક વિચિત્ર વિધાન જ કહી શકાય !

---

## ૩૨

## શાહજહાંપુરના સ્ટેશનપર.

રાત્રે નવ વાગ્યે ટ્રેન શાહજહાંપુર સ્ટેશને જઇ પહોંચી. સતીશ બાબૂએ કલકત્તાથી રવાના થતી વખતે જ તાર કરી દીધેલો હોવાથી તેમને લેવા સારૂ ઘરની ગાડી લઇને તેમના નોકર ચાકરો ટ્રેનના આવવા પહેલાંજ સ્ટેશનપર આવી પહોંચ્યા હતા. બન્ને મિત્રો પોતાનો બધો સામાન નોકરો પાસે બહાર કઢાવીને તરત જ ગાડીમાંથી નીચે ઊતર્યા અને સેકન્ડ કલાસના ઓછી ભીડવાળા દરવાજા માંથી સ્ટેશનની હદમાંથી બહાર નીકળી ગયા. ગાડીમાં બધો સામાન સંભાળથી રખાવી દીધા પછી તેઓ પણ ગાડીમાં બેઠા; એટલે ગાડીવાળાએ ગાડી ઘર તરફ હકારી દીધી.

બીજી તરફ તીનકૌડી તથા તેની બહેન સુશીલાને સંભાળથી ઊતારીને પછી પોતાનો સામાન ઉતારવા લગ્યાં. તીનકૌડીએ પહેલાં સુશીલાને વેટીંગ રૂમની સામેની પરસાળમાં બિછાનું પાથરીને સૂવાડી દીધી. તેની પાસે પોતાની બહેનને બેસાડીને તે ગાડીમાંનો સામાન ઉતરાવવા સારૂ ગયો હતો સામાન ઊનારી લીધા પછી તે થોડીવાર વિચારમા પડ્યો કે સુશીલાને ઘેર કેવી રીતે લઇ જવી ? સતીશ બાબૂના ઘરનું ઠેકાણુ કોને પૂછવું ?

“ બાબૂ સાહેબ ! હું બહુ જ આપત્તિમાં છું. આપ બંગાલી જણાઓ છો તો શુ પોતાના એક દુ:ખી દેશબંધુને થોડીક સાહાયતા કરશો ? ” તીનકૌડીએ એક બંગાલી ટિકિટ કલેક્ટરને અત્યંત આર્જવતાથી આ પ્રમાણે કહ્યુ. અને તે શું ઉત્તર આપે છે તેની પ્રતીક્ષા કરવા માંડી.

" તમને હું કેવી જાતની સહાયતા કરી શકું તેમ છું ? તમે ક્યાંથી આવો છો અને અહીં ક્યાં જવાના છો ? " ટિકિટ કલેક્ટરે અનુકંપા દર્શાવીને પૂછ્યું.

" મહાશય, અમે [illegible] આવીએ છીએ. મારી સાથે મારી બહેન તથા તેની એક છોકરી છે. છોકરી બહુ જ માંદી છે. અમારે શ્રીમાન્ સતીશચન્દ્ર ચટ્ટોપાધ્યાય વકીલને ત્યાં જવું છે. આ લ્યો, અમારી ત્રણેની ટિકિટો. " એમ કહીને તીનકૌડીએ ત્રણે ટિકિટો તેના હાથમા આપી દીધી.

" સતીશચન્દ્ર બાબૂને ત્યાં જવું છે ? તેઓ પણ આજ ગાડીમા કલકત્તાથી આવ્યા છે. તેમની ઘોડાગાડી તેમને લેવા સારૂ સ્ટેશનપર આવી હતી. હમણાંજ બે ત્રણ મિનિટ પહેલાં બહાર નીકળ્યા છે. ઊભા રહો જરા, હું બહાર જઇને જોઇ આવુ છું કે તેઓ ગયા કે હજી ઊભા છે. " એમ કહીને ટિકિટ કલેક્ટર તપાસ કરવા માટે બહાર ગયો.

બે મિનિટમાં જ તે પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે: " તેઓ ચાલ્યા ગયા છે. શું તમ તમારા આવવાની પહેલેથી ખબર નહોતી આપી ? "

" ના મહાશય, ખબર આપવા જેટલો અવકાશ રહ્યો નહોતો." તીનકૌડીએ જવાબ દીધો.

" ચાલો પહેલાં તમારી ભાણેજ પગે ચાલી શકે તેમ છે કે કેમ તે જોઇ લઉં. પછી તમને સતીશ બાબૂને ત્યાં પહોંચાડવાની વ્યવસ્થા કરી આપું. " ટિકિટ કલેક્ટરે કહ્યું; અને તરતજ બન્ને જ્યાં સુશીલાને સૂવાડી હતી ત્યાં ગયા.

તીનકૅાડીએ ટિકિટ કલેકટરની પોતાની બહેનને ઓળખાણ કરાવતાં કહ્યું કે: "મોટી બહેન, આ અહીંના ટિકિટ બાબૂ છે; આપણા દેશના જ છે અને સતીશચન્દ્ર બાબૂને સારી પેઠે જાણે છે. એમને ઘેર પહોંચાડવાની એ આપણને વ્યવસ્થા કરી આપશે. એ કહે છે કે સતીશ બાબૂ જે ગાડીમાં આપણે આવ્યા છીએ તેજ ગાડીમાં કલકત્તાથી આવ્યા છે! આપણને તો એ વિશેની કાંઇ પણ ખબર નથી."

"તમને કોઇ જાતની તકલીફ નહિ થાય. અત્યારે મારી અહીં ડ્યૂટી છે, નહિ તો તમારી સાથે હું સતીશચન્દ્ર બાબૂના ઘર સુધી આવત. હું તમારી સાથે એક માણસ મોકલીશ અને ગાડી કરી આપીશ તે તમને બરાબર પહોંચાડી દેશે. બહેન સ્ટેશનની બહાર પણ પગે ચાલીને જઇ શકે તેમ નથી કે?" ટિકિટ કલેક્ટરે આશ્વાસનદાયક ખુલાસો કરીને સુશીલા વિશે પૂછ્યું.

"ના મહાશય, તે એક ડગલું પણ ચાલી શકે તેમ નથી. શું અહીં કોઇ પાલખી નહિ મળે?" તીનકૅાડીએ કહ્યું.

"અત્યારે સ્ટેશનપર પાલખી નથી હોતી. ગામમાંથી મંગાવીએ તો અર્ધો પોણો કલાક વીતી જવાનો સંભવ છે. રાત વધારે થઈ છે તેથી મારા વિચાર પ્રમાણે તો એક આરામ કુર્સીપર સુવાડીને વેટીંગ રૂમમાંથી બહાર લઇ જવી અને ગાડીમાં બેસાડીને ઘેર લઇ જવામાં કાંઇ પણ હરકત નથી." ટિકિટ કલેકટરે બીજો ઉપાય બતાવ્યો.

"બહુ સારૂં, એમ જ કરીએ. અમે આપને બહુ કષ્ટ આપી રહ્યાં છીએ!" તીનકૅાડીએ તેની વાત કબૂલ કરીને વિવેક દર્શાવ્યો.

"એ શું બોલ્યા મારા સાહેબ? એમાં કષ્ટ શાનું છે?

તમે મારા દેશબંધુ છો; તમને જોઇતી સગવડ કરી આપવી એ મારૂં કર્ત્તવ્ય છે. તમે અહીંજ ઊભા રહો; હું બહારથી ચાર મજૂર તથા એક આરામકુર્સી લઇ આવું છું." એમ કહીને ટિકિટ કલેકટર તરત ત્યાંથી ચાલ્યો ગયો.

થોડી જ વારમાં તે ચાર મજૂર તથા વેટીંગ રૂમમાંની એક ગાદીવાળી આરામ કુર્સી લઇને પાછો આવ્યો. તીનકૌડીની બહેને સુશીલાને તે કુર્સીપર સુવડાવવા સારૂ જગાડી.

" માસી, મને કયાં લઇ જાઓ છો ?" સુશીલાએ તીનકૌડીની બહેનનો અવાજ ઓળખીને તથા આંખો ઊઘાડીને પૂછ્યું.

" આપણે સતીશ બાબુને ઘેર જઇએ છીએ. આ ટિકિટ બાબૂએ આપણાપર કૃપા કરીને તને કષ્ટ ન થાય, તે માટેની બધી વ્યવસ્થા કરી આપી છે. ઊઠ, જરા ધીમેથી ઊભી થા." તીનકૌડીની બહેને જવાબ દીધો.

" માસી ! ત્યાં જવાથી શો લાભ થવાનો છે ? હું મરણથી બીતી નથી—તો પણ ત્યાં જવાથી—"

સુશીલાને આગળ બોલતાં અટકાવીને તીનકૌડી કહેવા લાગ્યો કે: " આ વખત વાતો કરવાનો નથી. સુશીલા ! ઊઠ, આ આરામકુર્સીપર સૂઈ જા."

" ના, તીનકૌડી મામા ! મારે ગાડીમા નથી બેસવું. હું માસીબાને ખભે હાથ રાખીને પગે ચાલીશ." સુશીલાએ ગાડી ભાડે કરવાની ના પાડી.

" નહિ, નહિ ! પગે ચાલવાથી ચક્કર આવશે અને અધવચમાં ખોટી થવું પડશે. એથી તો ઊલટી વધારે હેરાનગતિ થશે." ટિકિટ કલેકટરે સુશીલાની સ્થિતિ જોઇને

ત્યાર પછી સુશીલા કાંઇપણ બોલી નહિ. તીનકોડી તથા તેની મોટી બહેને તેને આરામકુર્સીપર સુવાડી દીધી. મજૂરો કુર્સી પોતાને માથે ઉપાડીને સ્ટેશનની બહાર લઇ ગયા અને સંભાળથી સુશીલાને ઘોડાગાડીમાં સૂવાડી દીધી. ટિકિટ કલેકટરે પોતાના એક જાણીતા માણસને ગાડી હાંકનારની પાસે બેસાડી દીધો, અને તીનકોડીને ઉદ્દેશીને કહ્યું કે. " આ સતીશબાબૂ વકીલનું ઘર જાણે છે. "

" મહાશય, આ મજુરોને શું આપવાનું છે ?" તીનકોડીએ પોતાના ખીસામાંથી પૈસાનુ પાકીટ કાઢીને પૂછ્યું.

" મજૂરોને શુ આપવાનુ છે ! આ બધા સ્ટેશનના માણસો છે, એમને કાંઇપણ આપવાની જરૂર નથી. આપ ગાડીમાં બેસી જાઓ. જો વખત મળે તો બાઇની તબિયતના સમાચાર મને કહેવરાવજો. નહીં તો હું સતીશ બાબૂને ઘેર આવીને તમને મળી જઇશ. સતીશ બાબૂ સાથે મારે સારો પરિચય છે. " ટિકિટ કલેકટરે કહ્યું.

" બહુ સારૂં, જેવી તમારી મરજી. લ્યો ત્યારે, તકલીફ માફ કરજો. " એમ કહીને તીનકોડી પણ ગાડીમાં બેસી ગયો.

ગાડી ધીરે ધીરે સતીશબાબૂના ઘર તરફ ચાલી.

---

૩૩

## અભાગિનીના જીવનનાટયનું અંતિમ દૃશ્ય !

સતીશ અને દીનેશ ઘરની ગાડીમાં બેસીને સ્ટેશન પરથી તરતજ રવાના થઇ ગયા હતા, એ અમો ગયા પ્રકરણમાં જણાવી ચૂકયા છીએ. બે દિવસથી સતીશે દીનેશને કેવળ અસત્ય વાતો કહીને

તેની આશાનો દુર્ગ ધરાશાયી થતો અટકાવી રાખ્યો હતો. પરંતુ હવે જે પળો જઇ રહી હતી તેમાં બધો ભેદ ખુલ્લો થઇ જવાનો હતો, અને બિચારા દીનેશનું સુખસ્વપ્ન ટૂટી જવાનું હતું. એ વખતે દીનેશની શી સ્થિતિ થશે એની કલ્પના માત્રથી સતીશનું મુખ સૂકાઇ જતું હતું. સતીશ પોતાના મનનેજ કહેવા લાગ્યો કે: 'હાય પરમાત્મન્! આ દુર્ભાગીના ભાગ્યમાં હજી કેટલાં કષ્ટો લખાયલાં છે!' આમ કહીને દીનેશ ન જાણી શકે તેવી રીતે તેણે એક દીર્ઘ નિઃશ્વાસ પણ નાખી દીધો. ગાડીમાં અંધકાર હોવાથી દીનેશ જો કે સતીશનું મુખ જોઇ શકતો નહોતો, તોપણ તેને ઘણી વારથી ચુપચાપ બેઠેલો જોઇને તેણે કહ્યું કે: "કેમ સતીશ, તમે કાંઇ બોલતા નથી?"

"બે દિવસના પ્રવાસથી શરીર એવું થઇ ગયું છે કે કાંઇ સમજણ પડતી નથી. માથું બહુ દુઃખે છે અને વાત કરવાની ઇચ્છા થતી નથી." સતીશે પોતાની ઉદાસીનતાનું સર્વથા અસત્ય કારણ દર્શાવ્યું.

"હા, તમને તો રખડપટ્ટી કરવાની ટેવ નથી, છતાં મારે લીધે તમને કેટલાં બધાં કષ્ટ વેઠવાં પડયાં છે!" દીનેશે તેની વાત સાચી માનીને આભાર દર્શક શબ્દો ઉચ્ચાર્યા.

સતીશે કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. દીનેશ પણ ત્યાર પછી કાંઇ બોલ્યો નહિ.

થોડી જ વારમાં ગાડી સતીશના બંગલામાંના બગીચાના ફાટકને વટાવીને બંગલાના અંદરના ભાગમાં જઇને ઊભી રહી ગઇ. તરત જ સતીશ ગાડીમાંથી ઊતરીને સીધો ઘરમાં ગયો. તેના જવા પછી દીનેશ પણ ગાડીમાંથી ઊતર્યો; એટલે સતીશના નોકરો ગાડીમાંનો સામાન ઘરમાં લઇ જવા લાગ્યા. દીનેશ ગાડી પાસેજ ઊભો રહ્યો.

"બાબુ, આપ આ બેઠકમાં જઇને બેસો. સામાન તો અમે લોકો ઘરમા મુકી લઇશું." સતીશના એક નોકરે દીનેશને ઉઘાડા દરવાજા વાળું દિવાનખાનું દેખાડીને કહ્યું.

દીનેશ તરત જ તે દિવાનખાનામાં જઇને એક કુર્સી પર બેસી ગયો. લગભગ દોઢ વર્ષની વાત પર તે આ જ દિવાખાનામાં સતીશ-ને મળવા સારૂ તથા પોતાની સ્ત્રી અને કન્યાની ભલામણ કરવા સારૂ આવ્યો હતો. એ પ્રસંગના સ્મરણ માત્રથી તેનુ હૃદય દુઃખથી ભરાઇ આવતું હતું. તેણે આમતેમ જોયું તો કોઇ પણ માણસ નજરે પડયુ નહિ. સતીશે કરી રાખેલી વ્યવસ્થા પ્રમાણે ઘરનાં બધાં માણસો અંદર એક ઠેકાણે એકઠાં થઇને બેસી રહ્યાં હતાં. જે દિવાનખાનામાં દીનેશ બેઠો હતો તેની પાછલી બાજુએ ઘરમાં પડતુ એક બારણું હતુ. એજ બારણામાં થઇને તે એક વખત ભોજન કરવા માટે ભોજનગૃહમાં ગયો હતો. આજે પણ તે તે જ દ્વાર ઉઘડવાની આશાથી પોતાના નેત્રોને ત્યાં જ સ્થિર કરીને બેઠો હતો !

દીનેશ બેઠો બેઠો સુશીલાના 'પિતાજી ! પિતાજી !' કહીને દોડી આવવાની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યો હતો. પરંતુ અર્ધો કલાક વીતવા છતાં પણ જ્યારે તેની પાસે આવી નહિ એટલે તે પોતાના મનમાં જ અનેક જાતના તર્ક વિતર્ક કરવા લાગ્યો: "સુશીલા હજી સુધી મને મળવા માટે કેમ નહિ આવતી હોય ? શુ તેને મારા આવવાની ખબર નહિ પડી હોય ? સતીશ તો કયારના ઘરમા ગયા છે; તે પણ હજી સુધી બહાર નથી આવ્યા. ત્યારે શું સુશીલા માંદી હશે ? એમ જ હોવું જોઇએ, નહિ તો આટલી વાર સુધી તે આવ્યા વગર રહે જ નહિ, અને સતીશને આટલી બધી વાર લાગે જ નહિ!"

દીનેશને એ સ્થિતિમાં ઘણી વાર બેસવું પડ્યું નહિ. ધીરે ધીરે દિવાનખાનાનું પાછલું બારણું ઉઘડયું. એક અવગુંઠન વાળી સ્ત્રીએ આવીને દીનેશનાં ચરણોમાં મસ્તક નમાવ્યું; અને 'સુશીલા' શબ્દનો કેવળ એક વાર પોતાના મુખમાંથી ઉચ્ચાર કરીને તે કાષ્ઠ-પ્રતિમા પ્રમાણે, શાન્ત થઇ ગઇ! દીનેશે જોયું તો પોતાની જ અભાગિની અર્ધાંગના મનોરમા તેનાં ચરણોમાં પડેલી હતી. તેણે તરત જ મનોરમાને ઊઠાડીને એકવાર દઢાલિંગન કર્યું. ત્યારપછી તે કાંઇક બોલવા જતો હતો પરંતુ તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. એ વખતે દરવાજાની બીજી બાજૂએ બે સ્ત્રીઓ ઊભેલી હતી; એક સતીશની ધર્મપત્ની અને બીજી તેની કન્યા રાણી. દીનેશ તથા તેની સ્ત્રીને કાંઈ પણ બોલતા ન જોઇને સતીશની સ્ત્રીએ પોતાની પુત્રીને અંદર ધકેલી દીધી.

રાણી બિચારી શું કરે? તેની માતાએજ તેને આજ્ઞા કરેલી હતી. તે ધીરે ધીરે આગળ વધી અને દીનેશની સ્ત્રીનો હાથ પકડીને કહેવા લાગી કે: "મોટી બા! ઓ મોટી બા!"

"દીકરી સુશીલા!" દીનેશે તે કન્યા તરફ જોઇને તથા તેને જ પોતાની પ્રાણાધિક પુત્રી સુશીલા સમજીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"મોટા બાપુ, સુશીલા બહેન કયાં છે? આ તો હું રાણી છું!" રાણીએ રડતાં રડતાં જવાબ દીધો.

એમ કહીને તે દીનેશની સ્ત્રીનો હાથ મૂકી દઇને દીનેશના ખોળામાં બેસી ગઇ. મનોરમા મૂર્ચ્છિતા થઇને ભૂમિપર પડી ગઇ. દીનેશ એ દશ્ય જોઇને એટલો બધો ગભરાઇ ગયો કે તે પોતાની સ્ત્રીને સંભાળી શક્યો નહિ. રાણી ચોધાર આંસૂઓ પાડવા લાગી. સતીશ-ની સ્ત્રી દરવાજા પર ઊભી રહી શકી નહિ. તે એકદમ અંદર આવી

અને મનોરમાનું મસ્તક પોતાના ખોળામાં લઇને તેને વાયુ ઢોળવા લાગી; કારણકે, એ સમય લજ્જા કે સંકોચ કરવાનો નહોતો.

સતીશ પણ તરત જ દિવાનખાનામાં આવી ગયો. દીનેશે તેને જોતાજ કહ્યું કે: "ભાઇ સતીશ! સુશીલા નથી કે શું?"

સતીશ ઘરમાંથી જ પોતાનું હૃદય કઠોર બનાવી આવ્યો હતો; કારણ કે, એ વખતે જો સતીશ પણ વિચલિત થઇ જાત, તો દીનેશની શી દશા થાત તેની કલ્પના કરી શકાતી નહોતી. તેણે તરત જ દીનેશને જવાબ દીધો કે: "આજ તમારી સુશીલા છે; આનેજ તમારી કન્યા સમજીને તમારા ખોળામાં બેસાડો. અત્યારે તેની ચર્ચા વધારે ન કરશો."

દીનેશ બિચારો એ સમસ્યાના રહસ્યને સમજી શક્યો નહિ. તે અનેક જાતના સંકલ્પવિકલ્પ કરવા લાગ્યો. પરંતુ સતીશ આજે પોતાનું હમેશનું સુકોમલ હૃદય કઠોર કરીને આવ્યો હતો. તે દીનેશ તરફ દૃષ્ટિ કરીને કર્કશ સ્વરથી કહેવા લાગ્યો કે: "દીનેશ! તમે એ કલંકિની કન્યાને ભૂલી જાઓ. સુશીલા નામધારિણી તમારે કોઇ પુત્રી હતી જ નહિ એમ સમજો. જે કન્યા પોતાનાં માતા પિતાનો વિચાર ન કરે; ધર્માધર્મનો વિચાર ન કરે; ગૃહમાંથી રાત્રિના સમયે ચોરની માફક પરપુરુષ સાથે પલાયન કરી જાય, તે આપણી કન્યા જ નહિ. તે કુલકલંકિની કુશીલા કન્યા આ દેવીની કુખથી કદાપિ જન્મીજ ન હોતી! તો પછી શા માટે રડવુ? સંતાપ શો કરવો? મોટી બહેન, તમે પણ શું ગાંડાપણું કરી રહ્યાં છો? રાણી! તુ શા માટે આટલો વિલાપ-પ્રલાપ કરે છે? આર્ય કુલવધૂ થઇને મોટી બહેન, તમે એક વ્યભિચારિણી કન્યા માટે કલ્પાન્ત કરો છો? તમે જ એક દિવસ અને કહ્યું હતું કે તમારે પેટે એવી અધર્માચારિણી કન્યા ઉત્પન્ન થઇજ

નહોતી ! તમે જ કહ્યું હતુ કે ' મારી કન્યા મરી ગઇ છે !' ત્યારે હવે આટલાં અધીર શા માટે થાઓ છો ? જે તમને ભૂલી ગઇ છે તેને તમે શામાટે યાદ કરો છો ? ”

આટલું કહીને સતીશ શાન્ત થઇ દિવાનખાનામાની એક ગાદી પર તકિયાને અઢીગીને બેસી ગયો. આટલા બધા આવેશમાં આવીને તેણે કોઇ દિવસ વાત સરખી પણ કરી નહોતી. થોડીજ વારમાં તેની કૃત્રિમ કઠોરતા કોણ જાણે કયા અદ્રશ્ય થઇ ગઈ અને તે અલ્પવયસ્ક બાલકની પેઠે ઉચ્ચ સ્વરથી રુદન કરવા લાગ્યો.

સતીશની કઠોરતાપૂર્ણ વાણીનું શ્રવણ કરીને દીનેશની સ્ત્રી મનોરમા પોતાના હૃદયની દુર્બલતાને જાણી ગઇ. દીર્ઘ કાળ પછી પોતાના પતિને જોવાથી તેનામાં જે દુર્બલતા આવી ગઇ હતી, તે એકાએક અદ્રશ્ય થઇ ગઇ. તે તરતજ સતીશની સ્ત્રીના ખોળામાંથી પોતાનું માથું ઉંચું કરીને કઠોર સ્વરથી કહેવા લાગી કેઃ “ તમે સત્ય કહો છો. સુશીલા નામવાળી મારે કોઇ કન્યાજ અવતરી ન હોતી ! જે વિધવા થઇને પોતાના ધર્મનુ રક્ષણ ન કરી શકી, જે ચોરતી પેઠે ઘરમાંથી ન્હાસી ગઇ, તે કદાપિ મારી પુત્રી જ નહિ ! તેને માટે વળી દુઃખ કેવુ, એ તમારી વાત ખરી છે. ઊઠો. કોઈ અધીર ન થશો, કોઇ કલ્પાન્ત ન કરશો. આ વિશાળ સંસારમાં આ સતીશ બાબૂ, લક્ષ્મી વહુ અને એમના ખોળામાંની રાણી સિવાય અમારૂ બીજું કોઇ નથી. રાણીના મુખ તરફ જુઓ, તે કુલકલંકિનીને ભૂલી જાઓ. ચાલો વહુ, આપણે ઘરમા જઇએ. રાણી ! તુ તારા મોટાબાબૂની પાસેજ રહેજે.”

“ દીનેશને પણ અંદર લઇ જાઓ રાણી ! અહીં રહેવાનું કામ નથી. જાઓ, બધાં અંદર જાઓ. ” સતીશે કહ્યું.

દીનેશ અત્યાર સુધી એક અક્ષર પણ બોલ્યો ન હોતો. તેના મસ્તકપર વિના વજ્રનો વજ્રાઘાત થયો હતો, જાણે કે તે ઘટના સાથે તેનો કોઇ પણ જાતનો સંબંધ ન હોય, જાણે કે તે અભિનયનો તે કેવળ દર્શકજ હોય; તેમ ચુપચાપ બેસી રહ્યો હતો. તેનું હૃદય શૂન્ય થઇ ગયું હતુ. તેનામાં રડવાની શક્તિ ન હોતી; બોલવાની શુદ્ધિ ન હોતી; હાથ ઉંચો કરવા જેટલું પણ સામર્થ્ય રહ્યું ન હોતુ. નિર્જીવ પાષાણ પ્રતિમાની પેઠે તે બેસી રહ્યો હતો. સતીશના મનમાં ભય થવા લાગ્યો કે કદાચિત્ દીનેશનુ હૃદય એકાએક બંધ ન પડી જાય ! એવી ભયંકર ઘટનાઓના સમાચાર સાભળીને ઘણી વાર ઘણાક માણસોના મરણ થતાં સતીશે પોતાની નજરે જોયાં હતાં અને મિત્રોને મોઢે સાંભળ્યાં હતાં.

" દીનેશ, તમે જરા રડો. " સતીશે વિચાર કરીને કહ્યું. કારણ કે, આવે વખતે રડી લેવાથી હૃદયપરનો ઘણો ખરો ભાર ઓછો થઇ જાય છે—અનિષ્ટ થવાની આશંકા તરતને માટે ટળી જાય છે; એ સતીશ સારો પેઠે જાણતો હતો.

" હેં શું હુ રડું ? હા રડું–પણ આખોમાં આસુ નથી આવતાં. મારા જેવા દુર્ભાગી મનુષ્યને માટે રુદન પણ દુર્લભ—"

દીનેશની વાત અધૂરી જ રહી ગઇ. બહારની પરસાળમાં એક ગાડી આવીને ઊભી રહી. સતીશે બહાર જઇને જોયું તો એક નવયુવક તેમાંથી ઊતરી રહ્યો હતો. બીજુ કોઇ હતું કે નહિ તે અંધારામાં જોઇ શકાતું ન હોતુ. તીનકોડી સતીશને પ્રણામ કરીને કહેવા લાગ્યો કે; " સતીશબાબુ ! મને ઓળખો છો ને ? મારૂં નામ તીનકોડી મિત્ર છે. કલકત્તાના કમ્બુલિયા ટોલા સ્ટ્રીટમા મારૂં ઘર છે. ગાડીગાં મારી મોટી બહેન છે અને—"

તીનકોડી આગળ બોલી શક્યો નહિ. સતીશ અતિશય આદર-ભાવથી કહેવા લાગ્યો કે, " શું તમારાં મોટાં બહેન આવ્યાં છે? અરે રાણી! તારી મોટી બાને કહે કે કલકત્તાથી તીનકોડી બાબુ તથા તેમનાં બહેન આવ્યા છે. "

દીનેશની સ્ત્રી મનોરમા સતીશનો અવાજ સાંભળીને અંદરથી દોડી આવી. ગાડી પાસે આવીને તે તીનકોડીની બહેનને કહેવા લાગી, " મોટી બહેન! શું તમે છો? "

" હા. હું છું, બહેન! હું એકલીજ નથી: મારી સાથે સુશીલા પણ આવી છે." તીનકોડીની બહેને ગાડીમાં બેઠાં બેઠાજ જવાબ દીધો.

" શું કહો છો બહેન! શું સુશીલા આવી છે?" મનો-રમાએ આશ્ચર્યચકિત બઇને પૂછ્યું. સુશીલાનું નામ સાંભળીને તેના હૃદયપર વજ્રાઘાત કરતાં પણ વધારે ખરાબ અસર થઇ હતી. તેથી તેણે આશ્ચર્ય, આશંકા તથા અધીરતાથી એ શબ્દો ઉચ્ચાર્યા હતા.

દીનેશ ઘરમાંથી દોડી આવ્યો; અને 'દિકરા સુશીલા' કહીને ગાડી પાસે ઊભો રહી ગયો. તેની પાસ જ તેની સ્ત્રી પણ ઉભેલી હતી. તે દીનેશનો હાથ પકડીને દૃઢ સ્વરથી કહેવા લાગી કેઃ— " સુશીલા?—સુશીલા આપણી કોઇ નથી. તમે કોની પાસે જાઓ છો? આપણી સુશીલા તો બે વર્ષ પહેલાં મરી ગઇ છે. "

ના, સુશીલા હજી મરી ગઇ નથી. આજે તે મરવા માટે આવી છે, એ વાત ખરી છે. અફસોસ! હું તેને સ્મશાનમાં લઇ આવ્યો છું. ગાડીવાન ગાડી હેંક " તીનકોડીએ સુશીલાનું થતું અપ-માન સહન ન થવાથી ગંભીરતાથી એ વાક્યો ઉચ્ચાર્યાં; એટલુંજ નહિ, પણ તે તરત જ ઘરમાંથી બહાર નીકળીને ઊભો રહ્યો.

"તીનકૌડી બાબુ, આ શી વાત છે તે હું સમજી શકતો નથી." સતીશે તેનો હાથ પકડીને કહ્યું.

"કોઇને કાંઇપણ સમજવાની કે સમજાવવાની જરૂર નથી!" તીનકૌડીએ આવેશમાં આવી જઇને કહ્યું, "સુશીલા મરવાની અણીપર છે. મરવા પહેલાં તે પોતાનાં માતાપિતાને જોવા ઇચ્છતી હતી ને અમો ભાઈ બહેન તેને અહીં સુધી અનેક કષ્ટો વેઠીને લઇ આવ્યાં છીએ. હવે તે રીતસર મરી ગઇ છે. એ અભાગિનીને અહીંથી લઇ જવામાં સાર છે. અહીં બધી ધર્મમૂર્તિઓ રહે છે! બહાર વૃક્ષની નીચે સુશીલાના પ્રાણ નીકળી જાય તે ઉત્તમ છે, પણ અહીં તો નહિ જ!"

એમ કહીને તેણે સતીશના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો. પછી ગાડી આગળ જઇને તે વિક્ષિપ્ત ચિત્તના મનુષ્યની પેઠે કહેવા લાગ્યો કે: "સુશીલા, તારી માતા મરી ગઇ છે—તારા પિતા છે જ નહિ. બીજાં બધાં અહીં ભૂત પ્રેત છે. ચાલ સુશીલા, આ ભયંકર પ્રેતભવનમાંથી ચાલ. અભાગિની! તારૂં અહીં કોઇ નથી. મોટી બહેન! હવે શું છે? અહીંથી ચાલ્યા જવામાંજ આપણું શ્રેય છે!"

સતીશ દોડીને એકદમ ગાડીમાં પેઠો. તીનકૌડીની મોટી બહેન ગાડીમાં હતી તેનું સ્મરણ રહ્યું નહિ. તેણે સુશીલાને પોતાના ખોળામાં ઉચકી લઇને કહ્યું કે: "આવ પુત્રી અમારે ઘેરે આવ. કોણ કહે છે કે તારૂં કોઇ નથી? તારો કાકો છે, કાકી છે; બધાં છે."

તે સુશીલાને ઉંચકીને ગાડીમાંથી નીચે ઉતર્યો. કોઇની પણ સહાયતાની દરકાર કર્યા વગર તે સુશીલાને દિવાનખાનામાં લઈ ગયો. એ વખતે તેના શરીરમાં સિંહના જેટલું બળ આવી ગયું હતું.

"બેટા! સુશીલા!" સતીશે સુશીલાને જમીનપર સુવાડીને ગદ્ગદ્ વાણીથી એ શબ્દો ઉચ્ચાર્યા. પણ જ્યારે તેણે કાંઈપણ

જવાબ દીધો નહિ, ત્યારે તે ગભરાયલા અવાજે કહેવા લાગ્યા કે: “ રાણી ! ઓ રામભજન ! જલ્દી પાણી લાવો. જોઇ શું રહ્યાં છો ? સુખલાલ, તમે એકદમ ગાડીમાં બેસીને જઇને ડોકટરને બોલાવી લાવો ! રાણી ! જલ્દી પંખો લઇ આવ. સુશીલા બેશુદ્ધ થઈ ગઇ છે ! બેટી ! સુશીલા !! કેમ તુ કાંઇ બોલતી નથી ? ”

હવે દીનેશથી એ દૃશ્ય જોઇ શકાયું નહિ; તેનાથી ધીરજ રાખીને રહી શકાયું નહિ. તે ઉન્મત્તની માફક એકદમ દોડી આવ્યો અને સુશીલાને છાતી સાથે લગાડી તેના મોઢા સામે જોવા લાગ્યો.

“ દીનેશ ! આ શું કરો છો ? પહેલાં છોકરીને બચાવો અને પછી તેને ખોળામાં લો. ” સતીશે કહ્યું.

એ પરથી સતીશની સ્ત્રી સુશીલાના મોઢાપર જલસિંચન કરવા લાગી. તીનકોડીની મોટી બહેન તેને ખોળામાં લઇને બેસી ગઇ, રાણી પંખાવતી પવન નાખવા લાગી; અને મનોરમા તેના તરફ એક નજરે જોવાજ લાગી.

તીનકોડીનો ક્રોધ હજી સુધી શાન્ત થયો નહોતો. તે ઘરમાં આવીને સુશીલા તરફ જોઇ કહેવા લાગ્યો કે: “મોટી બહેન ! હજી શું જોઇ રહ્યાં છો ? છોકરીને મારી નાખવા માટે અહીં લઇ આવી હતી તે મારીનાખીને ! શું સુશીલા હજી જીવે છે ? સતીશબાબૂ, તમને પણ કશી ખબર પડે છે કે નથી પડતી ? સાંભળો, ધર્માવતારો ! કાન ખુલ્લા કરીને મારૂં કહેવુ સાંભળો ! સુશીલા તેના નામ પ્રમાણેજ ગુણ ધરાવનારી નારીકુલભૂષણ સુશીલા જ છે. તે માત્ર ગૃહત્યાગ કરીને પરપુરૂષ સાથે પલાયન કરી ગઇ હતી, કિન્તુ તે ધર્મભ્રષ્ટ કિંવા નીતિ-ભ્રષ્ટ થઈ નથી. તેણે પોતાના ધર્મરક્ષણ સારૂ વેઠેલાં અનેક કષ્ટોની કથા જ્યારે તમે સાંભળશો ત્યારે તેના ચરણોની ધૂળ મસ્તકે ચઢાવશો

લાગી જશો. પણ એ બધી વાતો હું તમને કહીશ નહિ; કહેવાથી કાંઇ લાભ નથી. હવે સુશીલા તો આ સંસારમાં છે નહિ. મોટી બ્હેન! શા માટે છોકરીને અહીં લાવી હતી ?"

"ત્યારે આમાં શું રહસ્ય સમાયલું છે; તીનકૌડી બાબૂ ?" સતીશે પૂછ્યુ.

"આમાં રહસ્ય જેવું કાંઇ પણ નથી. આ એક અભાગિનીની આત્મકથા છે. સુશીલાની કેવળ ક્ષણિક સસારતૃષ્ણાનું પ્રાણહારક પરિણામ છે!" તીનકૌડીએ કહ્યું.

સુશીલાએ જ્યારથી ગાડીમાંથી પોતાની માતાનો સ્વર સાંભળ્યો હતો, ત્યારથી તે શુદ્ધિરહિત થઇ ગઇ હતી. ડૉક્ટરે આવીને દવા આપી હતી તેથી હવે તે કાંઇક શુદ્ધિમાં આવી હતી. તે પોતાની આંખો ઉઘાડીને ચારે તરફ જોઇ રહી.

"બેટી, સુશીલા!" તીનકૌડીની બહેને કહ્યું.

"બા—બાબૂ!" સુશીલા ધીમેથી બોલી.

મનોરમા હવે તટસ્થ ભાવે ઊભી રહી શકી નહી; તે સુશીલાની છાતી પર આવીને પડી ગઇ અને રડતાં રડતાં કહેવા લાગી કે, "પુત્રી સુશીલા, તારી તબીયત કેમ છે ?"

એના જવાબમાં સુશીલાએ આંખો ઉઘાડીને કેવળ "બા! બાબુ કયાં છે ?" એટલાજ શબ્દો ઉચ્ચાર્યા.

"આ રહ્યો બેટા! શું છે ?" બગલમાં બેઠેલા દીનેશે ગદ્‌ગદ્ કંઠે પુછ્યું.

'માતા પીતા ક્ષમા! સુશીલા કાતર સ્વરે કેવળ ત્રણ શબ્દોજ બોલી પાછી આંખો બંધ કરી છેકજ બેભાન થઇ ગઇ.



# સત્યભામા.

[ પત્નીની પસંદગી–શુદ્ધ પ્રેમનો આદર્શ. ]

આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી ગદ્ય નાટક. ૭ મનોહર ચિત્રો સાથે. અંક ૧ લો–પ્રેમાંકુર. અંક ૨ જો-પ્રેમવિકાસ અંક ત્રીજો–પ્રેમપ્રકાશ. અંક ૪ થો–પ્રેમપરીક્ષણ. અંક ૫ મો–પ્રેમની પરિસીમા. કિંમત ૧–૮–૦

---

# સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

આ પુસ્તકમાં કેળવાએલી સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણથી જ ઘરમાં કેવી રીતે કેળવણી આપવી તથા તેમનું વર્તન દુષિત ન થાય તે માટે કેવી રીતે કાળજીથી વર્તવું જોઇએ તે વિષે પતિ પત્નીના પત્રવ્યવહાર રૂપે ચર્ચા કરેલી છે. પુસ્તકના બે ખંડમાં ૩૨ પત્રો બનાવટી નહીં ઘણા ખરેખરા લખાએલા છે. કિંમત રૂ. સવા.

---

# સુશિક્ષિત સ્ત્રી.

## (બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ)

ખાસ કરીને કેળવાયેલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ વાર્તા નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું છીંટનું પુંઠું. કિં. રૂ.૧



# મેઝીનીના લેખો

## —માનવી કર્તવ્યો.

ઇટાલીના પ્રસિદ્ધ દેશભક્ત જોસફ મેઝેનીના "ડ્યુટીજ ઓફ મેન નામે વિચારણીય અને મનનશીલ ગ્રંથ ઉપરથી આ પુસ્તક તૈયાર કર્યું છે. તેમાં નીચેનાં ૧૨ પ્રકરણો છે: પૃષ્ટ લગભગ બસો. **કીંમત રૂ. એકજ છે.**

૧ ઇટાલીના મજુરોને. ૨ ઇશ્વર ઉપર આસ્થા. ૩ કર્તવ્ય વિવેકનુ મહત્વ. ૪ માનવજાતિ પ્રત્યેનાં કર્તવ્યો. ૫ રાષ્ટ્ર કર્તવ્યો. ૬ ગૃહકર્તવ્યો. ૭ પોતા પ્રત્યેનાં કર્તવ્યો. ૮ સ્વાતંત્ર્ય. ૯ શિક્ષણ. ૧૦ સંગઠન પ્રગતિ. ૧૧ મજુર વર્ગનો પ્રશ્ન. ૧૨ ઉપસંહાર.

રાષ્ટ્ર અને સમાજસેવાના વિચારકોને અભ્યાસ કરવા યોગ્ય નવીન વિચારો આમાંથી જરૂર ઘણાજ મળી આવે છે.

---

# વિપિન.

**સામાજીક નવલકથા.** કિંમત રૂ. બે. રા. રા. રાજેન્દ્ર સોમનારાયણ, બી. એ. કૃત વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાના ઘણાક વિષયોનો ઉપાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમનાં ખોટાં ટાયલાનો આમાં અંશ પણ નથી, પરંતુ સ્ત્રી, પુરૂષ કે બાળક સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇ ને કાંઇ સારો પાઠ શીખે તેવી આ નવલકથા છે.

---

સ્ત્રીઓ અને બાળકો માટેનું માસિકપત્ર—

# સ્ત્રીબોધ.

(જેની સાથે સાત વર્ષ થયાં "બાળક"નો બાળકો માટેના લેખોનોજ સ્વતંત્ર વિભાગ ૨૪ પૃષ્ઠનો દર માસે આવે છે.)

**આદ્ય તંત્રી—કેખુશરો નવરોજી કાબરાજી.**

હાલના તંત્રીઓ } પુતળીબાઇ કાબરાજી.
કેશવપ્રસાદ છો૦ દેસાઇ.

દર માસે "સ્ત્રીવિભાગ"ના ૪૮ અને "બાળક"ના ૨૪ મળીને ૭૨ પૃષ્ઠનું (નવ ફરમા) નિર્દોષ લખાણ ઉપરાંત વરસમાં એક "વસંત" અંક તથા બે ઉપયોગી પુસ્તકો લગભગ ૪૦૦ પાનાંનાં ભેટ આપવામાં આવે છે. છતાં વાર્ષિક લવાજમ રૂ. સવા ત્રણ. પરદેશ માટે રૂ. [illegible] (પરદેશના ગ્રાહકોએ શિલિંગ ૭ નો પોસ્ટલ ઓરડર મોકલવો.

**ઇ. સ. ૧૯૨૬ નાં ભેટનાં બે પુસ્તકો:—**

(૧) **અભાગિની.** (નવલકથા.)

(૨) **બાળકોનો મિત્ર.** (બાળકો માટેની વાતો, સંવાદો, લેખો.)

**જાન્યુઆરીથી** નવું સીતેરમું વરસ શરૂ થયું છે. નવા વર્ષની ભેટનાં બે પુસ્તકો પણ તૈયાર છે. ગ્રાહક થવા માટે તુરતજ લખો:—

**મંત્રી—"સ્ત્રીબોધ" કાર્યાલય: અમદાવાદ.**